હમોએ લોકો માટે આ કુર્આન શરીફમાં દરેક પ્રકારના દાખલાઓ (ઉદાહરણો) દર્શાવ્યા છે. જેથી લોકો ધ્યાનથી નસીહત પકડી શકે. *(કુર્આન શરીફ)*

# કુર્આન શરીફમાં

## વર્ણન કરેલ વિવિધ

# દાખલાઓ-ઉદાહરણો

કુર્આન શરીફના ઉદાહરણોથી ઘણી બધી વાતોનો ફાયદો મળે છે. દા.ત. કોઈ બોધવચન મળે છે કે, કોઈ સારા કામ માટે પ્રોત્સાહન મળે છે. કોઈ વાત પર ભાર આપવામાં આવે છે, વાક્યનું અર્થઘટન સંબોધિત સમક્ષ સ્પષ્ટ થાય છે, વૈચારિક બાબતને વ્યવહારિક સ્વરૂપ મળે છે. એટલા માટે કે ઉદાહરણો અપ્રત્યક્ષ (ગાઈબ)ને પ્રત્યક્ષ (હાઝિર) બનાવી દે છે. કુર્આનના ઉદાહરણો નિંદા માટે, પ્રસંશા માટે, મહાનતા કે હીનતા દર્શાવવા માટે, સત્યના મંડન અને અસત્યના ખંડન માટે આપવામાં આવે છે.



-: સંપાદક :-

**(હઝ. મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ-૩૯૨૦૦૧

કિતાબનું નામ : **કુર્આન શરીફમાં વર્ણન કરેલ વિવિધ દાખલાઓ-ઉદાહરણો**

સંપાદક : **(હઝ. મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**
(મુહતમિમ : દારૂલ ઉલૂમ માટલીવાલા-ભરૂચ)

પ્રકાશન વર્ષ : ઈ.સ. ૨૦૨૦, હિ.સ.૧૪૪૨

પ્રત : ૧૦૦૦

મૂલ્ય : રૂ.૨૦૦



-: કિતાબ મેળવવાનું સ્થળ :-

**દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**

ઈદગાહ રોડ, ડી.એસ.પી. ઓફિસ સામે,

ભરૂચ-૩૯૨૦૦૧ (ગુજરાત-ઈન્ડિયા)

ફોન : (૦૨૬૪૨) ૨૨૩૮૬૪

# અનુક્રમણિકા



# સંપાદકીય

الحمد لله رب العالمين، والصلاة والسلام على سيد الانبياء والمرسلين، وعلى آله وصحبه اجمعين.

કુર્આન શરીફના વિષયો બાબતે ધ્યાનથી વિચારીએ તો માલૂમ પડે છે કે, આ બધા વિષયો મુખ્યત્વે ચાર વિષયોમાં વહેંચાયેલા છે. અને કુર્આન શરીફની દરેક આયત આ ચાર વિષયોમાંથી કોઈ એક વિષયના અનુસંધાનમાં આવે છે. (૧) અકાઈદ (માન્યતાઓ), (૨) અહકામ (જીવનના બધા જ ક્ષેત્રોને લગતા હુકમો-કરવાના કામો, ન કરવાના કામો), (૩) કિસ્સાઓ, (૪) ઉદાહરણો.

## (૧) અકાઈદ (માન્યતાઓ) હકારાત્મક દલીલો :

કુર્આને કરીમનો ઝિણવટપૂર્વક અભ્યાસ કરવામાં આવે તો જણાય આવશે કે તેમાં વિચાર તથા આચાર બન્નેવ વિશે વાત કરવામાં આવી છે.

મુખ્યત્વે ત્રણ વિચાર કુર્આન શરીફ રજૂ કરે છે :

(૧) તૌહીદ
(૨) રિસાલત
(૩) પારલૌકિક જીવન (આખિરત) નો વિચાર.

તૌહીદ-એકેશ્વરવાદનો અર્થ છે : માનવી કણકણને એક અલ્લાહપાકનું સર્જન સમજે અને એકમાત્ર અલ્લાહપાકની ઈબાદત કરે, તેને જ ચાહે, તેનો જ ડર રાખે, તેનાથી જ માંગે અને મનમાં એવો વિશ્વાસ રાખે કે બધું જ તેના હાથમાં છે. તેના સિવાય કોઈ કશું કરી શકવા સમર્થ નથી.



રિસાલતનો મતલબ એ છે કે હઝરત મુહમ્મદ (સલ.)ને અંતિમ નબી તથા આપથી પહેલાં આવેલા તમામ પયગમ્બરોને સાચા પયગમ્બર સમજે. જેને તેઓ સત્ય કહે છે, તેને સત્ય સમજે અને જેને તે પૈગમ્બરો અસત્ય ઠરાવે છે, તેને અસત્ય ઠરાવે.

આખિરત-પારલૌકિકની જીંદગીનો મતલબ એ છે કે માણસ મર્યા પછી એક એવા જીવનમાં શ્રધ્ધા ધરાવે જે અનંત (હંમેશનું) છે. અને ત્યાં પ્રત્યેક શખ્સને તેના કર્મોનો બદલો ચૂકવવામાં આવશે. તે કર્મો જે તેણે વર્તમાન જીવનમાં કર્યા છે. જો તેણે સદ્કાર્યો કર્યા હશે, તો તે જન્નતની કાયમી નેઅમતોમાં રહેશે, અને જો તેણે બૂરા કર્મો કર્યા હશે, તો તે નર્ક (જહન્નમ)ની આગમાં હંમેશ બળતો રહેશે.

## અકાઈદ (ગલત અકીદાઓનો રદ કરવો) :

હકારાત્મક દલીલો સાથે કુર્આન શરીફમાં નકારાત્મક અકીદાઓનું ખંડન પણ કરવામાં આવ્યું છે. અને ગલત અકીદા ધરાવતા વર્ગોને ઘણા સારા અંદાજમાં સમજાવવામાં આવ્યુ છે. આ પ્રકારની આયતોમાં ચાર પ્રકારના લોકોની ખોટી માન્યતાઓનું ખંડન કરવામાં આવ્યું છે. (૧) મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ), (૨) ખ્રિસ્તીઓ, (૩) યહૂદીઓ, (૪) મુનાફિકો (જાહેરમાં ઈસ્લામ સ્વિકાર કરનાર અને દિલથી તેઓ વિરોધ કરનાર).

## અનેકેશ્વરવાદીઓ (મુશ્રિકો) :

મુશ્રિકોની ગુમરાહી (પથભ્રષ્ટતા) પાંચ પ્રકારની છે :

(૧) શિર્ક : આ લોકો અલ્લાહપાકના વિશિષ્ટ ગુણો (સિફતો)માં મૂર્તિઓને ભાગીદાર ગણે છે. તેમની માન્યતા છે કે, ચાહે અલ્લાહપાક બધી વસ્તુઓના સર્જનહાર છે, પરંતુ દુનિયાના બાદશાહો અને પ્રમુખો, વડાપ્રધાનો જેમ પોતાની સરકારના વિવિધ પ્રકારના વહીવટો વિભિન્ન વ્યક્તિઓને સોંપે છે, નઉઝુબિલ્લાહ અલ્લાહપાકે પણ રોજી-રોટી, ઈઝઝત -ઝિલ્લત વગેરેનો કંટ્રોલ બીજાઓને સોંપી દીધો છે. માટે તેમનાથી જ

માંગવુ જોઈએ. અને તેમની ઈબાદત (ઉપાસના) કરી તેમને ખુશ કરવા જોઈએ. જેથી તે અલ્લાહ સમક્ષ આપણી રજૂઆત (સિફારિશ) કરે. કુર્આન શરીફમાં તેમની આ ગુમરાહીને વિવિધ પ્રકારે રદ કરવામાં આવી છે.

કદી એમનાથી એમની ગલત માન્યતાની દલીલ માંગવામાં આવે છે કે, તમને શિર્કની આ વાતો કોણે કહી ? જેને સમજ્યા વગર તમો માની લો છો.

કદી આયતોમાં અલ્લાહપાકની સર્વોપરિતા અને સર્વશક્તિમાન હોવાની દલીલો અને કિસ્સાઓ ટાંકવામાં આવે છે. કદી કહેવામાં આવે છે કે, જે પથ્થર કાલ સુધી તમારી ઠોકરોમાં પડેલો હતો, તમે પોતાના હાથથી હથોડા મારી તેને વ્યવસ્થિત શકલ આપી, તે ક્યારનો તમારા નફા-નુકસાનનો માલિક બની ગયો ?

(૨) મુશ્રિકોની બીજી ગુમરાહી અલ્લાહ તઆલાને મખ્લૂક (સૃષ્ટિ) જેવા સમજવાની હતી. અર્થાત્ આપણે જેમ બાલ-બચ્ચાંવાળા છીએ, તેમ ફરિશ્તાઓને પણ નઉઝુબિલ્લાહ અલ્લાહપાકની બેટીઓ કહેતા હતા.

કુર્આન શરીફમાં તેમની આ ગુમરાહીને બે પ્રકારે રદ કરવામાં આવ્યો છે. એક તો અલ્લાહપાક માટે સ્પષ્ટ શબ્દોમાં અવલાદનો સદંતર ઈન્કાર કરવામાં આવ્યો. બીજી એ કે, ખાસ કરીને છોકરીઓનો. બુધ્ધિથી વિચારો તો ખરા કે તમે પોતે બેટીઓના જન્મને પોતાના માટે શર્મજનક અને અપશુકનિયાળ સમજો છો, તો પછી જે ઝાતને સર્વ જગતનો પાલનહાર સમજો છો, તેના માટે બેટીઓ કેવી રીતે માનો છો ?

(૩) મુશ્રિકોની ત્રીજી ગુમરાહી ધર્મમાં ફેરફાર કરવાની હતી. એટલે કે પોતાને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના તાબેદાર સમજતા હતા અને કહેતા હતા કે, હમે તેમના અનુયાયી છીએ અને તેમના જ બતાવેલ માર્ગ ઉપર ચાલીએ છીએ. પરંતુ ઘણા હુકમો અને કાયદાઓ પોતાના તરફથી ઘડી લીધા હતા. જેમકે તૌહીદની જગ્યાએ શિર્ક, નગ્ન થઈ તવાફ કરવો, નમાઝની જગ્યાએ સીટીઓ અને તાળીઓ પાડવી, મહિનાઓના ક્રમમાં ફેરફાર કરવો, જેથી જો લડાઈથી રોકવામાં આવેલ મહિનાઓમાં લડાઈ કરવી હોય તો

પણ કરી શકે, વગેરે ઘણા બધા ફેરફારો ધર્મના નામે કરી દીધા હતા.

(૪) એમની ચોથી ગુમરાહી એ હતી કે, તે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને અલ્લાહપાકના રસૂલ તરીકે સ્વિકારતા ન હતા. અને કહેતા હતા કે, હમારી જેવા ચાલવા-ફરવાવાળા અને ખાવા-પીવાવાળા ઈન્સાન કેવી રીતે નબી બની શકે છે ? કુર્આન શરીફમાં ઘણી જગ્યાએ તેમની આ ગુમરાહીનો રદ કરવામાં આવ્યો અને સમજાવ્યું કે, હંમેશા હમે ઈન્સાનોમાં જ રસૂલો મોકલ્યા છે.

(૫) એમની પાંચમી ગુમરાહી આખિરત (પરલોક)નો ઈન્કાર હતી કે, તે મરણ બાદ બીજી વખતે જીવંત થવાની માન્યતાને અશક્ય સમજતા હતા. કુર્આન શરીફમાં તેનો વિવિધ દલીલોથી અલગ-અલગ અંદાજમાં રદ કરવામાં આવ્યો છે.

## યહૂદીઓ :

આ લોકો પણ પોતાની ગુમરાહીમાં હદથી વધી ગયા હતા. મુશ્રિકોમાં જેટલી ગુમરાહીઓ હતી, તે બધી જ (આખિરતના ઈન્કાર સિવાય) યહૂદીઓમાં ઘણી ખરાબ રીતે પ્રસરી ગઈ હતી. જાહેરી દૃષ્ટિએ તો એ પોતાને "તૌરાત" (બાઈબલના જૂના કરાર)ના તાબેદાર કહેતા હતા. પરંતુ એમણે તૌરાતને જ પોતાની તાબે કરી દીધી હતી. એમની ઈચ્છાનુસાર જ્યારે જેમ ચાહતા, તેમ ફેરફાર તૌરાતમાં કરતા હતા.

**તૌરાતમાં તેમનો ફેરફાર ત્રણ પ્રકારનો હતો :**

(૧) શાબ્દિક ફેરફાર : આ લોકો તૌરાતની આયતોનો જુઠો અર્થ કરી લોકો સમક્ષ રજૂ કરતા હતા.

(૨) અર્થનો ફેરફાર : તૌરાતની આયતોનો ભાવાર્થ પોતાની તરફથી ઘડી કાઢી તેનો મનઘડત મતલબ રજૂ કરતા હતા.

(૩) યહૂદીઓની ત્રીજી ગુમરાહી એ હતી કે, તે તૌરાતની ઘણી આયતોને છૂપાવતા હતા. જેથી દુન્યાદાર માલદારો સમક્ષ તેમનો માન-

મરતબો બાકી રહે. તેમને ખતરો લાગતો હતો કે જો આ પ્રકારના હુકમોની લોકોને ખબર પડી જશે, અને તે એવુ જાણશે કે હમારા ઉલમા (ધાર્મિક વડા) તેના ઉપર અમલ નથી કરતા, તો તેમનાથી વિરૂધ્ધ થઈ જશે. અને તેમની માન-મર્યાદા બાકી નહી રહે.

જેમકે આપ (સલ.)ની પેશીનગોઈ (ભવિષ્યવાણી) દર્શાવતી તૌરાતની આયતો તથા વ્યભિચાર (ઝીના)ની સજા દર્શાવતી આયતો પણ સંતાડી રાખી હતી. અને આપસમાં તાકીદ કરતા હતા કે, આ વાતોની મુસલમાનોને ખબર ન પડે. *(બકરહ-૭૬)*

## ખ્રિસ્તીઓ :

આ લોકો પોતાને હઝરત ઈસા અલયહિસ્સલામના અનુયાયી કહેતા હતા. એમની સૌથી મોટી ગુમરાહી એ હતી કે, તે લોકો અલ્લાહપાકના ઝાતી રીતે ત્રણ ભાગ માનતા હતા. (નઉઝુબિલ્લાહ) જે અમૂક રીતે સંયુક્ત છે, અને અમૂક રીતે અલગ-અલગ છે. પહેલો ભાગ ‘બાપ’ અને બીજો ભાગ ‘બેટા’ અને ત્રીજો ‘પવિત્ર રૂહ’ છે. અને બેટા (હઝરત ઈસા અલયહિસ્સલામ)નું સ્વરૂપ ધારણ કરી પૃથ્વી ઉપર ઉતર્યો હતો.

અલ્લાહપાકે તેમની આ અભણતાનો ઉલ્લેખ સૂરએ માઈદહ, આયત ૧૧૬ થી ૧૧૮માં કર્યો છે.

કુર્આને કરીમમાં અલ્લાહ તઆલા ફરમાવે છે : “અને અમે આ ઉદાહરણો સમગ્ર માનવજાત માટે ટાંકી રહ્યા છીએ અને તેને જ્ઞાનીજનો જ સમજે છે.” *(અલ્ અન્કબૂત : ૪૩)* બીજી એક જગ્યાએ કુર્આનમાં છે : “અને અમે આ કુર્આનમાં માનવજાત માટે દરેક પ્રકારના ઉદાહરણો ટાંકી દીધા, જેથી તેઓ બોધગ્રહણ કરે.” *(અલ્ ઝુમર : ૨૭)*

## ઉદાહરણો-દાખલાઓ :

કુર્આન શરીફમાં માનવજાતને સમજાવવા માટે ઘણા બધા પ્રકારના સરસ અને ઉમદા ઉદાહરણો આપવામાં આવ્યા છે. અલ્લાહ તઆલા ફરમાવે

છે કે, “હમોએ લોકો માટે આ કુર્‌આન શ.માં દરેક પ્રકારના દાખલાઓ (ઉદાહરણો) દર્શાવ્યા છે. જેથી લોકો ધ્યાનથી નસીહત પકડી શકે.”

આ ઉદાહરણોનો એ જ હેતુ છે કે, લોકો વાતને જલ્દીથી સારી રીતે સમજી શકે. વાત બુધ્ધિમાં જલ્દીથી આવી જાય. કોઈ મતલબ છૂપો હોય તો તે જાહેર થઈ જાય. કોઈ વસ્તુની મોટાઈ અને મહત્વતા દર્શાવવી હોય કે કોઈ વસ્તુની તુચ્છતા વર્ણન કરવી હોય તો તે પણ સારી રીતે થઈ જાય.

એટલા જ માટે તુચ્છ વસ્તુઓનો પણ ઉદાહરણમાં રજૂ કરી, જેથી જે વસ્તુની તુચ્છતા દર્શાવવી હોય, તેમની તુચ્છતા અને કમઝોરી સ્પષ્ટ થઈ જાય. મચ્છર, માંખ અને કરોડિયા જેવી નાની અને કમઝોર મખ્લૂકનું ઉદાહરણ શિર્ક (ભાગીદારી) જેવી અત્યંત ખરાબ વસ્તુ માટે આપવામાં આવ્યુ, જેથી શિર્કની તુચ્છતા લોકો સમક્ષ આવી જાય.

મતલબ કે બુધ્ધિમાન વ્યક્તિ જ્યારે આ ઉદાહરણોને વાંચે-સાંભળે છે, અને તેમાં ચિંતન-મનન કરે છે, તો તેની હિદાયત અને યકીનમાં વધારો થાય છે. અને વિરોધકર્તાને આ ઉદાહરણોથી કોઈ લાભ થતો નથી, બલ્કે તેની ગુમરાહીમાં વધારો થાય છે.

કુર્‌આન શરીફમાં ઘણી બધી વસ્તુઓના વિવિધ પ્રકારે ઉદાહરણો આપવામાં આવ્યા છે. જેમાંથી અમૂકના ફક્ત શિર્ષકો રજૂ કરૂં છું.

૧. મુનાફિકોના ઉદાહરણો
૨. મુસલમાનો માટે ઉદાહરણો
૩. કાફિરો તથા મુસલમાનો માટે ઉદાહરણો
૪. દુન્યવી જીવનનું ઉદાહરણ
૫. અલ્લાહપાક સિવાય બીજાને ખુદા માનનારાઓનું ઉદાહરણ
૬. કાફિરોના કામો (કૃત્યો)નું ઉદાહરણ
૭. ગુનેહગારોનું ઉદાહરણ
૮. તૌહીદ અને રિસાલતનો ઈન્કાર કરનારાઓનું ઉદાહરણ

૯. શિર્કના વિરૂધ્ધ ઉદાહરણો
૧૦. નાદાર ગુલામ અને શરીફ માલદારનું ઉદાહરણ
૧૧. સાચા અને જૂઠા મઅબૂદ (પૂજ્ય)નું ઉદાહરણ
૧૨. કુર્આન શરીફમાં ચિંતન ન કરનારાઓનું ઉદાહરણ
૧૩. આકાશી કિતાબો ઉપર અમલ ન કરનારાઓનું ઉદાહરણ
૧૪. કુર્આન શરીફનો ઈન્કાર કરનારાઓનું ઉદાહરણ
૧૫. બદગુમાની અને ગીબત-ચૂગલી કરનારાઓનું ઉદાહરણ
૧૬. ઈમાન અને કુફ્રનું ઉદાહરણ
૧૭. જૂઠ બોલનારાઓનું ઉદાહરણ
૧૮. પૂજ્ય (મઅ્બૂદ) અને પૂજક (આબિદ)ની લાચારી દર્શાવતુ ઉદાહરણ
૧૯. કાફિરોનું ઉદાહરણ
૨૦. અલ્લાહપાકના રસ્તામાં ખર્ચ કરનારાઓનું ઉદાહરણ
૨૧. સદકાને દંભ-દેખાડાથી બરબાદ કરનારાઓનું ઉદાહરણ
૨૨. નેકી સિવાયના કામોમાં ખર્ચ કરનારનું ઉદાહરણ
૨૩. મુશ્રિક અને તૌહીદવાળાનું ઉદાહરણ
૨૪. હઝરત લૂત અલયહિસ્સલામ અને હઝરત નૂહ અલયહિસ્સલામની પત્નિઓનું ઉદાહરણ
૨૫. હઝ. મરયમ અને હઝ. આસિયહ (ફિરઔનની પત્ની)નું ઉદાહરણ.

હઝ. અબૂ હુરૈરહ (રદી.) નોંધે છે કે, આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે, કુર્આનમાં પાંચ પ્રકારની આયતો ઉતરી છે. (૧) હલાલ કરતી આયતો (વિધિ) (૨) હરામ કરતી આયતો (નિષેધ) (૩) સુસ્પષ્ટ આયતો (૪) રૂપકો (૫) ઉદાહરણો. એટલે હલાલને શીખો અને હરામથી બચો. સુસ્પષ્ટ આયતોનું અનુસરણ કરો, રૂપકો પર આસ્થા રાખો અને ઉદાહરણોથી બોધપાઠ પ્રાપ્ત કરો. *(બયહકી : અલ્ બુરહાનુ ફી ઉલુમિલ કુર્આન : ૪૮૬)*

અલ્લામા માવરદી (રહ.)એ ફરમાવ્યું કે, કુર્આન વિષયક જ્ઞાનમાં ઉદાહરણોનું જ્ઞાન બહુ મહત્વપૂર્ણ જ્ઞાન છે, અને લોકો તેનાથી ગાફેલ છે.

તેઓ ઉદાહરણને તો જાણે છે, પરંતુ જે હેતુ માટે ઉદાહરણ ટાંકવામાં આવે છે, તેને લોકો નથી જાણતા. જો કે ઉદાહરણને તેના હેતુ વગર સમજવાની કોશિશ કરવી તે લગામ વગરનો ઘોડો દોડાવવા જેવો છે.

હઝરત ઈમામ શાફિઈ (રહ.)એ ફરમાવ્યું કે, "મુજતહિદ (ઈસ્લામી કાયદાશાસ્ત્રી) માટે જે વિદ્યાઓ પ્રાપ્ત કરવી જરૂરી છે, તેમાં ઉદાહરણોની વિદ્યા પણ છે." *(અલ્ બુરહાન : ૪૮૬)*

શેખ ઈઝઝુદ્દીન ઈબ્ને અબ્દુસ્સલામ ફરમાવે છે કે, "અલ્લાહ તઆલાએ પોતાની વાણીમાં ઉદાહરણો બોધપાઠ માટે વર્ણવ્યા છે."

ઉદાહરણોનો આશય એ છે કે, મુરાદ (અભિપ્રેત અર્થ)ને બુદ્ધિથી એવી રીતે નજીક કરી દેવામાં આવે કે તે અમૂર્ત (વૈચારિક) દરજ્જાથી આગળ વધી સાંભળનારના મનમાં મૂર્ત (ભૌતિક) સ્વરૂપ અપનાવી લે. જો તેના અર્થમાં કોઈ અસ્પષ્ટતા હોય તો તે પણ દૂર થઈ જાય, જો કોઈ વસ્તુની મહાનતા દર્શાવવી હોય તો તેની વાસ્તવિક મહાનતા ઉભરી આવે, જો કોઈ વસ્તુની હીનતા પ્રગટ કરવી હોય તો તે પણ પ્રગટ થઈ જાય. જો કોઈ વસ્તુની શક્તિ કે (તેની શાશ્વતી અથવા) અશક્તિ (કે ક્ષણભંગુરતા) દર્શાવવાની હોય તો તે પણ સારી રીતે સાંભળનારના મનમાં બેસી જાય.

એટલે જ અલ્લાહ પાકે અહેસાન-ઉપકાર તરીકે ઈર્શાદ ફરમાવ્યો : "(હે માનવીઓ !) અમે તમારા ખાતર ઉદાહરણો ટાંક્યા (અને આમ કરી તમારા પર ઉપકાર કર્યો)."

અલ્લામા ઝરકશી (રહમતુલ્લાહ અલયહ) અલ્ બુરહાનમાં ફરમાવે છે : "ઉદાહરણોના આશયોમાંથી એક આશય મુદ્દાની સ્પષ્ટતા છે, અને આ શરીઅતની વિશેષતાઓમાંથી એક છે. અલ્લામા ઝમખ્શરી (રહ.) ફરમાવે છે કે, ઉદાહરણ શબ્દાર્થ કે હકીકતને સ્પષ્ટ કરવા માટે ટાંકવામાં આવે છે. જે વસ્તુનું ઉદાહરણ આપવામાં આવે છે, જો તે મહાન હોય છે તો ઉદાહરણ પણ તે જ રીતે મહાનતાવાળું હશે, અને જો તે વસ્તુ હીન (વામન) હશે તો ઉદાહરણ પણ હીનતાવાળું હશે. પરંતુ આ મહાનતા તથા

હીનતા સ્વયં ઉદાહરણ માટે નથી હોતી, બલ્કે જેના માટે ઉદાહરણ આપવામાં આવ્યું હોય તેના માટે હોય છે. સત્ય સ્પષ્ટ હોય છે, એટલે તેનું ઉદાહરણ પ્રકાશ (તેજ)થી આપવામાં આવે છે. અને અસત્ય અસ્પષ્ટ હોય છે, એટલે તેનું ઉદાહરણ અંધકાર (તિમિર)થી આપવામાં આવે છે. એટલે કુફ્ર (અલ્લાહ તઆલાના ઈન્કાર)ની વૈચારિક કમજોરી દર્શાવવા કરોળિયાના જાળાને ઉદાહરણ તરીકે કુર્આને રજૂ કર્યું. તેની પર મક્કાના અનેક દેવપૂજકો કે મદીનાના યહૂદીઓએ વાંધો ઉઠાવ્યો કે, અલ્લાહપાક આવી તુચ્છ વસ્તુને ઉદાહરણ તરીકે રજૂ નથી કરી શકતા. કારણ કે તે તો મહાન છે.

અલ્લામા ઉષમાની (રહમતુલ્લાહ અલયહ) આ શંકાનું સમાધાન કરતાં ફરમાવે છે કે, આમાં કોઈ શરમની વાત નથી કે, અલ્લાહપાક માખી, મચ્છરનું ઉદાહરણ આપે. કારણ કે ઉદાહરણનો મકસદ સ્પષ્ટતા કરવાનો હોય છે. કોઈ વસ્તુને મહાન કે હીન ચીતરવાનો નહીં. અને આ મકસદ ત્યારે જ પૂરો થશે, જ્યારે ઉદાહરણ આપવામાં આવી રહ્યું છે, તેની વચ્ચે પૂરેપૂરી સુસંગતતા હોય. જેના માટે ઉદાહરણ આપવામાં આવી રહ્યું છે, જો તે હીન હોય તો ઉદાહરણ પણ હીન હોવું જોઈએ. નહીંતર ઉદાહરણ વ્યર્થ સમજવામાં આવશે. હા, જો ઉદાહરણમાં નિયમ એ હોતે કે ઉદાહરણ અને ઉદાહરણ આપનાર વચ્ચે સુસંગતતા જરૂરી છે, તો મૂર્ખાઓનો આ વાંધો યોગ્ય હોતે. પરંતુ આનો તો કોઈ મૂર્ખ પણ કાયલ નહીં હશે. તૌરાહ્, ઈન્જીલમાં એવા પુષ્કળ દૃષ્ટાંતો જોવા મળે છે. તેની વિરૂદ્ધ કહેવું કાફિરોની હઠ તથા બેવકૂફી છે.

આગળ સૂરહ અન્કબૂતની જે આયત નોંધી છે, તેની પહેલાં કુર્આને કરોળિયાનું ઉદાહરણ આપ્યું છે. ત્યાર બાદ તે આયત આવેલી છે. સારાંશ કે ઉદાહરણો મુદ્દા સાથે પૂરેપૂરી સુસંગત છે. પરંતુ સમજદાર લોકો જ તેનો અર્થ સમજી શકે છે. અજ્ઞાનીઓ શું જાણે ?

કેટલાક વિદ્વાનોથી નોંધવામાં આવ્યું છે કે, જ્યારે હું કુર્આને કરીમનું કોઈ ઉદાહરણ સાંભળું છું, અને તેને સમજી નથી શકતો, તો પોતાની જાત

પર રડું છું. એટલા માટે કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે, આ ઉદાહરણોને વિદ્વાનો જ સમજે છે (બીજા શબ્દોમાં કહું તો જ્યારે હું તેને સમજી નથી શકતો, ત્યારે એવું લાગે છે કે હું અજ્ઞાની છું).

રબીઅ્ બિન અનસ (રહ.) ફરમાવે છે કે, મચ્છરનું ઉદાહરણ અલ્લાહ તઆલાએ દુન્યા માટે વર્ણવ્યું છે. મચ્છર જ્યાં સુધી ભૂખ્યો રહે છે, જીવતો રહે છે, અને જ્યારે ખાઈને જાડો થઈ જાય છે, તો મરી જાય છે. એવી જ રીતે દુનિયાદારો (સંસારીઓ) દુન્યાથી પેટ ભરી લે છે ત્યારે અલ્લાહપાક તેઓને પકડી લે છે, પછી તેઓનો વિનાશ થઈ જાય છે.

અમુક વિદ્વાનો કહે છે કે, કુર્આનના ઉદાહરણોથી ઘણી બધી વાતોનો ફાયદો મળે છે. દા.ત. કોઈ બોધવચન મળે છે કે, કોઈ સારા કામ માટે પ્રોત્સાહન મળે છે. કોઈ વાત પર ભાર આપવામાં આવે છે, વાક્યનું અર્થ-ઘટન સંબોધિત સમક્ષ સ્પષ્ટ થાય છે, વૈચારિક બાબતને વ્યવહારિક સ્વરૂપ મળે છે. એટલા માટે કે ઉદાહરણો અમૂર્તને મૂર્ત સ્વરૂપ આપે છે. એટલે કે ઉદાહરણ અપ્રત્યક્ષ (ગાઈબ)ને પ્રત્યક્ષ (હાઝિર) બનાવી દે છે. કુર્આનના ઉદાહરણો નિંદા માટે, પ્રસંશા માટે, મહાનતા કે હીનતા દર્શાવવા માટે, સત્યના મંડન અને અસત્યના ખંડન માટે આપવામાં આવે છે.

ઈમામ અબુલહસન માવરદી (રહ.) જેઓ શાફિઈયોના મોટા વિદ્વાનો -માંથી છે. તેઓએ ઉદાહરણોના વિષયે એક પૂરી કિતાબ લખી છે. જેનું નામ ''અમષાલુલ કુર્આન'' (કુર્આનના ઉદાહરણો) છે.

ઈમામ ઝમખ્શરી (રહ.) કહે છે કે, ઉદાહરણની રીત અપનાવવાનો મકસદ માત્ર એ છે કે, અર્થઘટન સ્પષ્ટ કરી દેવામાં આવે અને અગમ્યને ગમ્ય બનાવવામાં આવે. એટલે જ જેના માટે ઉદાહરણ ટાંકવામાં આવે છે, તે મહાન હોય તો ઉદાહરણ પણ મહાન હશે અને જેના માટે ઉદાહરણ ટાંકવામાં આવે છે, તે જો તુચ્છ (વામન) હોય તો ઉદાહરણ પણ તુચ્છ હશે.

કુર્આન શરીફ અને અન્ય આકાશી ધર્મગ્રંથોમાં ઉદાહરણોનો પુષ્કળ પ્રયોગ કરવામાં આવ્યો છે. નવો કરાર ઉદાહરણોથી ભર્યો પડ્યો છે.

તેમજ અલ્લાહપાકના રસૂલ (સલ.) અને અન્ય બુધ્ધિમાનોની વાણીમાં ઉદાહરણોનો પુષ્કળ પ્રયોગ જોવા મળે છે.

ઉદાહરણોના અભ્યાસથી એ પણ જાણવા મળે છે કે, ઉદાહરણો કેવી રીતે દલીલ બને છે. અને ક્યા હેતુઓ માટે તેમજ કેવા પ્રકારની માનસિકતા-વાળાઓને સમજાવવા માટે ઉદાહરણની શૈલી અપનાવવામાં આવી છે. દા.ત. અનેકેશ્વરવાદની માન્યતાની કમજોરી દર્શાવવા માટે કરોડિયાનું ઉદાહરણ આપવામાં આવ્યું. અથવા દિલ, દિમાગ, આંખ, કાન હોવા છતાં સત્યનો સ્વીકાર નહીં કરનારાઓને ઢોરો જેવા બલ્કે તેનાથી પણ ઉતરતી કક્ષાના જણાવવામાં આવ્યા. અથવા દા.ત. અલ્લાહ તઆલાના માર્ગમાં માલ ખર્ચ કરવાના સારા પરિણામોને એક બી માંથી ઉગેલા સાત ડૂંડા અને દરેક ડૂંડાથી નીકળેલા સો દાણાં સાથે સરખાવવામાં આવ્યા છે. અથવા દા.ત. ગીબત (નિંદા-કુથલી)ની ભ્રત્સના કરવા માટે તેને મરી ગયેલા ભાઈનું માંસ ખાવા જેવું કહ્યું. અથવા સહાબાએ કિરામની પ્રસંશા માટે તેઓને મજબૂત થડ પર ઉભેલી ખેતી સમાન દર્શાવ્યા. બીજી બાજુ એક વ્યક્તિ બલ્અમ્ બિન બાઉરાની નિંદા કરવા માટે તેને હાંફતા કૂતરા જેવો કહ્યો છે. તેની પાસે આકાશી ગ્રંથનું જ્ઞાન હતું, પરંતુ તેણે આખિરતના બદલે દુન્યા (સંસારિક સુખ)ને પ્રાથમિકતા આપી.

દેખીતી વાત છે કે, કુર્આનનો અભ્યાસ કરનારની સામે જ્યારે આ ઉદાહરણો આવે છે, તો તે દરેક સ્થાને તે મુદાને સમજવા માંગે છે, જે તે સ્થાને વર્ણવેલા ઉદાહરણથી દર્શાવવામાં આવી રહ્યો છે.

ઉદાહરણો ધર્મપ્રચારમાં પણ બહુ ફાયદાકારક સાબિત હોય શકે છે. કારણ કે દરેક ભાષામાં મનની વાત વ્યક્ત કરવા માટે ઉદાહરણોના ઉપયોગની શૈલી પ્રચલિત છે.

અલ્લામા સય્યિદ સુલયમાન નદવી (રહ.) ફરમાવે છે કે, પયગમ્બરો અને બુધ્ધિવાનોએ બધી દલીલ પધ્ધતિઓથી વધારે આ ઉદાહરણોથી કામ લીધું છે. કારણ કે આ તાર્કિક દલીલોથી વધારે ગ્રાહ્ય તથા અસરકારક હોય

છે. એટલે જ કુર્આનમાં પણ ઘણાં બધા ઉદાહરણો ટાંકવામાં આવ્યા છે. બુધ્ધિમંતોના નાના વાક્યો, સાહિત્યકારોના માર્મિક વચનો લોકોની જીભે ચઢી જાય છે, તો તેનું કારણ એ જ છે કે, તેમાં ઉદાહરણો ટાંક્યા હોય છે.

**નોંધ** : દરેક ઉદાહરણ પોતાની ઉપર નીચેની આયતો સાથે વિશેષ સબંધ ધરાવે છે. ફક્ત ઉદાહરણવાળી આયતથી ઉદાહરણ સારી રીતે સમજમાં આવી શકતું નથી. માટે ઉદાહરણવાળી આયતો સાથે તેમની ઉપર નીચેની આયતોનો ભાવાર્થ સમજાવવાની કોશિશ કરી છે. જેથી આ ઉદાહરણો-દાખલાઓ સારી રીતે સમજમાં આવી શકે. આ બધા જ ઉદાહરણો મોઅતબર અરબી-ઉર્દુ અને ગુજરાતી તફસીરોમાંથી લીધા છે. તથા ‘‘અમ્ષાલુલ્કુર્આન’’ના વિષયને લગતી કિતાબોમાંથી પણ મદદ લીધી છે.

આ પહેલા બીજા વિષયો અકાઈદ, મસાઈલ, અલ્લાહપાકની નેઅમતો અને માનવંત નબીઓના કિસ્સાઓ બાબતે કિતાબો લખી ચૂક્યો છું.

**આભાર :**

આ મુબારક અવસરે કિતાબના અતિ મહત્વ અને બોજદાયક કામ પ્રૂફ રીડીંગ માટે હંમેશની જેમ પરિશ્રમ કરનાર અઝીઝમ મવલાના રશીદઅહમદ મનુબરી સાહબનો અંતઃકરણથી આભાર વ્યક્ત કરૂં છું. અને દુઆ ગુઝારૂં છું કે, અલ્લાહ તઆલા એમની દીની-દુન્યવી બધી જ જરૂરતો પૂર્ણ ફરમાવે, દારૈનમાં એમને બેહતરીન બદલો આપે, આમીન.

આ સાથે કોમ્પ્યુટર ઓપરેટર જનાબ ઐયુબભાઈ ભાડભૂતવાળાને પણ ભૂલી શકતો નથી કે, પ્રૂફ અને પુસ્તકના સંપાદનમાં નવો ઉમેરો તથા ક્રમમાં થતા ફેરફારને તેમણે વ્યવસ્થિત રીતે ગોઠવી કિતાબની સુંદરતામાં વધારો કર્યો. અલ્લાહપાક દારૈનમાં એમને બેહતરીન બદલો આપે, આમીન.
બિહુરમતિ સય્યિદિલ મુરસલીન સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ.





## ❃ કાફિર શબ્દની ચોખવટ ❃

"કાફિર" એ અરબી ભાષાનો શબ્દ છે. અરબી ભાષાની આધારભૂત ડિક્ષનરીઓમાં તેનો ભાવાર્થ છુપાવવું-સંતાડવુ અને આવરણ નાંખવું થાય છે. એટલા જ માટે રાત માટે પણ કાફિર શબ્દ વપરાય છે. કારણ કે તે પણ અંધકારમાં લોકોને છુપાવે છે. ખેડૂત માટે પણ 'કાફિર' શબ્દ પ્રયોજાયો છે. કારણકે તે પણ જમીનની અંદર બીજને સંતાડે છે. સમુદ્ર તથા અંધકારમય વાદળો માટે પણ કાફિર શબ્દ વપરાયો છે. કોઈ વસ્તુ સંતાડવા માટે પણ કાફિર શબ્દ વપરાયો છે. જેમકે અરબ લોકો પોતાના હથિયાર કપડાંમાં સંતાડતા હતા. તેના માટે એક વાક્ય પ્રચલિત હતું : كفردرعه بثوبه *(મુફરદાતુલ્કુર્આન : પેજ-૫૫૯, ભાગ-૨, અલ્કામૂસુલ્મુહીત : પેજ-૬૦૫)* એ જ પ્રમાણે ઉપકાર કરનારના ઉપકારને ભૂલી જનાર માટે પણ 'કાફિર' શબ્દ વપરાય છે. કુર્આન શરીફમાં પણ ઉપકાર ભૂલી જનાર માટે કાફિર શબ્દ વપરાયો છે. *(મુફરદાતુલ્કુર્આન : પેજ-૫૫૯, ભાગ-૨, જમ્હરતુલ્લુગત : પેજ-૪૧૦, ભાગ-૨, લિસાનુલ્અરબ : પેજ-૧૪૪, ભાગ-૫)*

વિશ્વની દરેક ભાષાઓમાં એક શબ્દનો એક અસલ અર્થ હોય છે. અને તેનાથી અલગ અલગ પ્રકારના સબંધોને લઈ તેના વિભિન્ન અર્થો થાય છે. માટે અલ્લાહપાકના અપાર એહસાનો ઉપકારોને માનવી ભૂલી જઈ બીજાને પોતાનો સર્જનહાર-માલિક સમજે અથવા તેની સાથે સર્જનહાર જેવો વર્તાવ કરે, તો તેને માટે પણ અરબીમાં 'કાફિર' શબ્દ વપરાયો છે.

યહૂદી વિદ્વાનોને સંબોધતા કુર્આન શ.માં છે કે, ولا تكونوا أول كافر به *(સૂ.બકરહ-૪૧)* "તમો ઈસ્લામના સૌથી પહેલા ઈન્કાર કરનાર (કાફિર) ન બનો." એ જ પ્રમાણે હજ્જનું ફર્ઝ હોવાનું સાબિત કરતા જે તેને ફર્ઝ ન માને તેને પણ કફરના શબ્દથી યાદ કર્યો : ومن كفر فان الله غنى عن العالمين *(આલે ઈમ્રાન : ૯૭)* એ જ પ્રમાણે મક્કા મુકર્રમહના મૂર્તિપૂંજકો આખિરત (પરલોક)ની સજા અને બદલાનો ઈન્કાર કરતા હતા. તેમના ઈન્કારને કુર્આન શરીફમાં કાફિરના શબ્દથી પ્રયોજ્યો : وهم بالآخرة هم كافرون *(સૂરએ યૂસુફ : ૩૬)* આ બધી જ આયતોમાં કુફ્રનો અર્થ 'ઈન્કાર કરવો અને ન માનવો' થાય છે. એક આયતમાં છે કે, જ્યારે નર્કવાસીઓ (દોઝખીઓ) શયતાન ઉપર ગુસ્સે થશે તો શયતાન તેમના જવાબમાં ચતુરાઈથી કહેશે કે, તમે જે બીજા લોકોને અલ્લાહપાક સાથે ભાગીદાર માન્યા, તેનો હું ઈન્કાર કરૂં છું. انى كفرت بما أشركتمونى من قبل *(સૂરહ ઈબ્રાહીમ-૨૨)* આ આયતમાં શયતાનના ઈન્કાર માટે કુફ્રનો શબ્દ વપરાયો છે.

એ જ પ્રમાણે હઝરત મૂસા (અલયહિસ્સલામ)એ ઈજીપ્તવાસીઓને અલ્લાહ તઆલાનો પયગામ પહોંચાડયો, તેના જવાબમાં ઈજીપ્તવાસીઓએ આપના પયગામને માનવાનો ઈન્કાર કરી તેને જાદુથી સંબોધ્યો. અને કહ્યું કે, હમો તમારા પયગામથી કાફિર (ઈન્કારી) છે. ولما جائهم الحق قالوا هذا سحروانا به كافرون *(સૂરહ ઝુખરૂફ-૩૦)*

એ જ રીતે મક્કા મુકર્રમહના કાફિરો જેમને સૌપ્રથમ કુર્આન શરીફમાં સંબોધવામાં આવ્યા. અને કાફિરનો શબ્દ પણ તેમના માટે વાપરવામાં આવ્યો હતો. તે મક્કાવાસીઓ પોતે પણ પોતાના માટે કાફિરનો શબ્દ વાપરતા હતા. જેમકે એક આયતમાં છે : انا بما أرسلتم به كافرون *(સૂરહ ઝુખરૂફ-૨૪)* અર્થાત્ હમો તમારી ઈસ્લામની દઅવતના ઈન્કારી છીએ.

આ આયત 'કાફિર' શબ્દ ઉપર વાંધો ઉઠાવનારા લોકોને ચોંકાવનારી છે. આ આયતમાં કુર્આન તેમના માટે કાફિરનો શબ્દ નથી વાપરતું, બલ્કે તે લોકો પોતાના માટે કાફિરનો શબ્દ સ્વજાતે વાપરે છે. જો એ અપમાનજનક

ગાળ હોતે તો કોણ બેવકૂફ છે, જે પોતાના માટે અપમાનજનક શબ્દ ઘમંડ સાથે વાપરે. જ્યારે કે મક્કાવાસીઓએ આ જવાબ ઘમંડ અને ફખ્રના મોકાસર વાપર્યો હતો. એ જ પ્રમાણે ઉપરની આયતોમાં ઈજીપ્તવાસીઓ તથા શયતાન પણ પોતાના માટે આ શબ્દ દલીલરૂપી વાક્યમાં વાપરી રહ્યા છે.

અને સૌથી વધુ ગળે ઉતરતી વાત તો એ છે કે, જ્યારે કુર્આન શરીફની આયતો નાઝિલ થઈ રહી હતી, ત્યારે મક્કાવાળાઓ તેના જવાબમાં કોઈ ન કોઈ આક્ષેપ કે ટીપ્પણી કરતા હતા. પરંતુ કદી પણ તેમણે કાફિર શબ્દ વિશે વાંધો ઉઠાવ્યો નથી. ત્રેવીસ (૨૩) વર્ષો સુધી લગાતાર કુર્આન શરીફ ઉતરતુ રહ્યું. અને કુર્આન શ.માં આ કુફ્ર તથા કાફિરનો શબ્દ કુલ ચારસો ચોરાણુ (૪૯૪) વખત વપરાયો છે. છતાં એક વખત પણ તેનો વિરોધ ન કરવો, બલ્કે કુર્આન અને ઈસ્લામનો ઈન્કાર કરી પોતાના માટે કાફિર શબ્દ ઘમંડથી ઉચ્ચારવો એ વાતની દલીલ છે કે, તે પોતે પોતાની માતૃભાષાના શબ્દપ્રયોગોને સારી રીતે જાણતા હતા. અને પોતે મોકાસર તેનો પ્રયોગ પણ કરતા હતા.

ઉપરોક્ત કુર્આનિક હવાલાઓથી માલુમ પડે છે કે, ''કાફિર'' શબ્દ કોઈપણ રીતે અપમાનજનક શબ્દ નથી, બલ્કે ગુણવાચક શબ્દ છે. છતાં ઉલમાએ કિરામે લખ્યુ છે કે, જો કોઈને 'કાફિર' શબ્દના સંબોધનથી તકલીફ પહોંચતી હોય તો તેને એ પ્રમાણે સંબોધવામાં ન આવે. અને જો તે છતાં સંબોધશે, તો ગુનેહગાર થશે. ولوقال لذمی "یا کافر" یأثم ان شق علیه (الاشباہ والنظائر ج/۲، ص/ ۲۵۷)

પરંતુ આ માનવી તરફથી માનવીને સંબોધન બાબત છે. જ્યાં સુધી કુર્આન શરીફમાં તેનો પ્રયોગ થયો છે, તો તે માનવી તરફથી સંબોધન નથી, બલ્કે સર્વશક્તિમાન અને મહા ઉપકારક અલ્લાહપાકના તરફથી પોતાના તે બંદાઓને સંબોધન છે. જેમને તેણે પયદા કર્યા, નિર્જીવથી સજીવ બનાવ્યા. અને માંના પેટથી લઈ કબરના પેટ સુધી તેમની સઘળી જરૂરતો પૂરી

પાડી. ધરતી, આકાશ, પાણી, હવા, નદી, ઝરણા અને સમુદ્રો, ફુલછોડ અને વનસ્પતિ, પશુ-પંખીઓ, જંગલો, પહાડો, રાત-દિવસ, સૂર્ય-ચંદ્ર વગેરેને તેમની સેવા માટે ખડે પગે રાખ્યા છે.

માનવીના સર્જન વિશે વર્ણન કરતા ફરમાવ્યું કે, “ધિક્કાર છે માનવી ઉપર, સત્યનો કેવો કટ્ટર ઈન્કાર કરનારો છે. અલ્લાહપાકે તેને કઈ વસ્તુમાંથી પેદા કર્યો છે. વિર્યના એક બિંદુમાંથી અલ્લાહપાકે તેને પેદા કર્યો છે. પછી તેની તકદીર બનાવી, પછી તેના માટે જીવનમાર્ગ સરળ બનાવ્યો, પછી તેને મૃત્યુ આપ્યુ, અને કબરમાં પહોંચાડયો. પછી જ્યારે ઈચ્છે ત્યારે તેને ફરી ઉભો કરી દે. કદાપી નહી, તેણે તે ફરજ અદા નથી કરી, જેનો તેને અલ્લાહપાકે આદેશ આપ્યો હતો. *(૮૦:૧૭–૨૩)*

બધા જ ધર્મોમાં અન્યધર્મીઓ માટે અલગ અલગ શબ્દ વપરાયો છે. યહૂદી અને ખ્રિસ્તી ધાર્મિક પુસ્તકોમાં અન્યધર્મીઓ માટે અલગ શબ્દો વપરાયા છે. હિંદુ ધાર્મિક પુસ્તકોમાં અન્યધર્મીઓ માટે મલચ્છ અને ચંડાલના શબ્દો જે ભાષાકિય દ્રષ્ટિએ અપમાનજનક છે, તે વપરાયા છે. છતાં મુસ્લિમો આ શબ્દો ઉપર વાંધો ઉઠાવતા નથી.

કોઈ અકીદા અને માન્યતાની દ્રષ્ટિએ પોતાને એક સર્વશક્તિમાન અલ્લાહપાકનો ફરમાંબરદાર અને આજ્ઞાંકિત નથી માનતો, તેને ‘કાફિર’ની જગ્યાએ જબરદસ્તી મુસ્લિમ કહેવો કોઈપણ રીતે યોગ્ય નથી. જેમકે એક વ્યક્તિ પોતાને હિંદુ માન્યતાઓ-શ્રધ્ધાઓ પ્રમાણે હિંદુ કહેવા તૈયાર ન હોય છતાં તેને જબરદસ્તી હિંદુ કહી શકતા નથી. ચાહે અમુક હિંદુ ભાઈઓ શિખો અને જૈનોને હિંદુ કહે છે જ્યારે કે શિખો અને જૈનો પોતાને હિંદુ કહેવાનો ઈન્કાર કરે છે.





# (૧) મુનાફિકોના ખરાબ કૃત્યો

وَإِذَا قِيلَ لَهُمْ اٰمِنُوْا كَمَآ اٰمَنَ النَّاسُ قَالُوْٓا اَنُؤْمِنُ كَمَآ اٰمَنَ السُّفَهَآءُ ؕ
اَلَآ اِنَّهُمْ هُمُ السُّفَهَآءُ وَلٰكِنْ لَّا يَعْلَمُوْنَ ﴿۱۳﴾ (بقرہ:۱۳)

અને કેટલાંક એવા પણ લોકો છે કે જેઓ (માત્ર મોઢે) કહે છે કે અમે અલ્લાહ તઆલા પર અને આખિરતના દિવસ પર ઈમાન લાવ્યા છીએ પણ તેઓ મોમિન જ નથી. (૮)

સૂરતની શરૂઆતથી અહીં સુધી અલ્લાહપાકે ત્રણ પ્રકારના લોકોનું વર્ણન કર્યું. આગલી ચાર આયતોમાં પાકા મુઅમિનોનું, તે પછી બે આયતોમાં કટ્ટર કાફિરોનું વર્ણન કર્યું અને અત્રેથી તેર આયતો સુધી મુનાફિકોનું વર્ણન કરવામાં આવ્યું. જ્યારે પણ અલ્લાહ તઆલાના તરફથી કોઈ રસૂલ કે નબી માર્ગદર્શક બની દુનિયામાં પધાર્યા; ત્યારે સામાન્ય રીતે એ જ પ્રમાણે ત્રણ પ્રકારના લોકો થતા આવ્યા છે. પહેલા પ્રકારના તે લોકો છે, જેઓ અલ્લાહના એલચીને સાચા જાણી તેઓ પર ઈમાન લાવ્યા, એ લોકો જ મુત્તકીઓ અને મુઅમિનો છે. બીજા પ્રકારના તે લોકો છે, જેઓ નબી કે રસૂલના સખત વિરોધી બની વહી કે ઈલ્હામને તદ્દન માનતા જ નથી. ત્રીજા પ્રકારના તે ચાલબાઝ લોકો છે, જેઓ પોતાના ખોટા સ્વાર્થની ખાતર કે ડરી જઈને જાહેરમાં તેમના જેવા બની પોતાને અનુયાયી કે સેવક બતાવે છે; પરંતુ વિરોધીઓ સાથે પણ મેળાપ રાખી એક હાથ દૂધમાં અને બીજો હાથ દહીંમાં રાખી સ્વાર્થ સાધવા પ્રયત્નો કરે છે. શરીઅતમાં એવા લોકોને મુનાફિક કહે છે.

મુનાફિકો તે સ્વાર્થી લોકો હતા, જે જાહેરમાં ઈસ્લામ સ્વિકાર કરી અંદરથી મુસ્લિમ સમાજને કોરી ખાવાનો પ્રયાસ કરતા હતા.

અમૂક તે મુનાફિકો પણ હતા, જે મુસ્લિમ સમાજથી ઘેરાયેલ હોવાને લઈ પોતાના હિતોના રક્ષણ માટે જ પોતાને મુસ્લિમ જાહેર કરતા હતા. અને ગુપ્ત રીતે દુશ્મનો સાથે સંકળાયેલા હતા.

મુનાફિકોનો એક વર્ગ તે પણ હતો, જે હજુ સુધી ઈસ્લામ અને કુફ્ર વચ્ચે શંકાઓમાં ઘેરાયેલો હતો. તેમને ઈસ્લામની સચ્ચાઈ વિશે પૂરેપૂરો વિશ્વાસ ન હતો. અમૂક લોકો તે હતા, જે ઈસ્લામ પ્રત્યે શ્રધ્ધા અને વિશ્વાસ તો ધરાવતા હતા, પરંતુ વ્યક્તિગત મહત્વકાંક્ષા, રૂઢિગત માન્યતાઓ અને અંધશ્રધ્ધા વગેરે છોડી ઈસ્લામી અકીદાઓ મુજબ જીવન જીવવામાં સંકોચ અનુભવતા હતા.

આ પ્રકારના બધા જ મુનાફિકો અનેક રીતે ફસાદ મચાવી વાતાવરણ ગંદુ કરતા હતા. રોજ રોજ કંઈક નવી જ વાતો વહેતી કરતા. મુશ્રિકો ઈસ્લામ વિરૂદ્ધ જે વાતો કરતા, તેનો ખૂબ પ્રચાર કરતા હતા અને જ્યારે કંઈ કહેવામાં આવતુ તો કહેતા કે, હમો તો સુલેહ-સમાધાન માટે આવુ કરીએ છીએ. તેમણે મક્કારી કરી તો તેમની મક્કારી પ્રમાણે તેમને મુસલમાન સમજવામાં આવ્યા. તે એવુ સમજ્યા કે, અમે મુસલમાનોને બેવકૂફ બનાવી રહ્યા છે. હાલાંકે તે પોતે જ પોતાને બેવકૂફ બનાવી રહ્યા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને તેમની બધી જ બદમાશી અને શરારતની ખબર પડતી હતી. અને અલ્લાહપાકે વહી મારફતે આપને બધી જ જાણ કરી દીધી હતી. તેમાંથી ઘણી બાબતોની કુર્આન શરીફમાં ખબર પણ આપવામાં આવી છે. અને એટલા જ માટે તેમના વિવિધ પ્રકારો (કટ્ટર મુનાફિકો, સામન્ય મુનાફિકો) તથા વિવિધ અમલોના હિસાબે તેમના માટે અલગ-અલગ ઉદાહરણો પણ આપવામાં આવ્યા. તેમને ધમકાવવામાં આવ્યા કે, દરેક વસ્તુ અલ્લાહપાકની કુદરતના ઘેરામાં હોવાથી તેઓની એક દિવસ પકડ જરૂરથી થશે. જ્યારે ઈમાનવાળા અલ્લાહપાકની રોશનીથી નૂરમાં

હશે, ત્યારે એ અંધારાઓમાં ભટકતા રહેશે. તેમની રોશની થોડે દૂર જઈ ઓલવાઈ જશે. જેમ તેમણે જાહેરમાં ધોકો આપ્યો, તેમ થોડે દૂર રોશની મળશે અને પછી અચાનક ઓલવાઈ જશે.

તેઓ અલ્લાહથી તથા ઈમાનવાળાઓથી ચાલાકી કરે છે; પણ ખરું જોતાં તેઓ પોતાની જાત સિવાય કોઈને દગો દેતા નથી, અને તેઓને એનું ભાન જ નથી. (૯) તેમનાં દિલોમાં મહાન રોગ છે, ત્યારે અલ્લાહે તેમનાં રોગમાં ઔર વધારો કર્યો, અને તેઓ (ઈમાનનો દાવો કરી) જૂઠું બોલ્યા કરતા હતા; તેથી તેમને માટે દુઃખદાયક શિક્ષા છે. (૧૦)

દિલની બીમારીથી મતલબ શંકા અને નિફાક છે; કારણ કે જેવી રીતે શારીરિક બીમારીથી માણસ અશકત બની જાય છે, તેવી જ રીતે દીને ઈસ્લામમાં શંકા કરવાથી દિલ અને રૂહ નબળાં પડી જાય છે અને જેમ શરીરની બીમારી જિંદગી તથા મૌત વચ્ચેની એક હાલત છે; તેમજ નિફાક પણ કુફ્ર અને ઈસ્લામ વચ્ચેની હાલતનું નામ છે, તેથી જ નિફાકને બીમારી ફરમાવ્યું. વળી, મુનાફિકોનાં દિલ નિફાકના કારણે બીમાર તો હતાં જ, હવે જેમ જેમ કુર્આને કરીમની આયતો ઉતરતી ગઈ અને તેનો દિલથી ઈનકાર કરતા ગયા, તેમ તેમ તેમના નિફાકની બીમારીમાં દિન પ્રતિદિન વધારો જ થતો ગયો. વળી, ઈસ્લામી દબદબા તેમજ મુસલમાનોની ચઢતી જોઈને તેમની અદેખાઈની બીમારી ઓર વધી ગઈ. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે પૃથ્વી પર ફસાદ ફેલાવો નહિ, ત્યારે તેઓ કહે છે કે અમે જ તો સુધારકો છીએ. (૧૧)

મુનાફિકો અનેક રીતે ફસાદ મચાવતા હતા. મનેચ્છાઓમાં તલ્લીન અને શરીઅતના હુકમોની તાબેદારીમાં સુસ્ત હોવા ઉપરાંત કાફિરો અને મુસલમાનો બન્નેમાં પોતાનો માન-મોભો વધારવા માટે સૌથી મળી એકને બીજાની વાતો પહોંચાડતા રહેતા. શરીઅતની બાબતો પર કાફિરો જે ખોટી શંકાઓ કરતા, તેનો એ હેતુથી ખૂબ પ્રચાર કરતા કે કમજોર ઈમાનવાળા વિમાસણમાં પડી જાય. આમ છતાં જો તેઓને બોધરૂપે કંઈ કહેવામાં આવતું

તો જવાબ આપતા કે દીને ઈસ્લામના કારણે દેશમાં અને કૌમોમાં જે વિરુદ્ધતા અને દુશ્મનાવટ વધી ગઈ છે, તેને નષ્ટ કરવાની કોશિશ કરીએ છીએ.

યાદ રાખો ! બેશક એ લોકો જ ફસાદી છે, પરંતુ તેઓ સમજતા નથી. (૧૨) અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે જેમ બીજા લોકો ઈમાન લાવ્યા તેમ તમે પણ ઈમાન લાવો, ત્યારે તેઓ કહે છે કે શું આ મૂર્ખાઓ ઈમાન લાવ્યા તે માફક અમે પણ ઈમાન લાવીશું ? યાદ રાખો ! બેશક, એ લોકો જ મૂર્ખ છે, પણ તેઓ જાણતા નથી. (૧૩)

આ વાત તેઓ પોતાનાં દિલોમાં કહેતા યા તો માંહોમાંહે કહેતા. મુનાફિકોનું મુસલમાનોને બેવકૂફ ગણવાનું કારણ એ હતું કે તેઓ ઈસ્લામ પર દિલો જાનથી એવા ફિદા હતા, કે લોકોની વિરુદ્ધતાની કે તેના માઠા પરિણામની જરાયે પરવા કરતા ન હતા; પરંતુ મુનાફિકો વખતને અનુસરી પોતાની વર્તણૂક રાખતા. તેઓ જાહેરમાં મુસલમાનોને મળતા તેમજ કાફિરો સાથે પણ સંબંધ રાખતા હતા. આ પ્રમાણે ચાલબાઝી કરવાથી પોતાને બાહોશ સમજ્યા, પરંતુ ખરું જોતાં તેઓ મૂર્ખ હતા, કારણ કે દુનિયાની મસ્લિહતો અને સ્વાર્થની ખાતર તેમણે આખિરતનો કંઈ જ ખ્યાલ કર્યો નહિ. આખિરતને છોડી દઈ થોડા જ દિવસની દુનિયાને લેવી કેટલી બધી મૂર્ખતા છે ? બંદાઓથી ડરવું અને પોતાના માલિકથી નિર્ભય રહેવું કેટલી નાદાની છે ? આવી સ્પષ્ટ વાત સમજવાની એ મુનાફિકોમાં બુદ્ધિ નથી.

અને જ્યારે તે મુનાફિકો મુસલમાનોથી મળે તો કહે છે કે અમે મુસલમાન છીએ, પણ જ્યારે પોતાના શયતાનો પાસે એકાંતમાં હોય છે તો (તેઓને) કહે છે કે ખરી રીતે અમે તમારી સાથે જ છીએ. માત્ર, અમે તો તેમની મશ્કરી કરીએ છીએ. (૧૪)

શયતાનો એટલે શરારતખોર લોકો. એવા લોકોથી મતલબ કાં તો તે કાફિરો છે, જેઓ પોતાના કુફ્રને છુપાવતા ન હતા અથવા એનાથી તે મુનાફિકો મુરાદ છે જે તેઓમાં સરદાર ગણાતા હતા.

અમે જાહેરમાં મુસલમાનો સાથે જે મેળમેળાપ રાખીએ છીએ; તેથી

એમ સમજવું નહિ, કે અમે તેમના મતને મળતા છીએ, બલકે અમે તો એમાં તેમની મશ્કરી કરીએ છીએ; એવી રીતે કે તેમની મૂર્ખાઇ સૌ પર જાહેર કરીએ છીએ, કે પોતાની નાદાનીના કારણે અમારી વાતોથી છેતરાઇ અમને પોતાના ગણે છે અને પોતાના માણસોની માફક જ અમારી સાથે વર્તે છે, પણ અમે તેમના ભેદની વાતો કઢાવી લાવીએ છીએ, છતાં તેઓ અમારા ધોકાને સમજતા નથી.

અલ્લાહ તેમની સાથે તેમ જ વર્તે છે, અને તેઓને તેમની શરારતમાં વધારે છે, પણ તેઓ અક્કલના આંધળા છે. (૧૫)

અલ્લાહ તઆલાએ મુસલમાનોને એવો હુકમ કર્યો કે મુનાફિકો સાથે મુસલમાનોના જેવો જ મામલો રાખો. એથી તેઓ નચિંત થઇ સમજ્યા કે ઈસ્લામી ડોળ (જાહેરી દેખાવ)થી જ અમે ફાવી ગયા. તો હવે કાંઇ કરવાની જરૂર નથી, પરંતુ આ વાતે જ તેઓને સખત આફતમાં સપડાવ્યા, તો હવે ઈન્સાફ કરો કે ખરું જોતાં મુસલમાનોની મશ્કરી થઇ કે મુનાફિકોની ? અથવા મતલબ એ છે કે અલ્લાહપાક તેઓને આ મશ્કરીની સજા આપશે.

## શું કુફ્ર અને મુનાફિકત નબી (સલ.)ના યુગમાં જ હતી કે અત્યારે પણ અસ્તિત્વ ધરાવે છે ?

મુનાફિકતની બાબતમાં મુનાફિકોને ઓળખવા માટે અને તેમને મુનાફિક ઠરાવવા માટે બે પદ્ધતિઓ હતી. પ્રથમ એ કે, અલ્લાહ તબારક વ તઆલા વહી દ્વારા આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને જાણ કરી દેતા હતા કે, ફલાણો માણસ દિલથી મુસલમાન નથી, મુનાફિક છે. બીજું એ કે, તેના કોઈ વક્તવ્ય અથવા કૃત્યથી ઈસ્લામ વિરૂદ્ધ કોઈ બાબત અથવા ઈસ્લામ વિરૂદ્ધ કોઈ ષડયંત્ર સાબિત થઈ જાય.

આપ (સલ.)ની વફાત પછી વહીનો ક્રમ ખતમ થઈ જવાના કારણે પહેલી પદ્ધતિ તો અસ્તિત્વમાં નથી, પરંતુ બીજી પદ્ધતિ આજે પણ અસ્તિત્વ ધરાવે છે. જો કોઈ વ્યક્તિ કોઈ નિવેદન અથવા કોઈ કૃત્ય દ્વારા ઈસ્લામના મૂળભૂત અકીદા (માન્યતા)ઓનો વિરોધ કરે છે અને ઈમાન તથા ઈસ્લામનો

દાવેદાર પણ છે, તો પણ તેને મુનાફિક સમજવામાં આવશે. આવા મુનાફિકોનું નામ કુર્આનની વ્યાખ્યામાં 'મુલ્હિદ' છે.

**"અલ્લઝીન યુલ્હિદુન ફી આયાતિના"** તેઓ જે અમારી આયતોનું સ્વરૂપ બદલી નાંખે છે. (૪૧:૪૦)

અને હદીષ શરીફમાં તેઓને 'ઝિન્દીક' કહેવામાં આવ્યા છે, પરંતુ જ્યારે તેમનું કુફ્ર દલીલ સાથે સાબિત થઈ જાય, તો તેમના ઉપર પણ બધા કાફિરો જેમ જ હુકમ લાગુ પડશે. તેમના માટે કોઈ આગવો આદેશ નથી. એટલા માટે અમુક ઉલમા કહે છે કે, આપ (સલ.) પછી મુનાફિકોનું પ્રકરણ પૂરૂં થઈ ગયું, હવે જેઓ મોમિન નથી તેઓ કાફિર છે.

હઝરત ઈમામ માલિક (રહમતુલ્લાહ અલયહ)થી અલ્લામા અયનીએ બુખારી શરીફની શરહ (છણાવટ)માં નકલ કર્યું છે કે, "નુબૂવ્વતના સમયકાળ પછી નિફાકની પરિસ્થિતિ એવી છે કે, હજુ પણ તેને ઓળખી શકાય છે અને તેવું કરનારને મુનાફિક કહી શકાય છે."

## (૨) મુનાફિકોનું પ્રથમ ઉદાહરણ

مَثَلُهُمْ كَمَثَلِ الَّذِى اسْتَوْقَدَ نَارًا ۚ فَلَمَّآ اَضَآءَتْ مَا حَوْلَهٗ ذَهَبَ اللّٰهُ
بِنُوْرِهِمْ وَتَرَكَهُمْ فِىْ ظُلُمٰتٍ لَّا يُبْصِرُوْنَ ﴿۱۷﴾ صُمٌّۢ بُكْمٌ عُمْىٌ فَهُمْ لَا
يَرْجِعُوْنَ ﴿۱۸﴾ (بقره:۱۷،۱۸)

આ (મુનાફિકો) એવા લોકો છે જેમણે હિદાયતને બદલે ગુમરાહી ખરીદી લીધી, તો આ તેમનો વેપાર લાભકારક ન થયો, અને ન તેમણે (દીનનો) ખરો માર્ગ મેળવ્યો. (૧૬) તેમની હાલત તે માણસની હાલત જેવી છે કે જેણે (અંધારી રાતે) આગ સળગાવી, પછી જ્યારે તે આગે તેની આસપાસની વસ્તુઓને પ્રકાશિત કરી દીધી તેવામાં અલ્લાહપાકે તેમનો પ્રકાશ લઈ લીધો અને તેમને અંધારામાં છોડી દીધા કે કાંઈ જોઈ શકતા નથી.(૧૭)

મુનાફિકોની મિસાલ એવી છે કે, જાણે કોઈ માણસે ઘનઘોર અંધારી

રાત્રે જંગલમાં રસ્તો જોવા માટે આગ સળગાવી, પણ સહેજ અજવાળું થયું હતું કે આગ ઓલવાઈ ગઈ, જેથી તે ગભરાઈને ત્યાં જ ઉભો રહી ગયો. કેમ કે હવે કંઈ દેખાતું નથી. એવી જ રીતે મુનાફિકોના હાલ છે કે તેઓનું સ્વાભાવિક નૂર (જે અલ્લાહપાકે દરેક ઈન્સાનમાં મૂકયું છે) તે સહેજ પ્રકાશિત થવા આવ્યું હતું. એટલે કે ભલાઈ, બુરાઈને ઓળખવાનો, તેમ નેકબખ્તી, બદબખ્તીથી માહિતગાર થવાનો સમય આવ્યો હતો, તેવામાં જ તેમના નિફાક, કપટ, હઠધર્મી, માનમોભા અને દોલતના મોહ રૂપી વંટોળિયાએ તે સ્વાભાવિક નૂરને તદ્દન ઓલવી નાંખ્યું. સારાંશ કે મુસલમાનોની બીકથી જાહેરમાં કલિમએ શહાદત પઢી તેના પ્રકાશથી કામ લેવા ચાહયું, પરંતુ તરતમાં સહેજ ફાયદો (જેમ કે જાનમાલની સલામતી) ઉઠાવવા પામ્યા હતા કે ઓચિંતું કલિમહનું નૂર અને તેના ફાયદા એ સઘળું જ નાબૂદ થઈ ગયું. દુનિયામાં પણ અનેક રીતે ફજેત થયા અને વળી મરણ પામતાં જ દુઃખદાયક અઝાબમાં સપડાયા.

(તેઓ) બહેરા, ગૂંગા, આંધળા છે, જેથી તેઓ કોઈપણ રીતે (સીધા) માર્ગ ઉપર આવશે નહિ. (૧૮)

બહેરા હોવાનો ભાવાર્થ એ છે કે સત્યથી બહુ દૂર થઈ ગયા. તેમના કાન કોઈ પણ બોધદાયી વાત સાંભળવા લાયક રહ્યા નથી. ગૂંગા છે, એટલે જીભ સત્ય વાત કહેવાને લાયક રહી નથી. આંધળા છે, એટલે નફા–નુકસાનને અને અલ્લાહની કુદરતની નિશાનીઓને જોવા લાયક રહ્યા નથી ત્યારે જે માણસ આવો હોય તે કેવી રીતે સીધા માર્ગે આવી શકે ? એવી સ્થિતિમાં તેઓની ગુમરાહીથી નીકળવાની જરાય આશા નથી. આ ઉદાહરણ તે કટ્ટર મુનાફિકોનું છે, જેઓ સૌ મુનાફિકોના સરદાર હતા.

## સુધારણા અને ફિત્ના-ફસાદનો પરિચય તથા સુધારકો અને ફસાદખોરોની ઓળખ :

ઉપરોક્ત આયતોમાં ઉલ્લેખ થઈ ગયો છે કે, જ્યારે આ મુનાફિકોને એવું કહેવામાં આવે છે કે, તમારા 'નિફાક' (ગુપ્ત પૉલિસી)ના કારણે પૃથ્વી

ઉપર ફસાદ ન ફેલાવો. તો ખૂબ ભારપૂર્વક અને તાકીદપૂર્વક કહે છે કે, **'ઈન્નમા નહ્‌નુ મુસ્લિહુન'** અત્રે **'ઈન્નમા'** શબ્દ જે ભાર આપવા માટે વાપરવામાં આવે છે, તેના કારણે તેનો અર્થ આ વાક્યમાં ''અમે તો સુધારકો જ છીએ'' એટલે કે અમારા કોઈ કૃત્યને ફસાદ સાથે કોઈ સબંધ નથી, પરંતુ કુર્‌આન શરીફે તેના જવાબમાં કહ્યું : ''સાંભળી લો ! નિઃશંક આ (લોકો) જ ફસાદ કરવાવાળા છે; પરંતુ (તેમને) ભાન નથી.''

એનાથી બે બાબતો સ્પષ્ટ થઈ, પ્રથમ એ કે મુનાફિકોની પ્રવૃત્તિઓ પૃથ્વી ઉપર ફિત્નો અને ફસાદ ફેલાવવાનું કારણ હતી અને બીજી બાબત એ હતી કે, મુનાફિકોને પોતાની પ્રવૃત્તિઓ ફસાદ ફેલાવવાનું નિમિત્ત બને છે તેનું ભાન સુદ્ધાં ન હતું. અને ક્યારેક તો તેમનો હેતુ સુધારણા કરવાનો હતો, પણ હકીકતમાં કહેવાતી સુધારણાની પ્રવૃત્તિઓ જ ફસાદનું કારણ બનતી હતી. **'વલાકિલ્લા યશઉરૂન'**થી આ બાબત સ્પષ્ટ થઈ ગઈ.

કારણ એ છે કે, પૃથ્વી ઉપર જે બાબતોથી ફિત્ના અને ફસાદ ફેલાય છે, તેમાં અમુક તો એવી છે કે, જે ખુલ્લમખુલ્લી છે અને દરેક વ્યક્તિ તેને ફિત્નો અને ફસાદ સમજે છે. જેમકે ખૂનામરકી, ચોરી, દગાબાજી, પ્રપંચ, અપહરણ, વિષયવાસના વગેરે. દરેક સમજદાર અને શરીફ વ્યક્તિ તેને ફસાદ સમજે છે અને તેનાથી બચવાનો પ્રયત્ન કરે છે, જ્યારે અમુક બાબતો એવી છે કે તે દેખીતી રીતે ફિત્નો-ફસાદ હોવાની પ્રતીતિ થતી નથી, પરંતુ તેના કારણે મનુષ્યની નૈતિકતા બરબાદ થઈ જાય છે અને માનવસમાજમાં નૈતિક અધઃપતન આવે છે, જેના કારણે ફિત્ના-ફસાદના દરવાજા ખૂલી જાય છે. આ મુનાફિકોની પરિસ્થિતિ પણ એવી જ હતી કે, ચોરી, લૂંટફાટ, કામવાસના વગેરેથી બચતા હતા, એટલા માટે ખૂબ ભારપૂર્વક અને તાકીદપૂર્વક પોતે ફસાદખોર ન હોવાની તથા પોતે સુધારકો હોવાની જાહેરાત કરતા હતા.

પરંતુ નિફાક (ગુપ્ત પૉલિસીઓ) અને કીના-કપટ તથા ઈર્ષ્યાના કારણે ઈસ્લામ દુશ્મનોના ષડયંત્રો અને પ્રપંચોમાં શામિલ થવું વગેરેમાં રચ્યા-

પચ્યા રહેતા હતા અને આ બાબતો મનુષ્યની નૈતિકતાને એટલી હદે બરબાદ કરી દે છે કે, તે પશુઓના સ્તરથી પણ નીચે ઉતરી આવે છે અને એવા કાર્યો સુદ્ધાં કરવા તૈયાર થઈ જાય છે, જેની કલ્પના કરવી પણ અશક્ય છે. જ્યારે મનુષ્ય પોતાની નૈતિકતા અને માનવતા ખોઈ બેસે છે, ત્યારે માનવજીવનના પ્રત્યેક ક્ષેત્રમાં ફસાદ જ ફસાદ ફેલાઈ જાય છે અને ફસાદ પણ એટલી ભયંકર હદે કે હિંસક પ્રાણીઓ તથા ચોર-ડાકુઓથી પણ આવી આશા ન રાખી શકાય. કારણ કે તેમના ફિત્ના-ફસાદને તો સરકારી કાયદાઓ અને શક્તિ વડે રોકી શકાય છે, પરંતુ કાયદાઓ માણસો જ બનાવતા હોય છે. જો માણસ જ માણસ ન રહે તો કાયદાનો કેવો તમાશો બને છે, તે આજે ખુલ્લી આંખે પ્રત્યેક કચેરી અને સરકારી સંસ્થાઓમાં જોવા મળે છે. કહેવાય છે કે, આજે દુનિયાની સંસ્કૃતિઓએ ખૂબ પ્રગતિ કરી છે. શિક્ષણ સંસ્થાઓની જાળ ગામડે-ગામડે પાથરી દેવામાં આવી છે. સભ્યતા અને કેળવણીના શબ્દો દરેક વ્યક્તિની જીભ પર રમી રહ્યા છે. કાયદા ઘડનારી સભાઓનું બજાર ગરમ છે. કાયદાઓનું અમલીકરણ કરાવનારી સંસ્થાઓ (એજન્સીઓ) અબજો રૂપિયાના ખર્ચે ઉભી કરવામાં આવી છે, વહીવટી ક્ષેત્રની કચેરીઓ ભૂલ-ભૂલૈયાની જેમ અસ્તિત્વ ધરાવે છે. પરંતુ ગુનાહ (ક્રાઈમ) તથા ફિત્ના-ફસાદ રોજ-બરોજ વધતા જ જાય છે. તેનું કારણ ફક્ત એ જ છે કે, કોઈ પણ કાયદો આપમેળે કોઈ મશીન (યંત્ર) નથી હોતો, બલ્કે કાયદાને વ્યક્તિઓ ચલાવે છે. જ્યારે માણસ જ પોતે પોતાની માણસાઈ ખોઈ બેઠો હોય તો પછી આ ફિત્ના-ફસાદનો ઈલાજ ન તો કાયદાઓ કરી શકે છે, ન સરકારો અને ન જ ન્યાયપાલિકાઓ. વહીવટી કચેરીઓના ચક્કર કાપવાથી તે દૂષણો દૂર થશે નહીં. એટલા માટે માનવતાના શ્રેષ્ઠ ઉપકારક નબીએ કરીમ (સલ.)એ પોતાની સમગ્ર ઝિંદગી એ તરફ કેન્દ્રિત કરી કે, જો માણસ સાચા અર્થમાં ''માણસ'' બની જાય તો ફસાદ અને ગુનાહ (ક્રાઈમ) આપમેળે જ નષ્ટ થઈ જાય. દુનિયાના કોઈ પણ ભાગમાં જ્યાં જ્યાં આપ (સલ.)ના શિક્ષણ અને માર્ગદર્શન ઉપર અમલ થતો રહ્યો, ત્યાં ત્યાં શાંતિ, પ્રગતિ અને એવી સ્થિરતા જોવા મળી, જેનું ઉદાહરણ જગતે તે અગાઉ ક્યારેય જોયું ન

હતું. પરંતુ નબવી શિક્ષણને છોડી દીધા પછી આવી શાંતિ, પ્રગતિ અને સ્થિરતાની આશા રાખી શકાતી નથી.

નબીએ કરીમ (સલ.)ના શિક્ષણ ઉપર "અમલનો આત્મા (રૂહ)" અલ્લાહપાકનો ડર છે. કિયામતના દિવસના હિસાબ-કિતાબની ચિંતા છે, એ વિના કોઈ કાયદો, કોઈ બંધારણ, કોઈ વહીવટી કચેરી, કોઈ સ્કુલ, કોઈ યુનિવર્સિટી માણસને ગુનાહોથી દૂર રાખવા મજબૂર કરી શકતી નથી.

આજની દુનિયામાં જે લોકોના હાથમાં સત્તાની કમાન છે, તેઓ ક્રાઈમના ખાત્મા માટે નવા-નવા પ્રકારની પદ્ધતિઓ વિચારતા રહે છે, પરંતુ આ વ્યવસ્થાની આત્મા એટલે કે અલ્લાહપાકના ડર પ્રત્યે ગફલત અને બેદરકારી દાખવે છે. બલ્કે તેને બરબાદ કરવાના સબબો પૂરા પાડે છે. જેનું પરિણામ હંમેશા એ જ આવે છે કે, "મર્ઝ બઢતા ગયા, જૂં જૂં દવા કી" જેમ જેમ દવા કરી, તેમ તેમ બીમારી વધતી જ ચાલી.

ખુલ્લા ફસાદખોરો જેમકે ચોર-ડાકુઓનો ઈલાજ કરવો સહેલો છે, પરંતુ માનવતા ભૂલી ચૂકેલા માનવરૂપી દાનવોનો ફિત્નો-ફસાદ હંમેશા સુધારાવાદીઓના સ્વરૂપમાં જ સામે આવે છે. તેઓ કોઈ મનમોહક અને આકર્ષણ પેદા થાય એવી સુધારણાની સ્કીઓ અને યોજનાઓ લઈને આવે છે અને ફક્ત પોતાના સ્વાર્થી હેતુઓને સુધારણાનું નામ આપીને **'ઈન્નમા નહ્નુ મુસ્લિહૂન'**ની ના'રાબાજી કરે છે. એટલા માટે અલ્લાહ તઆલાએ જ્યાં ફસાદને રોક્યો છે, તેની સાથે એ પણ કહ્યું છે, **'વલ્લાહુ યઅ્લમુલ મુફસિદ મિનલ મુસ્લિહ'** અલ્લાહપાક જ જાણે છે કે, ફસાદખોર કોણ છે અને સુધારાવાદી કોણ ? *(૨:૨૨૦)* જેમાં ફરમાવ્યું કે, ફસાદ અને સુધારણાની અસલ વાસ્તવિકતા અલ્લાહ તઆલા જ જાણે છે, જે દિલોની હાલત અને માણસની નિય્યતોથી પણ વાકિફ છે. અને પ્રત્યેક પ્રવૃત્તિની ખાસિયતો અને પરિણામોને પણ જાણે છે કે, તેનું પરિણામ સુધારણા છે કે ફસાદ ? એટલા માટે સુધારણા માટે ફક્ત સુધારણાની નિય્યત કરવી સુધારણા નથી, બલ્કે અમલની દિશા પણ શરીઅત પ્રમાણે સીધી હોવી જરૂરી છે. કેટલીક વખતે

કોઈ અમલ સંપૂર્ણ સાચી નિય્યતથી કરવામાં આવતો હોવા છતાં શરીઅત પ્રમાણે ન હોવાના કારણે તેનું પરિણામ ફિત્નો અને ફસાદ નીકળે છે.

## (3) મુનાફિકોનું બીજુ ઉદાહરણ

اَوْ كَصَيِّبٍ مِّنَ السَّمَآءِ فِيْهِ ظُلُمٰتٌ وَّرَعْدٌ وَّبَرْقٌ ۚ يَجْعَلُوْنَ اَصَابِعَهُمْ فِيْۤ
اٰذَانِهِمْ مِّنَ الصَّوَاعِقِ حَذَرَ الْمَوْتِ ؕ وَاللّٰهُ مُحِيْطٌۢ بِالْكٰفِرِيْنَ ۞ يَكَادُ الْبَرْقُ
يَخْطَفُ اَبْصَارَهُمْ ؕ كُلَّمَآ اَضَآءَ لَهُمْ مَّشَوْا فِيْهِ ۙ وَاِذَآ اَظْلَمَ عَلَيْهِمْ
قَامُوْا ؕ وَلَوْ شَآءَ اللّٰهُ لَذَهَبَ بِسَمْعِهِمْ وَاَبْصَارِهِمْ ؕ اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَيْءٍ
قَدِيْرٌ ۞ (بقرہ:۱۹،۲۰)

અથવા (એ મુનાફિકોની મિસાલ) આકાશથી વરસતા એવા ધોધમાર વરસાદ(માં ચાલનારાઓ) જેવી છે કે, જેમાં અંધકાર અને ગર્જના તથા વીજળી પણ હોય, (અને) તેઓ કડાકાના કારણે મૌતની બીકથી પોતાનાં આંગળાં પોતાના કાનોમાં નાખી લે છે; અને અલ્લાહ તઆલા કાફિરોને ઘેરી લેનાર છે. (૧૯)

અત્રે બીજા પ્રકારના એટલે સામાન્ય મુનાફિકોનું ઉદાહરણ આપ્યું. જેવી રીતે આ લોકો કદી ધોધમાર વરસાદને લીધે ચાલવાથી અટકી જાય છે અને કદી મોકો મળતાં આગળ વધવા લાગે છે; તેવી જ રીતે આ મુનાફિકો પણ ઈસ્લામના ગલબાની અનેક નિશાનીઓમાં કદી ઈસ્લામના નૂરની જ્યોત જોઇ લે છે, તો હોશિયાર થઇ જાહેરમાં ઈસ્લામ તરફ વલણ કરે છે અને કદી સ્વાર્થના અંધકારમાં પડીને સત્ય તરફ જતા અટકી જાય છે અને પોતાની તકલીફો તથા ફજેતી જોઈને તેમજ અલ્લાહની ધમકીઓ સાંભળીને હેરાન થઈ પોતાની કઢંગી યુક્તિઓ વડે એ સઘળી વિપત્તિઓથી બચવા ચાહે છે.

છેવટમાં અલ્લાહપાકે ધમકી આપી છે કે દરેક વસ્તુ અલ્લાહપાકની કુદરતના ઘેરામાં હોવાથી કંઇ પણ તેની શકિતથી બહાર નથી. કાફિરો ચોતરફથી ઘેરાયેલા હોઈ, કોઈ પણ પ્રકારે તેની પકડથી છૂટી શકતા નથી.

હમણાં જાણે વીજળીએ તેમની આંખો ઝડપી લીધી; જ્યારે તે

(વીજળી) તેઓના ઉપર ઝબકે છે ત્યારે તેઓ તેના પ્રકાશમાં ચાલવા માંડે છે, અને જ્યારે અંધારું થઈ ગયું કે (પાછા) થોભી ગયા અને જો અલ્લાહ તઆલા ચાહત તો (ગર્જનાથી) તેમના કાન અને (વીજળીથી) તેમની આંખો ખૂંચવી લેત. ખરેખર, અલ્લાહ દરેક વસ્તુ પર શક્તિમાન છે. (૨૦)

વીજળી અને કડાકા સંબંધી સાયન્સવાળાઓનું કહેવું છે કે સૂર્યના તાપથી સમુદ્રો વગેરેમાંથી વરાળ અને પૃથ્વીની રજકણો ઊંચે આકાશ તરફ ગમન કરી વાદળાં બની જાય છે. પછી અમુક કારણોથી વાદળો ચીરાઈને કે અથડાઈને ભારે અવાજ થાય છે, તેને ગર્જ અને કડાકો કહે છે અને તે વખતે જે ભડકો નીકળે છે, તે વીજળી છે. એ તો ખરું, પણ એ વસ્તુઓ માટે મજકૂર કારણ વિના અન્ય કોઈ કારણ જ નહિ હોવાની એમની પાસે કઈ દલીલ છે ? અલ્લાહ તઆલાએ એ વસ્તુઓ પર ફરિશ્તા નિર્માણ કરી રાખ્યા છે. તેમને આ વસ્તુઓની હસ્તીમાં દખલ છે, નહિ તો સેંકડો વખત એવાં કારણો ઉપસ્થિત થવા છતાં આ વસ્તુઓ કેમ પેદા થતી નથી ? હદીસોમાં જે આવ્યું છે કે, ફરિશ્તાઓ વાદળોને ખેંચે છે અને ફરિશ્તાથી વીજળી અને કડાકા થાય છે, તો આ બન્ને વાતોમાં કંઈ જ વિરુદ્ધતા નથી. ફરિશ્તાના હુકમ અને તેના કાર્યથી આ બાબતો જાહેર થવાના કારણે શરીઅતમાં તે અસલ હકીકતની ખબર આપવામાં આવી; પરંતુ અધૂરી અક્કલ તે બાબતને સમજી નહિ શકતાં આ જાહેરી કારણો સુધી જ પહોંચીને થોભી ગઈ.

## શું કુફ્ર અને મુનાફિકત (Hypocrisy) નબી (સલ.)ના યુગમાં જ હતી કે અત્યારે પણ અસ્તિત્વ ધરાવે છે ? :

મુનાફિકતની બાબતમાં મુનાફિકોને ઓળખવા માટે અને તેમને મુનાફિક ઠરાવવા માટે બે પદ્ધતિઓ હતી. પ્રથમ એ કે, અલ્લાહ તઆલા વહી દ્વારા આપ (સલ.)ને જાણ કરી દેતા હતા કે, ફલાણો માણસ દિલથી મુસલમાન નથી, મુનાફિક છે. બીજું એ કે, તેના કોઈ વક્તવ્ય અથવા કૃત્યથી ઈસ્લામ વિરૂદ્ધ કોઈ બાબત અથવા ઈસ્લામ વિરૂદ્ધ કોઈ ષડયંત્ર સાબિત થઈ જાય.

આપ (સલ.)ની વફાત પછી વહીનો ક્રમ ખતમ થઈ જવાના કારણે

પહેલી પદ્ધતિ તો અસ્તિત્વમાં નથી, પરંતુ બીજી પદ્ધતિ આજે પણ અસ્તિત્વ ધરાવે છે. જો કોઈ વ્યક્તિ કોઈ નિવેદન અથવા કોઈ કૃત્ય દ્વારા ઈસ્લામના મૂળભૂત અકીદા (માન્યતા)ઓનો વિરોધ કરે છે અને ઈમાન તથા ઈસ્લામનો દાવેદાર પણ છે, તો પણ તેને મુનાફિક સમજવામાં આવશે. આવા મુનાફિકોનું નામ કુર્આનની વ્યાખ્યામાં ‘‘મુલ્હિદ’’ છે.

‘‘તેઓ જે અમારી આયતોનું સ્વરૂપ બદલી નાંખે છે.’’ *(૪૧:૪૦)* અને હદીષમાં તેઓને ‘ઝિન્દીક’ કહેવામાં આવ્યા છે, પરંતુ જ્યારે તેમનું કુફ્ર દલીલ સાથે સાબિત થઈ જાય, તો તેમના ઉપર પણ બધા કાફિરો જેમ જ હુકમ લાગુ પડશે. તેમના માટે કોઈ આગવો આદેશ નથી. એટલા માટે અમુક ઉલમા કહે છે કે, આપ (સલ.) પછી મુનાફિકોનું પ્રકરણ પૂરું થઈ ગયું, હવે જેઓ મોમિન નથી તેઓ કાફિર છે.

હઝ. ઈમામ માલિક (રહ.)એ બુખારી શરીફની શરહ (છણાવટ)માં નકલ કર્યું છે કે, ‘‘નુબુવ્વતના સમયકાળ પછી નિફાકની પરિસ્થિતિ એવી છે કે, હજુ પણ તેને ઓળખી શકાય છે અને તેવું કરનારને મુનાફિક કહી શકાય છે.’’

## સુધારણા અને ફિત્ના-ફસાદનો પરિચય તથા સુધારકો અને ફસાદખોરોની ઓળખ :

ઉપરોક્ત આયતોમાં ઉલ્લેખ થઈ ગયો છે કે, જ્યારે આ મુનાફિકોને એવું કહેવામાં આવે છે કે તમારા ‘નિફાક’ (ગુપ્ત પૉલિસી)ના કારણે પૃથ્વી ઉપર ફસાદ ન ફેલાવો, તો ખૂબ ભારપૂર્વક અને તાકીદપૂર્વક કહે છે કે **‘‘ઈન્નમા નહ્‌નુ મુસ્લિહૂન’’** શબ્દ જે ભાર આપવા માટે વાપરવામાં આવે છે તેના કારણે તેનો અર્થ આ વાક્યમાં ‘‘અમે તો સુધારકો જ છીએ’’ એટલે કે અમારા કોઈ કૃત્યને ફસાદ સાથે કોઈ સંબંધ નથી, પરંતુ કુર્આને તેના જવાબમાં કહ્યું : **‘‘અલા ઈન્નહુમ હુમુલ્ મુફસિદુન વલાકિલ્લા યશ્‌ઉરૂન’’** ‘‘સાંભળી લો ! નિ:શંક, આ (લોકો) જ ફસાદ કરવાવાળા છે; પરંતુ (તેમને) ભાન નથી.’’

એનાથી બે બાબતો સ્પષ્ટ થઈ, પ્રથમ એ કે મુનાફિકોની પ્રવૃત્તિઓ પૃથ્વી ઉપર ફિત્નો અને ફસાદ ફેલાવાનું કારણ હતી અને બીજી બાબત એ હતી કે મુનાફિકોને પોતાની પ્રવૃત્તિઓ ફસાદ ફેલાવાનું નિમિત્ત બને છે તેનું ભાન સુદ્ધાં ન હતું અને ક્યારેક તો તેમનો હેતુ સુધારણા કરવાનો હતો પણ હકીકતમાં કહેવાતી સુધારણાની પ્રવૃત્તિઓ જ ફસાદનું કારણ બનતી હતી. **"વલાકિલ્લા યશ્ઉરૂન"**થી આ બાબત સ્પષ્ટ થઈ ગઈ.

કારણ એ છે કે, પૃથ્વી ઉપર જે બાબતોથી ફિત્ના અને ફસાદ ફેલાય છે, તેમાં અમુક તો એવી છે કે જે ખુલ્લમ-ખુલ્લી છે અને દરેક વ્યક્તિ તેને ફિત્નો અને ફસાદ સમજે છે. જેમકે ખૂનામરકી, ચોરી, દગાબાજી, પ્રપંચ, અપહરણ, વિષયવાસના વગેરે. દરેક સમજદાર અને શરીફ વ્યક્તિ તેને ફસાદ સમજે છે અને તેનાથી બચવાનો પ્રયત્ન કરે છે, જ્યારે અમુક બાબતો એવી છે કે તે દેખીતી રીતે ફિત્નો-ફસાદ હોવાની પ્રતીતિ થતી નથી, પરંતુ તેના કારણે મનુષ્યની નૈતિકતા બરબાદ થઈ જાય છે અને માનવસમાજમાં નૈતિક અધઃપતન આવે છે, જેના કારણે ફિત્ના-ફસાદના દરવાજા ખુલી જાય છે. આ મુનાફિકોની પરિસ્થિતિ પણ એવી જ હતી કે ચોરી, લૂંટફાટ, કામવાસના વગેરેથી બચતા હતા, એટલા માટે ખૂબ ભારપૂર્વક અને તાકીદપૂર્વક પોતે ફસાદખોર ન હોવાની તથા પોતે સુધારકો હોવાની જાહેરાત કરતા હતા.

પરંતુ નિફાક (ગુપ્ત પૉલિસીઓ) અને કીના-કપટ તથા ઈર્ષ્યાના કારણે ઈસ્લામ દુશ્મનોના ષડયંત્રો અને પ્રપંચોમાં શામિલ થવું વગેરેમાં રચ્યા-પચ્યા રહેતા હતા અને આ બાબતો મનુષ્યની નૈતિકતાને એટલી હદે બરબાદ કરી દે છે કે તે પશુઓના સ્તરથી પણ નીચે ઉતરી આવે છે અને એવા કાર્યો સુદ્ધાં કરવા તૈયાર થઈ જાય છે, જેની કલ્પના કરવી પણ અશક્ય છે. જ્યારે મનુષ્ય પોતાની નૈતિકતા અને માનવતા ખોઈ બેસે છે ત્યારે માનવજીવનના પ્રત્યેક ક્ષેત્રમાં ફસાદ જ ફસાદ ફેલાઈ જાય છે અને ફસાદ પણ એટલી ભયંકર હદે કે હિંસક પ્રાણીઓ તથા ચોર-ડાકુઓથી પણ આવી આશા ન રાખી શકાય. કારણ કે તેમના ફિત્ના-ફસાદને તો સરકારી કાયદાઓ અને

શક્તિ વડે રોકી શકાય છે, પરંતુ કાયદાઓ માણસો જ બનાવતા હોય છે. જો માણસ જ માણસ ન રહે તો કાયદાનો કેવો તમાશો બને છે તે આજે ખુલ્લી આંખે પ્રત્યેક કચેરી અને સરકારી સંસ્થાઓમાં જોવા મળે છે. કહેવાય છે કે, આજે દુનિયાની સંસ્કૃતિઓએ ખૂબ પ્રગતિ કરી છે. શિક્ષણ સંસ્થાઓની જાળ ગામડે-ગામડે પાથરી દેવામાં આવી છે, સભ્યતા અને કેળવણીના શબ્દો દરેક વ્યક્તિની જીભ પર રમી રહ્યા છે, કાયદા ઘડનારી સભાઓનું બજાર ગરમ છે. કાયદાઓનું અમલીકરણ કરાવનારી સંસ્થાઓ-એજન્સીઓ અબજો રૂપિયાના ખર્ચે ઊભી કરવામાં આવી છે, વહીવટી ક્ષેત્રની કચેરીઓ ભૂલ-ભૂલૈયાની જેમ અસ્તિત્વ ધરાવે છે, પરંતુ ગુનાહ (ક્રાઈમ) તથા ફિત્ના-ફસાદ રોજબરોજ વધતા જ જાય છે. તેનું કારણ ફક્ત એ જ છે કે, કોઈ પણ કાયદો આપમેળે કોઈ મશીન (યંત્ર) નથી હોતો, બલ્કે કાયદાને વ્યક્તિઓ ચલાવે છે. જ્યારે માણસ જ પોતે પોતાની માણસાઈ ખોઈ બેઠો હોય તો પછી આ ફિત્ના-ફસાદનો ઈલાજ ન તો કાયદાઓ કરી શકે છે, ન સરકારો અને ન જ ન્યાયપાલિકાઓ. વહીવટી કચેરીઓના ચક્કર કાપવાથી તે દૂષણો દૂર થશે નહીં. એટલા માટે માનવતાના શ્રેષ્ઠ ઉપકારક નબીએ કરીમ (સલ.)એ પોતાની સમગ્ર જિંદગી એ તરફ કેન્દ્રિત કરી કે, જો માણસ સાચા અર્થમાં ‘‘માણસ’’ બની જાય, તો ફસાદ અને ગુનાહ (ક્રાઈમ) આપમેળે જ નષ્ટ થઈ જાય. દુનિયાના કોઈ પણ ભાગમાં જ્યાં-જ્યાં આપ (સલ.)ના શિક્ષણ અને માર્ગદર્શન ઉપર અમલ થતો રહ્યો, ત્યાં-ત્યાં શાંતિ, પ્રગતિ અને એવી સ્થિરતા જોવા મળી, જેનું ઉદાહરણ જગતે તે અગાઉ ક્યારેય જોયું ન હતું, પરંતુ નબવી શિક્ષણને છોડી દીધા પછી આવી શાંતિ, પ્રગતિ અને સ્થિરતાની આશા રાખી શકાતી નથી.

નબીએ કરીમ (સલ.)ના શિક્ષણ ઉપર ‘‘અમલનો આત્મા (રૂહ)’’ અલ્લાહ તઆલાનો ડર  છે, કિયામતના દિવસના હિસાબ-કિતાબની ચિંતા છે. એ વિના કોઈ કાયદો, કોઈ બંધારણ, કોઈ વહીવટી કચેરી, કોઈ મદ્રસો, કોઈ યુનિવર્સિટી માણસને ગુનાહો (ક્રાઈમ)થી દૂર રાખવા મજબૂર કરી શકતી નથી.

આજની દુનિયામાં જે લોકોના હાથમાં સત્તાની કમાન છે, તેઓ ક્રાઈમના ખાત્મા માટે નવા-નવા પ્રકારની પદ્ધતિઓ વિચારતા રહે છે, પરંતુ આ વ્યવસ્થાની આત્મા એટલે કે, અલ્લાહના ડર પ્રત્યે ગફલત અને બેદરકારી દાખવે છે, બલ્કે તેને બરબાદ કરવાના સબબો પૂરા પાડે છે. જેનું પરિણામ હંમેશા એ જ આવે છે કે ''મર્ઝ બઢતા ગયા, જૂં જૂં દવા કી'' જેમ જેમ દવા કરી તેમ તેમ બીમારી વધતી જ ચાલી.

ખુલ્લા ફસાદખોરો જેમકે, ચોર-ડાકુઓનો ઈલાજ કરવો સહેલો છે, પરંતુ માનવતા ભૂલી ચૂકેલા માનવરૂપી દાનવોનો ફિત્નો-ફસાદ હંમેશા સુધારાવાદીઓના સ્વરૂપમાં જ સામે આવે છે. તેઓ કોઈ મનમોહક અને આકર્ષણ પૈદા થાય એવી સુધારણાની સ્કીમો અને યોજનાઓ લઈને આવે છે અને ફક્ત પોતાના સ્વાર્થી હેતુઓને સુધારણાનું નામ આપીને **''ઈન્નમા નહ્નુ મુસ્લિહૂન''**ની નારાબાજી કરે છે. એટલા માટે અલ્લાહ તઆલાએ જ્યાં ફસાદને રોક્યો છે તેની સાથે એ પણ કહ્યું છે, **''વલ્લાહુ યઅ્લમુલ્ મુફ્સિદ મિનલ્ મુસ્લિહ''** ''અલ્લાહ જ જાણે છે કે ફસાદખોર કોણ છે અને સુધારાવાદી કોણ ?'' *(૨:૨૨૦)* જેમાં ફરમાવ્યું કે, ફસાદ અને સુધારણાની અસલ વાસ્તવિકતા અલ્લાહ તઆલા જ જાણે છે, જે દિલોની હાલત અને માણસની નિય્યતોથી પણ વાકિફ છે અને પ્રત્યેક પ્રવૃત્તિની ખાસિયતો અને પરિણામોને પણ જાણે છે કે, તેનું પરિણામ સુધારણા છે કે ફસાદ ? એટલા માટે સુધારણા માટે ફક્ત સુધારણાની નિય્યત કરવી, સુધારણા નથી. બલ્કે અમલની દિશા પણ શરીઅત પ્રમાણે સીધી હોવી જરૂરી છે. કેટલીક વખતે કોઈ અમલ સંપૂર્ણ સાચી નિય્યતથી કરવામાં આવતો હોવા છતાં શરીઅત પ્રમાણે ન હોવાના કારણે તેનું પરિણામ ફિત્નો અને ફસાદ નીકળે છે.

## (૪) કુર્આન શરીફમાં મચ્છર-માંખના દાખલાઓ બાબતે વિરોધીઓના આક્ષેપોનો જવાબ

إِنَّ اللّٰهَ لَا يَسْتَحْيِۦٓ أَنْ يَّضْرِبَ مَثَلًا مَّا بَعُوْضَةً فَمَا فَوْقَهَا ۚ فَأَمَّا الَّذِيْنَ
اٰمَنُوْا فَيَعْلَمُوْنَ أَنَّهُ الْحَقُّ مِنْ رَّبِّهِمْ ۚ وَأَمَّا الَّذِيْنَ كَفَرُوْا فَيَقُوْلُوْنَ مَاذَآ

اَرَادَ اللّٰهُ بِهٰذَا مَثَلًا ۘ يُضِلُّ بِهٖ كَثِيْرًا ۙ وَّيَهْدِيْ بِهٖ كَثِيْرًا ؕ وَمَا يُضِلُّ بِهٖٓ اِلَّا الْفٰسِقِيْنَ ﴿٢٦﴾ (بقرہ:٢٦)

બેશક, અલ્લાહ તઆલા આ વાતથી શરમાતો નથી કે કોઈ પણ ઉદાહરણ આપે, પછી તે મચ્છરનું હોય અથવા એવી વસ્તુનું જે એથી પણ વધુ (નજીવી) છે; ત્યારે જે લોકો ઈમાન લાવ્યા છે, તેઓ તો યકીન કરી લેશે કે આ (ઉદાહરણ) તેમના પરવરદિગાર તરફથી વ્યાજબી છે, પણ જેઓ કાફિર છે, તેઓ કહે છે કે આ (નજીવા) ઉદાહરણથી અલ્લાહપાકનો શું હેતુ હશે ? (પણ સમજતા નથી કે) અલ્લાહ તઆલા આ ઉદાહરણ વડે ઘણા (કાફિરો)ને ગુમરાહ કરે છે, તેમ એના વડે ઘણાઓને રાહ પર લાવે છે; અને એ (ઉદાહરણ)થી અલ્લાહપાક અન્ય કોઈને ગુમરાહ કરતો નથી, પરંતુ હુકમોનો અનાદર કરનારાઓને જ. (૨૬)

જ્યારે કાફિરો મુકાબલાથી લાચાર થયા અને નાનામાં નાની સૂરત જેટલું પણ બનાવી શકયા નહિ, તો છોભીલા થઈને બીજી વાત કરી કે કુર્આન શરીફ જો અલ્લાહ તઆલાનું કલામ હોત, તો તેમાં માંખ અને કરોળિયા જેવા જાનવરોનું વર્ણન ન હોત; કારણ કે મોટાઓના કલામમાં નજીવી વસ્તુઓનું વર્ણન હોતું નથી. તેના જવાબ તરીકે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે મચ્છર તથા એથી પણ વધુ નજીવી વસ્તુઓની મિસાલ આપવી, એ કાંઈ એબ કે શરમની વાત નથી, બલ્કે ઉદાહરણથી દરેક વાત સારી રીતે સમજી શકાય છે. દરેક વાતને અનુસરી મિસાલ આપવી જરૂરી હોવાથી મૂર્તિપૂજાના વાહિયાતપણાં અને મૂર્તિઓના તદન લાચાર હોવાના બયાનમાં જ માંખ વગેરેની મિસાલ આપી છે, જે તદન વ્યાજબી છે અને એવાં ઉદાહરણો માત્ર કુર્આનમાં જ નહિ, બલ્કે બીજા આકાશી પુસ્તકો તવરાત અને ઈન્જીલમાં પણ ઘણાં ઉદાહરણો મળી આવ્યાં છે. વળી, મહાન ફિલસૂફો અને બાદશાહોના કલામમાં પણ એવાં ઘણાં ઉદાહરણો મળી આવે છે.

ગુમરાહ કરવાનો ભાવાર્થ એ છે કે જે નાફરમાનો મનુષ્યતાની હદ વટાવી મનેચ્છાઓને આધીન થઈ જવાથી ગુમરાહ બનવા તૈયાર થાય

તેમને અલ્લાહ તઆલા તેવી જ સ્થિતિમાં રાખે છે અને શરીઅતમાં ફાસિક તેને કહે છે, જે ગુનાહ કરીને અલ્લાહ તઆલાની તાબેદારીમાંથી નીકળી જાય. એના ત્રણ દરજ્જા છે : (૧) ગુનાહને બૂરો સમજવા છતાં મનેચ્છાને વશ થઈ કદી કદાચ મોટો ગુનાહ કરી નાખે. (૨) ગુનાહ કરવાની ટેવ પાડી લઈ બેપરવા બની જાય. (૩) અલ્લાહ તઆલા અને રસૂલ (સલ.)ના ફરમાનની કંઈ ગણના ન કરતાં ગુનાહને સારો સમજીને કરે. એવો ફાસિક કાફિર થઈ જાય છે. અત્રે આયતમાં એવા જ લોકો મુરાદ છે.

## દાખલો આપવા માટે ઉદાહરણ સ્વરૂપે કોઈ તુચ્છ વસ્તુનો ઉલ્લેખ કરવો ઐબ (ખામી) નથી :

**'ઈન્નલ્લાહ લા યસ્તહ્‌યી'**થી સાબિત થાય છે કે, કોઈ ફાયદાકારક વિષયના ખુલાસા માટે કોઈ તુચ્છ અથવા નજીવી અથવા કહેવામાં શરમ આવે એવી વસ્તુનું વર્ણન કરવું કોઈ ઐબ કે ગુનોહ નથી અને કોઈના સ્વમાન અને દરજ્જાની વિરૂદ્ધ પણ નથી. કુર્આન અને સુન્નત તથા ઉલમા અને સલફના નિવેદનોમાં અગણિત આવા ઉદાહરણો જોવા મળે છે, જેને સામાન્ય રીતે શરમ ઉપજાવનાર સમજવામાં આવે છે. પરંતુ કુર્આન અને સુન્નતે આ કહેવાતી શરમની પરવા કર્યા વગર પોતાના મુખ્ય હેતુને ધ્યાનમાં રાખી આવા દાખલાઓ આપવાથી પરહેઝ કર્યો નથી.

# (૫) બાપ-દાદાનું આંધળુ અનુકરણ અને હિદાયતથી બેપરવા લોકોનું ઉદાહરણ

وَمَثَلُ الَّذِيْنَ كَفَرُوْا كَمَثَلِ الَّذِىْ يَنْعِقُ بِمَا لَا يَسْمَعُ اِلَّا دُعَآءً وَّنِدَآءً ؕ صُمٌّۢ
بُكْمٌ عُمْىٌ فَهُمْ لَا يَعْقِلُوْنَ ﴿۱۷۱﴾ (بقرہ:۱۷۱)

અને જ્યારે તે (મુશ્રિક) લોકોને કહેવામાં આવે છે કે, અલ્લાહપાકે જે હુકમ (પોતાના પયગમ્બર પાસે) મોકલ્યો છે, તેના ઉપર ચાલો. તો (જવાબમાં) કહે છે (કે નહીં), બલ્કે અમે તો તે (પદ્ધતિ) ઉપર ચાલીશું, જેના ઉપર અમે પોતાના પૂર્વજોને જોયા છે. (કારણ કે, આ લોકોએ તે જ

પદ્ધતિ અપનાવી હતી, જે તેમને અલ્લાહપાક તરફથી મળી હતી. અલ્લાહ તઆલા તેને રદ કરીને ફરમાવે છે) શું (દરેક પરિસ્થિતિમાં આ લોકો પોતાના પૂર્વજોની પદ્ધતિ ઉપર જ ચાલશે ?) ભલે તેમના બાપ-દાદા (દીનની) કંઈજ સમજ ન ધરાવતા હોય અને ન જ (કોઈ આસમાની કિતાબની) હિદાયત રાખતા હોય. **'વમષલુલ્લઝીન કફરૂ કમષલિલ્લઝી ..... ફહુમ લા યઅ્‌કિલૂન'** અને આ કાફિરોની (બુદ્ધિહીનતાની) પરિસ્થિતિ એવી છે (કે) એક વ્યક્તિ છે તે એવા (પ્રાણી)ની પાછળ બૂમ-બરાડા પાડી રહ્યો છે, જે ફક્ત બૂમ-બરાડા અને ચિચિયારીઓ સિવાય કંઈ જ સાંભળતું નથી. (એવી જ રીતે) આ કાફિરો (પણ જાહેરી વાતચીત તો સાંભળે છે, પરંતુ કામની વાતથી બિલ્કુલ) બહેરા છે (જાણે કે સાંભળતા જ નથી), મૂંગા છે (ક્યારેય ઈમાનની સત્ય વાત તેમની જીભ ઉપર આવતી જ નથી), આંધળા છે (કારણ કે નફો-નુકસાન નજરે ચડતું જ નથી). બસ, (જ્યારે બધી જ ઈન્દ્રિયો નકામી થઈ ચૂકી છે, તો) સમજવા (સમજાવવાથી) કંઈ જ પ્રાપ્ત નહીં થાય.

## (૬) અલ્લાહ તઆલાની રાહમાં ખર્ચ કરવાની ફઝીલત દર્શાવતું ઉદાહરણ

مَثَلُ الَّذِيْنَ يُنْفِقُوْنَ اَمْوَالَهُمْ فِيْ سَبِيْلِ اللهِ كَمَثَلِ حَبَّةٍ اَنْۢبَتَتْ سَبْعَ سَنَابِلَ فِيْ كُلِّ سُنْۢبُلَةٍ مِّائَةُ حَبَّةٍ ؕ وَاللهُ يُضٰعِفُ لِمَنْ يَّشَآءُ ؕ وَاللهُ وَاسِعٌ عَلِيْمٌ ﴿۲۶۱﴾ (بقرہ:۲۶۱)

જે લોકો પોતાનો માલ અલ્લાહ તઆલાની રાહમાં ખર્ચ કરે છે તેઓના ખર્ચ કરેલા માલની મિસાલ (અલ્લાહપાકને ત્યાં) તે દાણા સમાન છે, જે સાત કંટીઓ કાઢે (અને) દરેક કંટીમાં સો દાણાં હોય, અને જેને અલ્લાહ ચાહે છે તેના માટે એથી વધુ કરી આપે છે; અને અલ્લાહપાક ઘણો ઉદાર (અને) જાણનાર છે. (૨૬૧)

જે લોકો અલ્લાહના રસ્તામાં (એટલે કે સારા કાર્યોમાં) પોતાનો માલ

ખર્ચ કરે છે, તેમના ખર્ચ કરેલ માલની પરિસ્થિતિ (અલ્લાહ નજીક) એવી છે જેમકે એક દાણો, (કલ્પના કરો !) તેમાંથી સાત ડૂંડીઓ (તે દાણામાંથી) નીકળે (અને) દરેક ડૂંડીમાં સો દાણા હોય (એ જ પ્રમાણે અલ્લાહ તઆલા તેનો સવાબ સાતસો ઘણો વધારી દે છે) અને આ વધારો અલ્લાહ તઆલા જેના માટે ચાહે છે (તેના ઈખ્લાસ અને તેની નિય્યત પ્રમાણે) કરે છે અને અલ્લાહ તઆલા ઘણો વિસ્તારનારો (ઉદાર) છે, (અલ્લાહ પાસે કોઈ વસ્તુની કમી નથી, તે સૌના માટે વધારો કરી શકે છે, પરંતુ સાથે જ) જાણનારો (પણ) છે. (એટલા માટે નિય્યત અને ઈખ્લાસ વગેરે જોઈને અર્પણ કરે છે) જે લોકો પોતાનો માલ અલ્લાહપાકના રસ્તામાં ખર્ચ કરે છે, પછી ખર્ચ કર્યા બાદ ન તો (જેને આપ્યું છે તેને મૌખિક રીતે) અહેસાન જતાવે અને ન જ (પોતાની વર્તણૂંક દ્વારા) તેને કોઈ તકલીફ પહોંચાડે એવા લોકોને તેમના (અમલનો) પરવરદિગાર તરફથી સવાબ મળશે અને (કિયામતના દિવસે) તેમને ન કોઈ ભય હશે અને ન તેઓ ગમગીન થશે (તંગીના સમયે સવાલ કરનારને જવાબમાં યોગ્ય રીતે) નરમીથી વાત કરી દેવી અને (જો માંગનાર બદ્તમીઝી કરે અથવા ગુસ્સો અપાવે અથવા જીદ કરીને તંગ કરે તો તેને) દરગુઝર કરવું (અનેકઘણું) ઉત્તમ છે એવી ખૈરાતથી કે જેને આપ્યા પછી તકલીફ પહોંચાડવામાં આવે અને અલ્લાહ તઆલા (પોતે) ગની છે (તેને કોઈના માલની કોઈ જરૂર નથી, જે કંઈ ખર્ચ કરો છો, તે પોતાના માટે ખર્ચ કરો છો અને કોઈને તકલીફ પહોંચાડવા સબબ અલ્લાહપાક તરત જ સજા નથી આપતો. તેનું કારણ એ છે કે, તે ઉદાર છે.

નેક કાર્યમાં ખર્ચ કરવાનો જે સવાબ મળે છે, તેનો આધાર નિય્યત ઉપર છે. ઈખ્લાસની સાથે અલ્લાહપાકના માર્ગમાં થોડું ખર્ચ કરવાનો પણ ઘણો સવાબ મળે છે, અને અલ્લાહપાક ઈખ્લાસના પ્રમાણમાં તેના સવાબને વધારતો રહે છે. જેમ કે એક દાણાંમાંથી સેંકડો દાણાં ઉત્પન્ન કરે છે; તો અદના દરજાના ઈખ્લાસવાળાને દસ ગણો સવાબ આપશે. અને ઈખ્લાસ જેમ વધુ હશે તેમ સાતસો ગણા સુધી, બલકે અલ્લાહપાક ચાહે તેને સાત હજાર ગણા સુધી સવાબ આપશે અથવા તેથી પણ વધુ ઈખ્લાસ અને

સ્થિતિની રૂએ બદલો આપશે. ઈખ્લાસની માફક સ્થિતિના તફાવતથી પણ સવાબમાં વધઘટ થાય છે. જેમ કે દસ રૂપિયામાંથી એક રૂપિયો અને દસ પૈસામાંથી એક પૈસો આપનાર સરખા નથી. સારાંશ કે અલ્લાહ તઆલા ખર્ચ કરનારની સ્થિતિને તેનો માલ કેવી કમાઈનો છે તેને, તેમજ તેની ખરી-ખોટી નિય્યતને જાણતો હોવાથી દરેકને તેના પ્રમાણમાં સવાબ આપશે.

જે લોકો પોતાનો માલ અલ્લાહની રાહમાં ખર્ચ કરે છે. ફરી ખર્ચ કર્યા પછી (જેને આપ્યું છે તેને જીભથી) ઉપકાર જણાવતા કે (વર્તનથી) સતાવતા નથી, તે જ લોકોને પોતાના પરવરદિગાર પાસે તેનો બદલો મળશે, અને ન તેઓને (સવાબ) ઘટવાનો કંઈ ડર હશે અને ન તેઓ દિલગીર થશે. (૨૬૨)

દુનિયામાં પણ એવા લોકોને તંગદસ્તીનો ભય રહેતો નથી, આખિરતમાં તો સવાબ ઓછો થવાની ચિંતા છે જ નહિ કે જેથી દિલગીરી થાય.

(લાચારીના સમયે) નરમીથી (યોગ્ય) જવાબ આપવો અને (માંગનાર અસભ્યતા કરે તો તેને) માફી આપવી તે એવી ખયરાતથી (હજાર દરજ્જે) બેહતર છે, જેની પાછળ (માંગનારની) સતામણી થાય, અને અલ્લાહ બેપરવા (અને) સહનશીલ છે. (૨૬૩)

શક્તિ હોવા છતાં કોઈ મોહતાજ માંગનારની મદદ ન કરવી બૂરી વાત છે, બલકે કેટલીક વખત ગુનોહ છે. તો એવા મોહતાજને નિરાશ કરવું ભલેને મીઠી વાતો સંભળાવીને હોય, તો પણ શક્તિવાળાઓ માટે બેહતર થઈ શકતું જ નથી. મતલબ એ છે કે ખયરાતની શક્તિ ન હોય તો ભિખારીને નરમીથી જવાબ આપવો. તેની હઠ કે શક્તિને દરગુજર કરવી, તે પણ એવી ખયરાતથી બેહતર છે જેના આપ્યા પછી લેનારને શરમાવે, તેને મહેણાં મારે. તો યાદ રાખો કે, અલ્લાહ તઆલા બેપરવા છે, તેને તમારી એવી ખયરાતની જરૂર નથી, બલકે જે કંઈ આપો છો તો પોતાના જ ફાયદા ખાતર હોવાથી લેનારને સતાવવાનો શું હક રહ્યો ? છતાં અલ્લાહપાક સહનશીલ છે કે જે લોકો ગરીબોને આમ સતાવે છે, તેઓને તરત શિક્ષા આપતો નથી.

## અલ્લાહપાકના રસ્તામાં ખર્ચ કરવાનું એક ઉદાહરણ :

આયતમાં કહેવામાં આવ્યું છે કે, જે લોકો અલ્લાહના રસ્તામાં ખર્ચ કરે છે, એટલે કે હજ્જમાં, જિહાદમાં, ફકીરો અને મિસ્કીનો ઉપર તથા વિધવાઓ અથવા યતીમો ઉપર પોતાના માલ ખર્ચ કરે અથવા પોતાના સગા-વ્હાલાં અને દોસ્તો વગેરે ઉપર તેમની મદદ કરવાની નિય્યતથી ખર્ચ કરે, તેમનું ઉદાહરણ એવું છે, જેમકે કોઈ વ્યક્તિ ઘઉંનો એક દાણો ફળદ્રુપ જમીનમાં વાવે અને આ ઘઉંના દાણામાંથી એક છોડ નીકળે, આ છોડમાંથી ઘઉંની સાત ડૂંડીઓ નીકળે અને દરેક ડૂંડીમાં ૧૦૦-૧૦૦ દાણા હોય, જેનું પરિણામ એ હશે કે એક દાણાથી સાતસો દાણા પ્રાપ્ત થશે.

મતલબ એ થયો કે, અલ્લાહપાકના રસ્તામાં ખર્ચ કરનારનો સારો બદલો અને સવાબ એકથી લઈને સાતસો સુધી પહોંચે છે. એક પૈસો ખર્ચ કરે તો સાતસો પૈસાનો સવાબ પ્રાપ્ત થઈ શકે છે.

સહીહ અને ભરોસાપાત્ર હદીષોમાં છે કે, એક નેકીનો સવાબ દસ ગણો મળે છે અને સાતસો ઘણા સુધી પહોંચી શકે છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, “જિહાદ અને હજ્જમાં ૧ દિરહમ ખર્ચ કરવાનો સવાબ સાતસો દિરહમ બરાબર છે.” આ રિવાયત ઈબ્ને કષીરે મુસ્નદે અહમદના હવાલાથી વર્ણન કરી છે.

મતલબ કે, આ આયતમાં જાણ કરવામાં આવી છે કે, એક રૂપિયો ખર્ચ કરવાનો સવાબ સાતસો રૂપિયા ખર્ચ કરવા બરાબર મળે છે.

## સદકહ કબૂલ થવાની યોગ્ય શરતો :

પરંતુ કુર્આને કરીમે આ વિષયને ટૂંકમાં અને સ્પષ્ટ શબ્દોમાં વર્ણન કરવા માટે ઘઉંના દાણાના દાખલા સ્વરૂપે ઉલ્લેખ કર્યો, જેનાથી એ બાબત તરફ ઈશારો છે કે, જે પ્રમાણે ખેડૂત એક ઘઉંના દાણામાંથી સાતસો દાણા એવા સમયે જ પ્રાપ્ત કરી શકે છે, જ્યારે કે તે દાણો ઉત્તમ કક્ષાનો હોય, ખરાબ ન હોય અને દાણા લાવનાર ખેડૂત પણ ખેતી કરવાનો નિષ્ણાંત હોય

અને જે જમીનમાં દાણો નાંખવામાં આવે છે, તે પણ ઉત્તમ અને ફળદ્રુપ જમીન હોય. કારણ કે આ બધી બાબતોમાંથી જો કોઈ એકમાં પણ ઉણપ રહી જશે તો આ દાણો બેકાર જશે. એક પણ દાણો નહિ મળે અને એક દાણાના બદલામાં સાતસો દાણા નહિ મળી શકે.

એ જ પ્રમાણે સામાન્ય નેક અમલો અને ખાસ કરીને અલ્લાહપાકના રસ્તામાં ખર્ચ કરવાની સ્વીકૃતિ માટે તથા તેનો વધારે સવાબ મેળવવા માટે પણ આ ત્રણ શરતો છે કે, જે માલ અલ્લાહપાકના રસ્તામાં ખર્ચ કરે તે પાક અને હલાલ હોય. કારણ કે હદીષ શરીફમાં છે કે, અલ્લાહ તઆલા પાક અને હલાલ માલ સિવાય કોઈ વસ્તુ સ્વીકારતો નથી.

બીજું એ કે, ખર્ચ કરનાર પણ નેક નિય્યત અને સજ્જન હોય. ખોટા ઈરાદે અથવા નામના કે પ્રતિષ્ઠા મેળવવા માટે ખર્ચ કરનાર વ્યક્તિ તે અજ્ઞાની ખેડૂત જેવો છે, જે દાણો કોઈ એવી જગ્યાએ વાવી દે કે બધા જ દાણા બેકાર અને વ્યર્થ થઈ જાય.

ત્રીજું એ કે, જેના ઉપર ખર્ચ કરે તે પણ સદકાનો હકદાર હોવો જોઈએ. કોઈ અયોગ્ય વ્યક્તિ ઉપર ખર્ચ કરી માલ બરબાદ ન કરે. આ ઉદાહરણથી અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાની ઘણી બધી ફઝીલતોની જાણ થઈ ચૂકી અને સાથે સાથે આ ત્રણ શરતો પણ સ્પષ્ટ થઈ ગઈ કે, અલ્લાહ તઆલાના રસ્તામાં હલાલ માલ ખર્ચ કરે, ખર્ચ કરવાની પદ્ધતિ પણ સુન્નત પ્રમાણે હોય અને હકદારોને શોધીને તેમના ઉપર ખર્ચ કરવામાં આવે, ફક્ત ખિસ્સામાંથી કાઢી ખર્ચ કરવાથી આ ફઝીલત પ્રાપ્ત થતી નથી.

બીજી આયતમાં સદકહ કરવાના સાચા સુન્નત તરીકાનો ઉલ્લેખ થયો છે. કહેવામાં આવ્યું છે કે, જે લોકો અલ્લાહના રસ્તામાં ખર્ચ કરે છે અને ખર્ચ કર્યા પછી અહેસાન નથી જતાવતા તથા જેમના ઉપર ખર્ચ કરે છે, તેમને કોઈ તકલીફ પહોંચાડતા નથી, તેમનો સવાબ તેમના પરવરદિગાર પાસે સુરક્ષિત છે, તેઓ કોઈ આવનાર ખતરામાં સપડાશે નહીં અને તેમને ભૂતકાળનો કોઈ રંજ-ગમ પણ નહીં રહે.

## સદકહની કબૂલિયત (સ્વીકૃતિ)ની મહત્વની શરતો :

આ આયતમાં સદકહ કબૂલ થવાની બે મહત્વની શરતોનો ઉલ્લેખ થયો છે. એક સદકહ આપીને અહેસાન ન જતાવે અને બીજું જેને આપે તેમને તુચ્છ અને નીચા ન સમજે અને કોઈ એવો વર્તાવ ન કરે, જેનાથી તેઓને પોતે તુચ્છ અને ઝલીલ હોવાનો અહેસાસ થાય અથવા જેનાથી તેમને કોઈ તકલીફ પહોંચે.

ત્રીજી આયત **'ક્વલુમ મઅ્રૂફ'** (યોગ્ય જવાબ આપવો)માં પણ સદકહ અને ખૈરાત અલ્લાહ તઆલા નજીક સ્વીકાર્ય થવાની બે શરતોની વધારે સ્પષ્ટતા કરવામાં આવી છે, જેનું વર્ણન અગાઉની આયતમાં આવી ચૂક્યું છે. એક અલ્લાહપાકના રસ્તામાં માલ ખર્ચ કર્યા પછી કોઈના પર અહેસાન ન જતાવે અને બીજું જેને આપ્યું છે, તેની સાથે એવો વર્તાવ ન કરે કે જેનાથી તે પોતે તુચ્છ હોવાનો અહેસાસ કરે અથવા જેનાથી તેને કોઈ તકલીફ પહોંચે.

સ્પષ્ટતા એ રીતે થઈ ગઈ કે, તંગી, આર્થિક ભીંસ અથવા લાચારીની પરિસ્થિતિમાં સવાલ કરનારના જવાબમાં વિનમ્રતાથી યોગ્ય ઉઝર (કારણ) રજૂ કરે અને જો સવાલ કરનાર બદતમીઝ (અસભ્ય) હોય અને તમને ગુસ્સો અપાવે તો દરગુજર કરવું એવી ખૈરાત (દાન) આપવા કરતાં અનેક ઘણું બહેતર છે કે, તે દાન આપ્યા પછી જેને આપ્યું છે તેને કોઈ તકલીફ પહોંચાડવામાં આવે અને અલ્લાહ તઆલા પોતે ગની (બેનિયાઝ-બેપરવા) અને અત્યંત સહનશીલ છે. તેને માલ-દૌલતની કોઈ જરૂરત નથી, જે કોઈ પણ અલ્લાહપાકના રસ્તામાં ખર્ચ કરે છે, તે પોતાના લાભ માટે કરે છે. એક બુદ્ધિશાળી વ્યક્તિએ ખર્ચ કરતી વખતે એટલો ખ્યાલ રાખવો જોઈએ કે હું કોઈના ઉપર અહેસાન કરતો નથી, બલ્કે હું પોતાના લાભ માટે જ ખર્ચ કરી રહ્યો છું. અગર જેના ઉપર ખર્ચ કરવામાં આવ્યો છે, તેના તરફથી કોઈ નાશુક્રી થતી અનુભવે, તો પણ અલ્લાહ તઆલા ખાતર ક્ષમા અને દરગુજરથી કામ લે.

ચોથી આયતમાં આ વિષયને બીજા વિષયો કરતાં વધારે તાકીદ સાથે એ રીતે વર્ણન કર્યો કે, પોતાના સદકાઓને જીભથી અહેસાન જતાવીને અથવા તકલીફ વગેરે પહોંચાડીને અથવા ખરાબ વર્તાવ દ્વારા બરબાદ ન કરો.

## (૭) લોકોને દેખાડવા માટે ખર્ચ કરવાનું ઉદાહરણ

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا لَا تُبۡطِلُوۡا صَدَقٰتِكُمۡ بِالۡمَنِّ وَالۡاَذٰى ۙ كَالَّذِىۡ يُنۡفِقُ مَا
لَهٗ رِئَآءَ النَّاسِ وَلَا يُؤۡمِنُ بِاللّٰهِ وَالۡيَوۡمِ الۡاٰخِرِ ؕ فَمَثَلُهٗ كَمَثَلِ صَفۡوَانٍ
عَلَيۡهِ تُرَابٌ فَاَصَابَهٗ وَابِلٌ فَتَرَكَهٗ صَلۡدًا ؕ لَا يَقۡدِرُوۡنَ عَلٰى شَىۡءٍ مِّمَّا
كَسَبُوۡا ؕ وَاللّٰهُ لَا يَهۡدِى الۡقَوۡمَ الۡكٰفِرِيۡنَ ﴿۲۶۴﴾ (بقرہ:۲۶۴)

હે ઈમાનવાળાઓ ! પોતાની ખયરાતને ઉપકાર જતાવી અથવા ઈજા પહોંચાડી બરબાદ કરો નહિ, તે માણસની માફક કે જે પોતાનો માલ લોકોને દેખાડવા અર્થે ખર્ચ કરે છે અને તે અલ્લાહ પર તેમજ કિયામતના દિવસ પર ઈમાન રાખતો નથી, તો તેની મિસાલ એક લીસા પથ્થર સમાન છે કે જેના ઉપર સહેજ માટી (ચઢી ગઈ) હોય, પછી તેના ઉપર જોશભેર વરસાદ પડે તો તેને તદ્દન ચોખ્ખો કરી નાખે; એવા લોકોને પોતાની કમાઈ (એટલે નેકીઓનો સવાબ) સહેજ પણ હાથ લાગશે નહિ; અને અલ્લાહ કાફિરોને (આખિરતમાં જન્નતનો) માર્ગ પણ દેખાડશે નહિ. (૨૬૪)

હે ઈમાનવાળાઓ ! તમે અહેસાન જતાવીને અથવા તકલીફ પહોંચાડીને પોતાની ખૈરાત(ના સવાબને) બરબાદ ન કરો. જે પ્રમાણે તે વ્યક્તિ પોતે (દાનનો મૂળ સવાબ જ બરબાદ કરી દે છે) જે પોતાનો માલ ખર્ચ કરે છે (ફક્ત) લોકોને બતાવવા માટે, અને અલ્લાહ તઆલા તથા આખિરતના દિવસ ઉપર ઈમાન નથી રાખતો (મતલબ એ છે કે, તે ઈમાનનો મુન્કિર અને મુનાફિક છે) બસ, આવા વ્યક્તિની પરિસ્થિતિ એવી છે, જેમકે એક ચીકણો પથ્થર હોય, જેના ઉપર થોડી માટી લાગી હોય (અને માટી ઉપર થોડું ઘાસ ઉગી નીકળ્યું હોય) પછી તેના ઉપર મુશળધાર વરસાદ પડી જાય. બસ, તે (પથ્થર વરસાદ પડવાથી) બિલ્કુલ ચોખ્ખો થઈ જાય (એ જ

પ્રમાણે મુનાફિકોના હાથે અલ્લાહના રસ્તામાં કંઈ ખર્ચ પણ થઈ જાય તો તે જાહેરમાં સારો અમલ છે, જેમાં સવાબની આશા રાખવામાં આવતી હોય છે, પરંતુ તેમના નિફાક-દોગલાપણાંના કારણે તે વ્યક્તિ સવાબથી કોરો રહી જાય છે. એટલા માટે (કિયામતમાં) આવા લોકોને પોતાની કમાણીનો જરા પણ લાભ નહિ મળે. (કારણ કે કમાણી નેક અમલ છે અને આ દાન તો માત્ર દેખાડા માટે હતું. કારણ કે તે રિયાકાર પણ છે અને કાફિર પણ છે) અને અલ્લાહ તઆલા કાફિર લોકોને (કિયામતના દિવસે સવાબનો એટલે કે જન્નતનો) સીધો માર્ગ નહિ બતાવે. (કારણ કે કુફ્રના કારણે તેમનો કોઈ અમલ કબૂલ નથી થતો કે જેનો સવાબ આખિરતમાં સંગ્રહિત થાય અને ત્યાં હાજર થઈ તેના બદલામાં જન્નતમાં પહોંચી જાય).

મુનાફિક લોકો જેઓ ખરું જોતાં અલ્લાહપાક તથા કિયામતના દિવસ પર ઈમાન રાખતા નથી. તેઓ જે કંઈ અલ્લાહપાકના માર્ગમાં આપે તો લોકોને દેખાડવા ખાતર આપે છે. તેથી તેની મિસાલ એવી છે જાણે કોઈએ સહેજ માટીવાળા પથ્થર પર દાણા વાવ્યા, પરંતુ તેના ઉપર ધોધમાર વરસાદ પડતાં પથ્થર ધોવાઈને સાફ થઈ જવાથી દાણા ઉગી શકતા નથી; તે જ પ્રમાણે તેઓની તે ખયરાત તદ્દન નકામી થઈને કંઈ જ સવાબ મળતો નથી. તેવી જ રીતે કોઈ બિચારાને ખયરાત આપ્યા પછી તેને વાત કે વર્તનથી સતાવે અથવા તેને તુચ્છ ગણે, તો તે ખયરાતનો સવાબ મળતો નથી. તેમજ સખી તરીકે પ્રખ્યાત થવા માટે લોકોને દેખાડી આપવામાં પણ સવાબ નથી. તેથી મુસલમાનોને પોતાનો સવાબ બરબાદ કરવાની મનાઈ કરી. વળી, મુનાફિકની મિસાલથી એ ચેતવણી આપી કે રિયાકારી ઈમાન-વાળાઓનું કામ નથી, બલ્કે મુનાફિકોનું છે.

સ્પષ્ટ થઈ ગયું કે, જે સદકહ અને ખૈરાત કર્યા પછી અહેસાન જતાવ-વામાં આવે અથવા તો હકદારોને તકલીફ પહોંચાડવામાં આવે, તો તે સદકહ બેકાર અને અસ્વીકાર્ય છે. આવા સદકહનો કોઈ સવાબ નહિ મળે. આ આયતમાં સદકહ કબૂલ થવાની એક શરત એવી રીતે વર્ણન કરવામાં

આવી છે કે, જે વ્યક્તિ દેખાડા માટે તથા નામના અને પ્રતિષ્ઠા મેળવવા માટે ખર્ચ કરે છે અને જો તે અલ્લાહ અને કિયામત ઉપર ઈમાન નથી ધરાવતો, તો તેનું ઉદાહરણ એવું છે, જેમકે કોઈ ચોખ્ખા પથ્થર ઉપર થોડી માટી બાઝી જાય અને તેમાં કોઈ દાણો વાવે, પછી તેના ઉપર મૂશળધાર વરસાદ પડે અને તેનાથી તે પથ્થર બિલ્કુલ ચોખ્ખો થઈ જાય. આવા લોકોને પોતાની કમાણી-માંથી કંઈ પણ લાભ નહિ થાય અને અલ્લાહ તઆલા કાફિર લોકોને સીધો રસ્તો નહિ બતાવે. આ ઉલ્લેખથી સદકહ અને ખૈરાતની સ્વીકૃતિ માટે એવી શરત છે કે, સદકહ-ખૈરાત માત્ર અલ્લાહપાકને રાજી રાખવા માટે અને આખિરતમાં સવાબ મેળવવાની નિય્યતથી ખર્ચ કરવામાં આવે. તેમાં કોઈ નામના, પ્રતિષ્ઠા અથવા દેખાડાની નિય્યત ન હોય. નામના અને પ્રતિષ્ઠાની નિય્યતથી માલ ખર્ચ કરવો પોતાના માલને બરબાદ કરવા બરાબર છે અને આખિરત ઉપર ઈમાન રાખનારા મો'મિનો પણ ફક્ત નામના અને પ્રતિષ્ઠા માટે કોઈ ખૈરાત કરે તો તેનો પણ એ જ હાલ છે. તેને તે ખૈરાતનો કોઈ સવાબ નહિ મળે. પછી આ સ્થળે **'લા યુઅ્મિનુ બિલ્લાહ'** (અલ્લાહમાં ઈમાન ધરાવતા નથી)ના વધારાથી કદાચ એ તરફ ઈશારો થયો છે કે, 'રિયાકારી' નામના અને પ્રતિષ્ઠા માટે કોઈ કાર્ય કરવાની મો'મિનો માટે કલ્પના પણ ન કરી શકાય. કારણ કે તેઓ અલ્લાહ તઆલા અને આખિરત ઉપર ઈમાન રાખે છે અને રિયાકારી ઈમાનમાં ઉણપ (ખામી) હોવાની નિશાની છે.

આ આયતના અંતે કહેવામાં આવ્યું છે કે, ''અલ્લાહપાક કાફિર લોકોને રસ્તો નહિ બતાવે.'' એનો મતલબ એ છે કે, અલ્લાહ તઆલાની મોકલેલી હિદાયતો અને આયતો જે બધા વ્યક્તિઓ માટે સર્વસામાન્ય છે. અને કાફિરો આ માર્ગદર્શન તરફ દષ્ટિપાત પણ કરતા નથી, બલ્કે મજાક અને ઠઠ્ઠો-મશ્કરી કરે છે. પરિણામે અલ્લાહપાક તેમને તૌફીકથી (સદ્‌કૃત્યો કરવાની પ્રેરણાથી) મહરૂમ (વંચિત) કરી દે છે. જેની અસર એવી હોય છે કે, તેઓ કોઈ પણ પ્રકારના સીધા માર્ગના માર્ગદર્શનનો સ્વીકાર કરતા નથી.

# (૮) સદકો કબૂલ થવાનું ઉદાહરણ

وَمَثَلُ الَّذِيْنَ يُنْفِقُوْنَ اَمْوَالَهُمُ ابْتِغَآءَ مَرْضَاتِ اللّٰهِ وَتَثْبِيْتًا مِّنْ
اَنْفُسِهِمْ كَمَثَلِ جَنَّةٍۭ بِرَبْوَةٍ اَصَابَهَا وَابِلٌ فَاٰتَتْ اُكُلَهَا ضِعْفَيْنِ ۚ فَاِنْ لَّمْ
يُصِبْهَا وَابِلٌ فَطَلٌّ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ۝٢٦٥ (بقرہ:٢٦٥)

અને જે લોકો પોતાનો માલ અલ્લાહ તઆલાની ખુશી મેળવવા અને (દીનમાં કઠણ કાર્યોમાં ભોગ આપવા) પોતાના દિલને મક્કમ રાખવા માટે ખર્ચ કરે છે, તેઓની (ખયરાતની) મિસાલ એક ઊંચી જગ્યાએ આવેલા એવા બગીચા સમાન છે, જેના ઉપર ભારે વરસાદ વરસ્યો હોય, તેથી તેણે પોતાનાં ફળો બમણાં (ચોગણાં) આપ્યાં અને જો તેના ઉપર ભારે વરસાદ વરસ્યો નહિ તો પણ તેને ઝીણો વરસાદ જ બસ છે, અને અલ્લાહ તઆલા તમારાં કામોને ખૂબ જુએ છે. (૨૬૫)

અને તે લોકો કે જેઓ પોતાનો માલ અલ્લાહને રાજી રાખવા માટે તથા પોતાના યકીન (અને ઈમાન)ને મક્કમ બનાવવાના હેતુથી અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરે છે, તેમનું ઉદાહરણ એવું છે જાણે કે એક બાગ હોય, તે કોઈ ટેકરી ઉપર છે (એવી ખુશનૂમા જગ્યાએ છે કે જ્યાં બગીચાઓ માટે અનુકૂળ આબોહવા હોય છે અને) ત્યાં મૂશળધાર વરસાદ પડે, પછી તે (બગીચાની હરિયાળી અને ઉત્પાદનમાં તે વરસાદના કારણે વધારો થાય અને) બમણા ફળો લાવે અને જો એવો મુશળધાર વરસાદ ન પણ પડે તો ઝરમર-ઝરમર (એટલે કે હળવો વરસાદ) પણ પૂરતો છે. (કારણ કે જમીન ફળદ્રુપ છે અને આબોહવા અનુકૂળ છે) અને અલ્લાહ તઆલા તમારા કાર્યોને ઘણી સારી રીતે જુએ છે (એટલા માટે જ્યારે તે બંદાની નિખાલસતાને જુએ છે ત્યારે તે તેનો સવાબ વધારી દે છે.)

માલ ખર્ચ કરવું નફસ પર બહુ ભારે છે, તો તેની વિરુદ્ધતા કરી વારંવાર માલ આપતાં નફસની સરકશી ઓછી થવાથી બીજા દીની કાર્યોમાં પણ તે આડે નહિ આવતાં સૌ કામો માટે તૈયાર થાય એ હેતુથી તેમજ ખાસ અલ્લાહ તઆલાને રાજી કરવા ખાતર જે લોકો નેક કામોમાં ખર્ચ કરે છે,

તેમની ખયરાતની આ મિસાલ છે, જેમાં સારી જમીનથી મતલબ ઈમાન અને ઈખ્લાસ છે. ધોધમાર વરસાદથી મતલબ વધુ ખયરાત અને ઝીણા વરસાદથી થોડી ખયરાત છે. તો સાર એ થયો કે, ઈખ્લાસની સાથે જેટલી વધુ ખયરાત કરશો, તેટલો જ વધુ સવાબ મળશે અને થોડી ખયરાત કરવાથી તેના પ્રમાણમાં સવાબ મળશે, પરંતુ જે જમીન સારી ન હોય એટલે નિય્યત ખોટી હોય, તો ખર્ચ કરવાથી ઉલટું નુકસાન થશે. જેમ કે પથ્થર પર ઉગેલા છોડને જેટલો વરસાદ પડે તેટલું જ નુકસાન છે.

આયતમાં સદકહ કબૂલ થવાના અને અલ્લાહપાકના માર્ગમાં સ્વીકૃતિ પામેલ માલના એક ઉદાહરણનો ઉલ્લેખ થયો છે કે, જે લોકો પોતાનો માલ ફક્ત અને ફક્ત અલ્લાહપાકને રાજી રાખવાની નિય્યતથી ખર્ચ કરે છે કે, જેથી પોતાની ઈચ્છાઓ અને ઈરાદાઓ પરિપક્વ અને મજબૂત બને. તેમનું ઉદાહરણ એવું છે, જેમકે કોઈ ઉંચી ટેકરી ઉપર કોઈ બાગ હોય અને તેના ઉપર મૂશળધાર વરસાદ પડે, પછી તે બગીચો બમણા ફળોનું ઉત્પાદન આપે. જો આવો મૂશળધાર વરસાદ ન પણ પડે, તો ભલે ઝરમર-ઝરમર હળવો વરસાદ પડે, તો તે પણ આ બગીચા માટે પૂરતો છે અને અલ્લાહ તઆલા તમારા કાર્યોને સારી પેઠે જુએ છે.

આ વર્ણનમાં ઈખ્લાસ પ્રસ્તુત શરતો સાથે અલ્લાહના રસ્તામાં માલ ખર્ચ કરવાની ઘણી ફઝીલતો પ્રસ્તુત ઉદાહરણ દ્વારા સ્પષ્ટ કરવામાં આવી કે, નેક ઈરાદે ઈખ્લાસથી થોડો પણ માલ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવે તો તે પૂરતો છે અને આખિરતમાં મોટા સવાબનું કારણ છે.

## (૯) સદકો કબૂલ ન થવાનું ઉદાહરણ

اَيَوَدُّ اَحَدُكُمۡ اَنۡ تَكُوۡنَ لَهٗ جَنَّةٌ مِّنۡ نَّخِيۡلٍ وَّاَعۡنَابٍ تَجۡرِىۡ مِنۡ تَحۡتِهَا
الۡاَنۡهٰرُ ۙ لَهٗ فِيۡهَا مِنۡ كُلِّ الثَّمَرٰتِ ۙ وَاَصَابَهُ الۡكِبَرُ وَلَهٗ ذُرِّيَّةٌ ضُعَفَآءُ ۖ
فَاَصَابَهَاۤ اِعۡصَارٌ فِيۡهِ نَارٌ فَاحۡتَرَقَتۡ ؕ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمُ الۡاٰيٰتِ
لَعَلَّكُمۡ تَتَفَكَّرُوۡنَ ﴿۲۶۶﴾ (بقرہ:۲۶۶)

શું તમારામાંથી કોઈને એવું ગમે છે કે તેનો ખજૂર અને દ્રાક્ષોનો એક એવો બગીચો હોય, જેના (ઝાડો) નીચે નહેરો વહેતી હોય, (અને) તેને માટે તે વાડીમાં બીજાં પણ દરેક જાતનાં ફળો હોય, અને તે માણસને વૃદ્ધાવસ્થા આવી ગઈ હોય તેમજ તેનાં બાળ-બચ્ચાં પણ અશક્ત હોય, પછી તે બાગ પર એવો લૂનો ઝપાટો ચાલે, જેમાં આગ હોય, જેનાથી તે બળી(ને ભસ્મ થઈ) જાય; એવી જ રીતે અલ્લાહ તમારા માટે પોતાના અહકામ સ્પષ્ટ બયાન કરે છે કે જેથી તમે વિચાર કરો. (૨૬૬)

ભલા ! તમારામાંથી શું કોઈ એ બાબતને પસંદ કરશે કે તેના ખજૂરો અને દ્રાક્ષનો બગીચો હોય (એટલે કે વધારે ઝાડો ખજૂરો અને દ્રાક્ષના હોય અને) તે (બાગ)ના (ઝાડો) નીચે નહેરો વહેતી હોય (જેનાથી તે બગીચો ખૂબ હરિયાળો અને ખુશનૂમા હોય) એ વ્યક્તિના તે બાગમાં (ખજૂરો અને દ્રાક્ષ સિવાય) અન્ય પણ દરેક પ્રકારના (કિંમતી) મેવાઓ હોય અને તે વ્યક્તિ ઉપર ઘડપણ આવી જાય (કારણ કે તે માનવજીવનનો કુદરતી ક્રમ છે) અને તેના બાળ-બચ્ચાં પણ હોય, જેમનામાં (કમાવાની) શક્તિ નથી. (આવી પરિસ્થિતિમાં તેને બાળકોના ભરણપોષણની કોઈ અન્ય આશા પણ નથી, તેની આર્થિક જરૂરિયાતો માટે ફક્ત બગીચો જ છે.) પછી (આવી પરિસ્થિતિમાં એવી ઘટના બને કે) આ બાગ ઉપર એક ચક્રવાત આવી પડે, જેમાં આગ હોય પછી (તેનાથી) તે બગીચો સળગી જાય (તો દેખીતું છે કે કોઈ પણ વ્યક્તિને આવી પરિસ્થિતિ પસંદ નહિ આવે ! પછી તેની સરખામણી એવી કરી શકાય છે કે, જાણે પ્રથમ સદકહ-ખૈરાત અથવા કોઈ નેક કામ કર્યું, જે કિયામતમાં કામ લાગવાની આશા હોય કે જ્યારે આવા નેક કાર્યોની સખત જરૂર પડવાની છે, એવા સમયે ખબર પડશે કે તમારા અહેસાન જતાવવાના કારણે અથવા ગરીબને તકલીફ પહોંચાડવાના કારણે તમારૂં સદકહ-ખૈરાત-દાન બધું વ્યર્થ અને બેબરકત થઈ ગયું. તે સમયે સખત પસ્તાવો થશે કે કેવી કેવી તમન્નાઓ અને આશાઓ ઠગારી નિવડી. બસ, તમે આ ઉદાહરણથી આ ઘટનાને સમજી લો કે તમે આવી બાબત પસંદ નથી કરતા.) અલ્લાહ તઆલા આ જ પ્રમાણે દાખલાઓ તમારા માટે

(તમને સમજાવવા) વર્ણન કરે છે. જેથી તમે ચિંતન-મનન કરો (અને ચિંતન-મનન કરી તેના પર અલ્લાહપાકના હુકમ અનુસાર અમલ કરો.

આ મિસાલ તે લોકોની છે, જેઓ લોકોને દેખાડવા માટે ખયરાત કરે અથવા આપ્યા પછી લેનારને મહેણાં મારે, સતાવે અથવા બીજી નેકીઓ કર્યા પછી ગુનાહોથી તેને બરબાદ કરી નાખે, તો જે પ્રમાણે મિસાલમાં દર્શાવેલી બાબતને કોઈ પણ માણસ પસંદ કરી શકતો નથી, તેવી જ રીતે ખયરાત વગેરે નેકીઓને પણ સમજવું જોઈએ. મતલબ કે ખયરાત તથા બીજાં નેક કામો એવાં ફળદ્રુપ બગીચા સમાન છે, જેનાં ફળ એટલે સવાબ કિયામતના દિવસે કે જ્યારે અત્યંત લાચારીનો વખત હશે ત્યારે મળવાની આશા હોય છે, પરંતુ જો ઈખ્લાસ નહિ હોવાના કારણે અથવા ખયરાત આપ્યા પછી લેનારને વાત-વર્તનથી સતાવવાના કારણે તે બરબાદ થઈ જાય અથવા બીજી નેકીઓ ગુનાહોના કારણે બરકત વિનાની થઈ જાય, તો આખિરતમાં એ બાબત જાહેર થતાં સઘળી આશાઓનું ખૂન થઈ કેવો પસ્તાવો થશે ? માટે પ્રથમથી જ સાવચેત રહી પોતાની નેકીઓને બરબાદીથી બચાવો. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)એ ફરમાવ્યું છે કે, આ આયતમાં એવી સઘળી નેકીઓનો સમાવેશ થાય છે, જેના પછી માણસ ગુનાહોમાં સપડાઈ પોતાની નેકીઓને ખરાબ કરી નાખે છે. એમાં ખયરાત પણ આવી ગઈ. ખરેખર, માણસ જ્યારે નેકીઓ પછી પાપોમાં પડી જાય છે તો નેકીઓના અનવાર તથા બરકતો તેમજ બંદગીથી દિલમાં જે લજ્જત આવે છે તે નષ્ટ થઈ જાય છે.

હે ઈમાનવાળાઓ ! પોતાની કમાણીમાંથી ચોખ્ખી (પવિત્ર) વસ્તુ તથા અમે જમીનમાંથી જે ચીજો તમારા માટે ઉત્પન્ન કરી છે તેમાંથી (નેક કામમાં) આપ્યા કરો અને તેમાંથી એવી રદી ચીજના આપવાનો ઈરાદો પણ ન કરો કે જેને તમે પોતે પણ આંખમિચામણા કર્યા વિના લઈ શકો નહિ અને યકીન રાખો કે અલ્લાહ તઆલા બેપરવા (અને) ખૂબીઓવાળો છે. (૨૬૭)

અલ્લાહપાકને ત્યાં ખયરાત કબૂલ થવા માટે પવિત્ર એટલે હલાલની

કમાઈનો માલ હોવો જરૂરી છે. હરામનો કે શંકાવાળો માલ કબૂલ થતો નથી, બલકે હરામનો માલ આપી સવાબની આશા રાખવી કુફ્ર છે. તેથી અલ્લાહ વાસ્તે એવી સરસ વસ્તુ આપવી જોઈએ, જેને તે પોતાની જાત માટે પસંદ કરતો હોય. એવી ખરાબ વસ્તુ ન આપે, જેનું બીજા પાસેથી લેવું પોતે પણ પસંદ ન કરે, કારણ કે અલ્લાહ તઆલા તમારી એવી રદ્દી ખયરાતનો કંઈ મોહતાજ નથી; બલકે તે તો સંપૂર્ણ ખૂબીઓવાળો હોવાથી જે સરસ વસ્તુ દિલના ઉમંગ અને પ્રેમથી આપવામાં આવે તેને જ પસંદ કરે છે, પરંતુ જેની પાસે સારી વસ્તુ નહિ હોવાથી લાચારીએ કોઈ નજીવી વસ્તુ આપે તો અલ્લાહ તઆલા તેને પણ કબૂલ કરી લેશે અને કદર કરશે.

શયતાન તમને નિર્ધનતાથી ડરાવે છે અને તમને નઠારી વાત (એટલે કંજૂસી)ની સલાહ આપે છે અને અલ્લાહપાક (સારી વસ્તુ આપવા પર) પોતાના તરફથી તમારાં પાપો માફ કરવાનો અને (બદલામાં) વધુ આપવાનો વાયદો કરે છે અને અલ્લાહપાક બહુ ઉદાર, સઘળું જાણનાર છે. (૨૬૮)

અત્રે શયતાનના ડરાવવાથી એ મતલબ છે કે નેક કામોમાં ખર્ચ કરવાના સમયે પોતાની ગુંજાઈશ હોવા છતાં માણસના દિલમાં જે ખોટા વિચારો ઉત્પન્ન થાય છે કે ખયરાત કરવાથી કંગાળ બની જઈશ. આ માલ ચાલ્યો જશે તો પછી ક્યાંથી આવશે ? બાલ-બચ્ચાં હોવાથી ભવિષ્યમાં ઘણી જરૂરિયાતો આવી પડશે ત્યારે શું કરીશ ? વગેરે તરંગોમાં ફસાઈને અલ્લાહ તઆલાની તાકીદો સાંભળવા છતાં દિલ ખોલીને ખયરાત કરવાની હિમ્મત ન થાય, તો સમજી લેવું કે આ વાત શયતાને દિલમાં ઠસાવી છે. એથી પનાહ માંગવી જોઈએ. ગુંજાઈશ વખતે યોગ્ય રીતે ખયરાત કરવાથી નિર્ધનતાનો ભય રહેતો જ નથી, બલકે શાદી-ગમીમાં નામના ખાતર ભારે ખર્ચ કરવો, વ્યભિચાર, જુગાર, મદ્યપાન, નાચરંગ, વગેરેમાં દૌલત બરબાદ કરવી એ સૌ શયતાની કામો હોઈ તંગદસ્તીના મુખ્ય કારણો છે. છતાં શયતાન ઊંધું સમજાવે છે, પરંતુ એ વિરુદ્ધ જો દિલમાં એવો ખ્યાલ આવે કે ખયરાત કરવાથી ગુનાહ માફ થશે, વળી માલમાં પણ બરકત થશે તો એમ સમજો કે આ વાત અલ્લાહપાકના તરફથી ફરિશ્તાએ દિલમાં નાંખી

છે. તો અલ્લાહ તઆલાનો શુક્ર કરી પોતાની ગુંજાઈશ મુજબ ખયરાત કરતાં અટકવું જોઈએ નહિ. હા, જો ખરેખર દેખીતી રીતે ગરીબ હોય તેમજ નિર્ધનતાના સાધનો મૌજૂદ હોય તો શરીઅત પણ તેવા માણસને નફલી સદકા-ખયરાતથી રોકે છે. વળી, એવા માણસના ખર્ચ નહિ કરવાને કંજૂસી પણ કહી શકતા નથી.

અલ્લાહપાક જેને ચાહે છે, તેને (દીનમાં) સદ્‌બુદ્ધિ આપે છે અને જેને સદ્‌બુદ્ધિ મળી, તો બેશક તેને ઘણી જ ખૂબીઓ મળી અને તે જ લોકો બોધ ગ્રહણ કરે છે કે જેઓ બુદ્ધિશાળી છે. (૨૬૯)

અલ્લાહ તઆલા ચાહે તેને દીનનું જ્ઞાન આપે છે, જે સર્વ ભલાઈઓનું મૂળ હોવાથી દુનિયામાં કોઈ નેઅમત એના બરાબર લાભદાયક નથી. વળી, તેને ખયરાત કરવાની સમજ આપે છે કે, ક્યો માલ કેવી નિય્યતથી કઈ રીતે અને કોને આપવો જોઈએ ? તો જેને આ જ્ઞાન અને સદ્‌બુદ્ધિ મળ્યાં તેને અત્યંત ભલાઈ પ્રાપ્ત થઈ.

અને તમે જે કંઈ ખર્ચ કરો છો અથવા કોઈ મન્નત માનો છો, તો બેશક અલ્લાહ તઆલા તેને જાણે છે, અને (કિયામતમાં) ઝુલ્મીઓનો તો કોઈ પણ બેલી થશે નહીં. (૨૭૦)

જેટલી ખયરાત છૂપી કે જાહેર રીતે જેવી નિય્યતથી આપશો તેની તેમજ કોઈ પ્રકારની મન્નત રાખશો તેની અલ્લાહ તઆલાને સંપૂર્ણ ખબર છે, તો અલ્લાહ તઆલાની મરજી વિરૂદ્ધ વાપરનાર અથવા મન્નત રાખનાર ઝુલ્મીઓનો કોઈ બેલી નથી. તેવા લોકોને અલ્લાહ તઆલા ચાહશે તેવી શિક્ષા આપશે. યાદ રાખો ! અલ્લાહના સિવાય કોઈની મન્નત દુરૂસ્ત નથી, પરંતુ એવી રીતે જાઈઝ છે કે, અલ્લાહના ખાતર જ ફલાણાને આપીશ અથવા આ મન્નતનો સવાબ ફલાણાને પહોંચે. મન્નત રાખવાથી તેનું પૂરૂં કરવું વાજિબ થઈ જાય છે. મન્નત પૂરી ન કરે તો ગુનોહ થશે.

જો તમે સદકા (ખયરાત)ને જાહેર કરીને આપો તો પણ સારી વાત છે અને જો તમે તેને છૂપાવીને મોહતાજોને આપો તો આ (છૂપાવવું) તમારા

માટે વધુ સારૂં છે અને (તેની બરકતથી) અલ્લાહ તમારા કેટલાક પાપ પણ મટાડશે અને અલ્લાહ તમારા કરેલા કામોની ખૂબ ખબર રાખે છે.(૨૭૧)

જાહેર કરીને એવી નિય્યતથી ખયરાત કરવી કે તેને જોઇ બીજાઓને પણ ઉત્સાહ અને ખંત થાય તો બેહતર છે, નહિ તો છૂપી રીતે આપવી જ વધુ બેહતર છે કે લેનાર પણ શરમાય નહિ. તેમજ તેમાં એ પણ ફાયદો છે કે પોતાના મામલાનો બધો હિસાબ બીજા લોકો જાણી શકતા નથી. મતલબ કે પોતપોતાના મોકાસર બન્ને પ્રકારની ખયરાત બેહતર છે અને એથી સગીરા ગુનાહ માફ થાય છે. કબીરા ગુનાહ તો માત્ર સાચી તૌબાથી અથવા અલ્લાહપાકની કૃપા અને રહમતથી જ માફ થાય છે. વળી, ખાલિસ નિય્યત સદા કાયમ રાખવાની તાકીદ માટે છેવટમાં ફરમાવ્યું કે અલ્લાહ તઆલાને તમારાં કામોની સંપૂર્ણ ખબર છે.

(હે નબી સલ. !) તે (કાફિર) લોકોને હિદાયત પર લાવવું આપના જિમ્મે નથી; પરંતુ અલ્લાહપાક જેને ચાહે છે તેને સીધી રાહ પર લાવે છે અને (હે મુસલમાનો !) જે કંઈ માલ તમે ખર્ચ કરો છો, તો તે પોતાના જ લાભ અર્થે કરો છો અને તમે અલ્લાહપાકને રાજી કરવા સિવાય (બીજા હેતુથી) ખર્ચ કરતા નથી અને તમે જે કંઈ દાન આપશો તે(નો સવાબ) તમને સંપૂર્ણ મળશે અને તમારો જરાય હક માર્યો નહિ જાય. ( ૨૭૨)

આગલી આયતોમાં ખયરાત આપવા પાત્ર વસ્તુઓનું વર્ણન હતું. અત્રે તે લોકોનું વર્ણન છે, જેઓને ખયરાત આપવી જોઈએ. મતલબ કે માનવ-જાતની હમદર્દી રાખી તમે દરેક દુઃખી મોહતાજને આપો. કોઈ પણ કૌમ કે ધર્મનો ભેદ રાખવાની જરૂર નથી. તમારે તો માત્ર અલ્લાહ તઆલાના તરફથી બદલો મળવાના હેતુથી જ આપવું જોઈએ. લેનાર મુસ્લિમ છે કે નહિ તે જોવાની તમારે જરૂર નથી; કારણ કે અલ્લાહ વાસ્તે તમે જેટલું આપો છો તે પોતાના જ લાભ માટે આપતા હોઈ સઘળું અલ્લાહ તઆલાને ત્યાં એકઠું કરો છો. અલ્લાહપાક તેનો સંપૂર્ણ બદલો તમને આપશે. પ્રથમ હઝરત મુહમ્મદ (સલ.)એ ગેરમુસ્લિમોને એ કારણથી દાન આપવાની

મનાઈ કરી હતી કે, પૈસાની લાલચથી ગેરમુસ્લિમો ઈસ્લામ તરફ આકર્ષાય નહિ. પાછળથી આપ (સલ.)એ છૂટ આપી કે જ્યાં સુધી તમે અલ્લાહ તઆલાને રાજી કરવા ખાતર ગમે તે મોહતાજને આપશો તેનો સવાબ તમને મળશે ત્યારે આ આયત ઉતરી, પરંતુ કોઈ ગેરમુસ્લિમને ઝકાત આપવી દુરુસ્ત નથી. બીજા નફલી સદકા તથા ખયરાત આપવા જાઈઝ છે.

ખયરાત તે ગરીબોનો હક છે કે જેઓ અલ્લાહપાકની રાહ (દીની સેવા)માં રોકાયેલા હોય. તે લોકો (રોજી મેળવવા) દેશમાં કયાંય જઈ શકતા નથી, (તેમજ) તેઓના સવાલ નહિ કરવાના કારણે અજાણ્યો માણસ તેઓને ધનવાન માને છે, (પણ) તમે તે લોકોના મુખ પરથી જ તેઓને ઓળખી શકો છો. (નહિ તો) તેઓ લોકો પાસે (ભિખારીઓ માફક) અડીને માંગતા નથી અને તમે જે કંઈ માલ (તેઓની સેવા અર્થે) ખર્ચ કરશો, તો બેશક અલ્લાહ તઆલા તેને ખૂબ જાણે છે. (૨૭૩)

સદકા-ખયરાત સામાન્ય રીતે કોને કોને આપી શકાય છે; તેના વર્ણન પછી અસલી હકદારોનું વર્ણન કરતાં તેઓની પાંચ સિફતો બતાવી. મતલબ કે જે લોકો અલ્લાહ તઆલાના તથા દીનના કામોમાં એવા રોકાઈ ગયા છે કે તેના કારણે તેમને દુનિયા કમાવવાની ફુરસદ મળતી નથી, છતાં તંગદસ્તીની હાલતમાં પણ એવી રીતે ગુજરાન ચલાવે છે કે અજાણ્યો માણસ તેઓની સ્થિતિ જાણી શકતો નથી અને તેઓની આવી દીનદારીથી તેઓના મુખ પર એવું નૂર પ્રકાશિત હોય છે, જેને ખાસ ખાસ લોકો જ જોઈ શકે છે. દંભ કરનાર ફકીરો માફક સીધી કે આડકતરી રીતે ભીખ માંગતા નથી. જેવા કે હુઝૂર (સલ.)ના કેટલાક સહાબીઓ હતા, જેઓ દીની ઈલ્મ શીખવા તેમજ ફસાદી કાફિરો સાથે જિહાદ કરવા ખાતર ઘરબાર છોડી હઝરત મુહમ્મદ (સલ.)ની સેવામાં જ હાજર રહેતા, જેઓ અસ્હાબુસ્સુફ્ફહના નામે ઓળખાય છે. એ બુઝુર્ગોની બરકત અને ફૈઝના પ્રકાશથી હુઝૂર (સલ.) પછી જગત રોશન થઈ ગયું. તો એવા પ્રકારના લોકોને આપવામાં ઈસ્લામની પણ સેવા અને મદદ થવાથી વધુ સવાબ છે. તેથી જ દરેક

જમાનામાં આલિમો, તાલિબે ઈલ્મો તથા બીજા દીનના સાચા સેવકોની પૂરતી મદદ જરૂ રી અને શ્રેષ્ઠ સાબિત થઇ, પરંતુ જ્યારે સંજોગો અનુસાર એવા લોકો કરતાં બીજા લોકોની મોહતાજી વધારે જણાય તેમજ તેઓની મદદ નહિ કરવાથી તેઓની અડચણો દૂર થવાનાં સાધનો જણાતાં ન હોય ત્યારે તે લોકોની મદદમાં વધુ સવાબ થઇ શકે છે.

જે લોકો પોતાનો માલ રાતે અને દિવસે, છૂપી અને જાહેરી રીતે (અલ્લાહ વાસ્તે) ખર્ચ કરે છે તો તેઓના માટે તેઓનો નેક બદલો પોતાના પરવરદિગાર પાસે છે અને ન તેઓને કંઇ ડર હશે અને ન તેઓ દિલગીર થશે. (૨૭૪)

અહીં સુધી ખયરાત અને તેની ફઝીલત તથા તેના કબૂલ થવાની શરતોનું સવિસ્તર વર્ણન કર્યું, જેમાં નૈતિક તથા સામાજિક અનેક લાભ છે. ત્યારે વ્યાજ જે તેથી તદ્દન ઉલટું જ હોઇ એમાં બેશરમી, સતામણી અને તદ્દન અન્યાય જ છે. ખયરાતમાં જેટલી ભલાઇ છે, તેટલી જ વ્યાજમાં બુરાઇ હોવાથી ખયરાતની ફઝીલત પછી આગલી આયતોમાં વ્યાજની બુરાઇ અને મનાઈનું વર્ણન કરવામાં આવ્યું.

આયતમાં સદકહ અને ખૈરાતની પ્રસ્તુત શરતોથી વિપરીત અને ઉલટો અમલ કરવાથી સદકહ બાતિલ અને વ્યર્થ થઈ જવાનું વર્ણન પણ એક ઉદાહરણ દ્વારા આ રીતે સ્પષ્ટ કરવામાં આવ્યું કે, ‘‘શું તમારામાંથી કોઈ એ વાતને પસંદ કરે છે કે, એક ખજૂરો અને દ્રાક્ષનો બગીચો હોય અને તેની નીચેથી નહેરો વહેતી હોય અને તે વ્યક્તિના બગીચામાં દરેક પ્રકારની ફળફળાદિ હોય અને તે વ્યક્તિ ઉપર ઘડપણ છવાય જાય, તેના બાળ-બચ્ચા પણ હોય, જેઓ કમજોર છે. આવી પરિસ્થિતિમાં આ બગીચા ઉપર એક વાવાઝોડું આવે, જેમાં આગ હોય, તેનાથી આ બાગ સળગી જાય. અલ્લાહ તઆલા આ જ પ્રમાણે તમારા માટે તથ્યોને સ્પષ્ટ કરે છે, જેથી તમે ચિંતન-મનન કરો.’’

મતલબ એ છે કે, શરતો વિરૂદ્ધ સદકહ કરવાનું ઉદાહરણ એવું છે કે,

બાહ્ય દેખાવથી તો તે સદકહ કરીને આખિરત માટે ઘણો મોટો સવાબ કમાઈ રહ્યો છે, પરંતુ અલ્લાહ પાસે આ સદકહ (દાન) કંઈ પણ કામ લાગશે નહિ.

અને આ ઉદાહરણમાં જે અમુક બાબતો વધારવામાં આવી છે, જેમકે તેના ઉપર ઘડપણ આવી જાય, તેને ઔલાદ પણ હોય, જેઓ નાના બાળકો છે અને કમજોર હોય. આ બાબતોનો મકસદ એ છે કે, યુવાનીની હાલતમાં કોઈનો બાગ અથવા ખેતી સળગી જાય તો આશા રાખી શકાય છે કે, તે આ બગીચો ફરી લગાવી શકશે અને જે વ્યક્તિને ઔલાદ ન હોય અને તેને ફરીવાર બાગ લગાવવાની આશા પણ ન હોય, તો તેને પણ બાગ સળગી ગયા પછી રોઝી-રોટીની કોઈ ચિંતા નહિ રહે. એકલો માણસ ગમે તે રીતે તંગી બરદાસ્ત કરીને ગુજારો કરી શકે છે અને જો ઔલાદ પણ હોય, પરંતુ તે યુવાન, સશક્ત તથા નેક હોય તો આશા છે કે, તેઓ પિતાને મદદ કરશે અને તેના કામમાં સહકાર આપશે. આવી પરિસ્થિતિમાં પણ વ્યક્તિને બાગ સળગી જવા અથવા લૂંટાઈ જવાનો કોઈ ભારે આઘાત નહિ લાગે. કારણ કે તેને ઔલાદની કોઈ ફિકર-ચિંતા હોતી નથી. બલ્કે ઔલાદ પોતે તે વ્યક્તિનો ભાર ઉઠાવી શકે છે. મતલબ કે આ ત્રણે બાબતો વસ્તુ-સ્થિતિની ગંભીરતા વર્ણન કરવા માટે લાવવામાં આવી છે કે, એવો વ્યક્તિ જે પોતાનો માલ અને મહેનત ખર્ચ કરીને એક બગીચો લગાવે અને તે બાગ તૈયાર થઈને ફળો પણ આપવા લાગે અને એવી હાલતમાં તે ઘરડો અને અશક્ત થઈ જાય અને આ વ્યક્તિ બાળ-બચ્ચાંવાળો પણ હોય, બાળ-બચ્ચાં નાના-નાના અને અશક્ત હોય. જો આવી પરિસ્થિતિમાં તે બાગ સળગી જાય તો તેનો આઘાત અને રંજ-ગમ ખૂબ વધારે હશે અને તેનાથી એને બેહદ તકલીફ થશે.

એ જ પ્રમાણે જે વ્યક્તિએ રિયાકારીથી સદકહ અને ખયરાત કરી બગીચો લગાવ્યો, ત્યારબાદ મૃત્યુ પછી તે વ્યક્તિની હાલત તે વૃદ્ધ જેવી થઈ ગઈ, જેનામાં કમાવાની અથવા તે બગીચો ફરી લગાવવાની શક્તિ નથી. કારણ કે મૃત્યુ પછી વ્યક્તિ કોઈ અમલ જ નહિ કરી શકે. જેવી રીતે બાળ

-બચ્ચાંવાળો ઘરડો માણસ આવકનો ખૂબ મોહતાઝ હોય છે, અને વિચારે છે કે, જો પાછળની કમાણી સુરક્ષિત રાખી હોત તો ચોક્કસ વૃદ્ધાવસ્થામાં તે કમાણી કામ લાગી શકી હોત ! અને હવે જ્યારે પરિસ્થિતિ એવી થઈ ગઈ છે કે, આ બાગ સળગી ગયો, બધી મૂડી ખતમ થઈ ગઈ તો તેના દુઃખ-દર્દનો કોઈ પાર નથી. બસ, એ જ પ્રમાણે જે સદકહ અને ખૈરાત ફક્ત રિયાકારી, નામના અને શોહરત માટે કરવામાં આવ્યો છે તે આ જ પ્રમાણે તેના હાથમાંથી એવા સમયે જતો રહેશે, જ્યારે તે તેના સવાબનો ખૂબ મોહતાજ હશે (કિયામતના દિવસે તે તેને કંઈ જ કામ નહિ લાગે).

આ આખી આયતનો ખુલાસો એ થયો કે, સદકહ અને ખૈરાત અલ્લાહ તઆલા નજીક સ્વીકાર્ય થવાની એક મોટી શરત ઈખ્લાસ છે. ફક્ત અલ્લાહ તઆલાને રાજી રાખવા માટે ખર્ચ કરવામાં આવે. કોઈ નામના અને પ્રતિષ્ઠાની તેમાં કોઈ દખલગીરી ન હોય.

હવે, આ રુકૂઅ્ની બધી આયતો પર નજર નાંખીએ તો એમાં અલ્લાહ તઆલાના રસ્તામાં ખર્ચ કરવામાં આવતા સદકહ અને ખૈરાત કબૂલ થવાની છ શરતોની જાણ થાય છે.

- અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવતો માલ હલાલ કમાણીથી આવેલો હોવો જોઈએ.
- અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવતો માલ સુન્નત પ્રમાણે ખર્ચ થવો જોઈએ.
- સાચા માર્ગે ખર્ચ થવો જોઈએ.
- ખૈરાત આપનારે અહેસાન ન જતાવવું જોઈએ.
- ખૈરાત આપનારે કોઈ એવો વર્તાવ ન કરવો જોઈએ, જેનાથી ખૈરાત લેનાર વ્યક્તિ પોતાને તુચ્છ અને ઝલીલ સમજવા લાગે.
- જે કંઈ પણ ખર્ચ કરવામાં આવે ઈખ્લાસની નિય્યત સાથે ફક્ત અલ્લાહ તઆલાને રાજી રાખવા માટે ખર્ચ કરવામાં આવે. તેમાં નામના, શોહરત કે પ્રતિષ્ઠાની નિય્યત ન હોય.

બીજી શરત એટલે કે અલ્લાહપાકના રસ્તામાં સુન્નત પ્રમાણે માલ ખર્ચ કરવામાં આવે તેનો અર્થ એ છે કે, અલ્લાહના રસ્તામાં ખર્ચ કરતી વખતે એ બાબતનું ધ્યાન રાખવામાં આવે કે કોઈ હકદારનો હક ન માર્યો જાય, પોતાના બાળ–બચ્ચાં માટે જરૂરી ખર્ચ તેમની પરવાનગી વિના કાપકૂપ કરીને કે, આવો ખર્ચ સદંતર બંધ કરીને ખૈરાત આપવી કોઈ સવાબનું કામ નથી. જરૂરતમંદ વારસદારોને વંચિત કરીને બધો જ માલ સદકહ–ખૈરાત અથવા વક્ફ કરી દેવો સુન્નત વિરૂદ્ધ છે. પછી અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાના હજારો સ્વરૂપ છે. સુન્નત તરીકો એ છે કે, જેને માલ આપવાનો ઈરાદો કરે તેની જરૂરિયાત અને તેની આર્થિક પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને માલ આપવામાં આવે. મોટેભાગે અલ્લાહપાકના રસ્તામાં ખર્ચ કરનાર આ બાબતનું ધ્યાન રાખતા નથી.

ત્રીજી શરતનો હેતુ એ છે કે, સવાબ મળવા માટે ફક્ત એટલી વાત પૂરતી નથી કે, પોતાની બુદ્ધિ પ્રમાણે ગમે તેને આપવાને નેક કામ સમજે. ભલે, આવો માલ ખર્ચ કરવામાં નેક નિય્યત કેમ ન હોય ! બલકે એ પણ જરૂરી છે શરીઅત પ્રમાણે માલ ખર્ચ કરવો જોઈએ. કોઈ વ્યક્તિ નાજાઇઝ ખેલ–તમાશા માટે અથવા અન્ય નાજાઈઝ કાર્યો માટે પોતાનો માલ વક્ફ કરે છે તો તે સવાબના બદલે અઝાબનો હકદાર થશે અને આ હુકમ શરીઅતના તે બધા જ કામો માટે લાગુ પડે છે, જે શરીઅત પ્રમાણે જાઈઝ નથી. (એટલા માટે અલ્લાહના રસ્તામાં પોતાનો માલ ખર્ચ કરતી વખતે પોતાનો માલ ક્યાં ખર્ચ થઈ રહ્યો છે તેનું ખાસ ધ્યાન રાખવામાં આવે.

અત્રે એ જાણી લેવું જરૂરી છે કે, કુર્આને કરીમે અલ્લાહ તઆલાના માર્ગમાં માલ ખર્ચ કરવા માટે ક્યાંક આ શબ્દ **‘ઈન્ફાક’** (ખર્ચ કરવો) વર્ણન કર્યો છે, તો ક્યાંક શબ્દ **‘ઈત્આમ’** (ખવડાવવું) કહ્યો છે, તો કોઈ સ્થળે આ શબ્દ **‘સદકહ’** (દાન) અને ક્યાંક **‘ઈતાઉઝ ઝકાત’** (ઝકાત આપવી) છે. કુર્આનના આ શબ્દો અને તેના વિવિધ સ્થળે થયેલા ઉપયોગ ઉપર નજર કરીશું તો જાણ થશે કે, શબ્દ **‘ઈન્ફાક, ઈત્આમ, સદકહ’** સામાન્ય છે, જે દરેક પ્રકારના સદકહ અને ખૈરાત તથા અલ્લાહની ખુશ્નૂદી

પ્રાપ્ત કરવા માટે દરેક પ્રકારના ખર્ચના અર્થમાં છે. ભલે તે ફરજ હોય કે વાજિબ હોય ! નફલ હોય કે મુસ્તહબ ! અને એક ફરજ ખર્ચ એટલે કે ‘ઝકાત’ માટે કુર્આન શરીફમાં એક ઉત્તમ શબ્દ **‘ઈતાઉઝ ઝકાત’**નો ઉપયોગ કરવામાં આવ્યો છે, જેમાં એ બાબત તરફ ઈશારો છે કે, આ ખાસ પ્રકારનો સદકહ મેળવવા અને ખર્ચ કરવામાં વિશિષ્ટ પ્રકારનો સામાજિક અને આર્થિક સિદ્ધાંત છૂપાયેલો છે અને તેના માટે આગવી શરતો પણ છે.

આ રૂકૂઅ્માં મોટાભાગના શબ્દો ‘ઈન્ફાક’થી આવ્યા છે અને અમુક જગ્યાએ તેને શબ્દ **‘સદકહ’** વડે દર્શાવવામાં આવ્યો છે. જેનો અર્થ એ છે કે, અત્રે સામાન્ય સદકાઓ અને દાનનું વર્ણન છે અને જે હુકમો અહીંયાં વર્ણન કરવામાં આવ્યા, તે દરેક પ્રકારના સદકહ અને અલ્લાહ તઆલા માટે ખર્ચ કરવાના બધા જ સ્વરૂપો માટે છે.

## (૧૦) કાફિરોના ખર્ચ કરવાનું ઉદાહરણ

مَثَلُ مَا يُنْفِقُوْنَ فِيْ هٰذِهِ الْحَيٰوةِ الدُّنْيَا كَمَثَلِ رِيْحٍ فِيْهَا صِرٌّ اَصَابَتْ حَرْثَ
قَوْمٍ ظَلَمُوْٓا اَنْفُسَهُمْ فَاَهْلَكَتْهُ ؕ وَمَا ظَلَمَهُمُ اللّٰهُ وَلٰكِنْ اَنْفُسَهُمْ
يَظْلِمُوْنَ ﴿۱۱۷﴾ (آل عمران:۱۱۷)

આ જગત જીવનમાં તેઓ જે કંઈ ખર્ચે છે તેની મિસાલ એવા પવન જેવી છે કે જેમાં હિમ હોય, (અને) તે (પવન) એવા લોકોની ખેતીને લાગે જેઓએ પોતાના હકમાં ખોટું કર્યું હોય, પછી તે (પવન) તે (ખેતી)નો નાશ કરી નાખે અને (આ નાશ કરવામાં) અલ્લાહે તેઓ પર (જરાય) અન્યાય કર્યો નથી, પરંતુ તેઓ જ (કુફ્ર કરી) પોતાનું નુકસાન કરે છે. (૧૧૭)

તે (કાફિરો) જે કંઈ પણ આ દુનિયાની ઝિંદગીમાં ખર્ચ કરે છે, તેની પરિસ્થિતિ (બરબાદ વ્યર્થ જવામાં) એ પ્રકારનું ઉદાહરણ છે કે, એક પવન ફૂંકાય જેમાં હિમ (એટલે કે કરા) હોય (અને) તે આવા લોકોની ખેતીવાડીને લાગી જાય જેમણે (બેદીનીથી) પોતાનું નુકસાન કરેલ છે. બસ, એ (હવા)

તે (ખેતી)ને બરબાદ કરી નાંખે (એવી જ રીતે આ લોકોનો ખર્ચ કરવો આખિરતમાં બરબાદ અને વ્યર્થ થનાર છે.) અને (એ વ્યર્થ કરવામાં) અલ્લાહ તઆલાએ તેમના ઉપર (કોઈ) જુલમ નથી કર્યો, બલ્કે તેઓ પોતે (કુફ્ર કરવાના કારણે અસ્વીકૃત બનીને) પોતાની જાતને નુકસાન પહોંચાડી રહ્યા હતા. (જો તેઓએ કુફ્ર ન કર્યું હોત તો તેમનું બધું દાન-પૂણ્ય વ્યર્થ ગયું ન હોત).

આગલી આયતમાં ફરમાવ્યું હતું કે મુસલમાનોની સાધારણ નેકી પણ કામ લાગશે. તેના મુકાબલામાં કાફિરો વિશે ફરમાવ્યું કે કાફિર ગમે તેવું નેકીનું કામ કરે, પરંતુ આખિરતમાં તેની કંઇ પણ કીંમત નથી. એ વિશે સંદેહ ઉપસ્થિત થતો કે શા કારણે નહિ કામ લાગે, જો કે તેઓ લાખો રૂપિયા દાન કરી, અનાથો વગેરેની મદદ કરે છે. તેનો અત્રે જવાબ આપવામાં આવે છે કે તેઓના દાનની મિસાલ એવી છે કે કોઈ માણસ બગીચો બનાવીને થોડાક દિવસ તેની લીલા લહેર જોઈ મનમાં ખુશ થઈ અનેક આશાઓ બાંધતો રહે; પરંતુ તેના પર એકાએક હિમ પડી બરબાદ થઈ જાય. એવી જ રીતે કાફિરોનું દાન પણ આખિરત માટે બગીચા સમાન છે, જેનાથી ફાયદો થવાની આશા છે, પરંતુ તેઓના કુફ્રનું હિમ તેનો નાશ કરી નાખે છે. મતલબ કે ઈમાન વગરનું દરેક કાર્ય નિર્જીવ સમાન હોઈ તેનો બદલો પણ નાશવંત છે અને આ નાશવંત જગતમાં ભલે મળતો રહે, પરંતુ અમલને હંમેશ સાચવનારી ચીજ તે ઈમાન જ છે.

## (૧૧) વ્યાજ ખાનારાનો ઈબ્રતનાક અંજામ દર્શાવતો દાખલો

اَلَّذِيْنَ يَاْكُلُوْنَ الرِّبٰوا لَا يَقُوْمُوْنَ اِلَّا كَمَا يَقُوْمُ الَّذِىْ يَتَخَبَّطُهُ الشَّيْطٰنُ
مِنَ الْمَسِّ ؕ ذٰلِكَ بِاَنَّهُمْ قَالُوْۤا اِنَّمَا الْبَيْعُ مِثْلُ الرِّبٰوا ۘ وَاَحَلَّ اللّٰهُ الْبَيْعَ
وَحَرَّمَ الرِّبٰوا ؕ فَمَنْ جَآءَهٗ مَوْعِظَةٌ مِّنْ رَّبِّهٖ فَانْتَهٰى فَلَهٗ مَا سَلَفَ ؕ وَاَمْرُهٗۤ
اِلَى اللّٰهِ ؕ وَمَنْ عَادَ فَاُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿۲۷۵﴾ (بقرہ:۲۷۵)

જે લોકો વ્યાજ ખાય છે તેઓ (કિયામતમાં કબરોથી) ઉઠશે નહિ, પરંતુ એવી રીતે (ઉઠશે) જેવી રીતે કે તે માણસ ઉભો થાય છે. જેને શયતાન વળગી ગાંડો કરી દે છે; આ (શિક્ષા) એટલા માટે થશે કે તેઓએ (વ્યાજને હલાલ કરવા માટે દલીલમાં) કહ્યું હતું કે, વેપાર પણ વ્યાજ લેવા સમાન જ છે. અને જુઓ તો અલ્લાહપાકે વેપારને હલાલ કર્યો છે અને વ્યાજને હરામ કર્યું છે, ત્યારે જેને પોતાના પરવરદિગાર તરફથી (એ વિશે) બોધ પહોંચ્યા પછી તે (વ્યાજ લેવાથી કે તેને હલાલ કહેવાથી) અટકી ગયો તો જે કંઇ (આ હુકમ આવ્યા) પહેલાં લઈ ચૂકયો તે તેનું જ છે, પણ (તૌબા સંબંધી) તેનો મામલો અલ્લાહપાકને હવાલે છે, અને જે કોઈ પાછો (વ્યાજને હલાલ ગણે) તો તેઓ જ દોઝખવાળા છે, જેઓ તેમાં સદા રહેશે. (૨૭૫)

આ આયતમાં શયતાનથી મતલબ ખબીસ જિન છે, જે કદી કોઈક માણસને વળગી ગાંડો બનાવી દે છે, જેને સામાન્ય રીતે લોકો ભૂતપ્રેત વળગવું કહે છે. એ સિવાય ભૂત-પ્રેતની બીજી કંઇ હકીકત નથી. માત્ર જિન્નાતનું મૌજૂદ હોવું કુર્આન અને હદીસોથી સ્પષ્ટ રીતે સાબિત છે. માટે વ્યાજ લેનાર અને ખાનાર લોકો જિન વળગેલા માણસ અને ગાંડાની માફક કબરોમાંથી ઉઠશે. કારણ કે એવા લોકોએ બુદ્ધિનો સદ્ઉપયોગ નહિ કરતાં બેવકૂફી વાપરી હલાલ-હરામને એકસરખા ગણી લીધા. જાહેરી રીતે બન્નેમાં લાભ જણાવાથી બન્નેને હલાલ કરી બેઠા અથવા વ્યાજ લેવા અને ખાવા લાગ્યા. પણ વેપાર અને વ્યાજમાં તો ઘણો જ ફેર છે કે, વેપારમાં માણસ પોતાની જરૂરત અને હાજત પૂરી કરવા અમુક વસ્તુના બદલે પોતપોતાની હાજતના પ્રમાણમાં ગમે તેટલા પૈસા આપી તેને ખરીદે છે, પણ વ્યાજમાં તેવું નથી. એક રૂપિયા કે પૈસાના બદલે બે લેવામાં આવે તો વધારાના પૈસાનો કંઇ જ બદલો નથી. બાકી આ વાત કે જો એ પૈસા અમારી પાસે હોત તો અમે તેથી ફાયદો ઉઠાવી શકત. તેના બદલામાં વ્યાજની રકમ ગણાશે તો એ વાત સંભવિત છે, યકીની નથી. તેથી અલ્લાહ તઆલાએ વેપાર હલાલ કર્યો અને વ્યાજને હરામ ઠેરવ્યું. છતાં કોઈ એમ કહે કે, આ મસ્અલો વેપાર અને દેશની ઉન્નતિને આડે આવે છે, તો એ તેની મૂર્ખાઇ

છે. કારણ કે આ વાત અનુભવસિદ્ધ છે કે વ્યાજખાઉ લોકો તદન નિર્દય અને ધનના લાલચુ તેમજ હદ ઉપરાંત બુઝદિલ બની જાય છે અને એ જ દુર્ગુણો કૌમની બરબાદીના મુખ્ય કારણો છે.

વ્યાજ હરામ થવા પહેલાં જેટલું લીધું તે માલિકો તરફ પણ પાછું ફેરવવાનો કે માલિકોને તેના પાછું માંગવાનો હુકમ આપવામાં આવતો નથી, પરંતુ હવે પછીથી વ્યાજ લેનાર દોઝખી છે. વળી, હલાલ સમજીને લેશે ત્યારે તો સદાનો દોઝખી થશે.

અલ્લાહપાક વ્યાજ(ના વધારા)ને નાબૂદ કરે છે અને ખયરાત(ની બરકત)ને વધારે છે અને અલ્લાહ તઆલા કોઈ પણ નાફરમાન પાપીને પસંદ કરતો નથી. (૨૭૬)

વ્યાજના પૈસામાં બરકત થતી નથી; બલ્કે કેટલીક વખત અસલ મૂડી પણ ચાલી જાય છે. કેમ કે હદીસ શરીફમાં આવ્યું છે કે વ્યાજનું ધન ગમે તેટલું વધે છતાં પરિણામે તો મોહતાજી જ છે, અને ખયરાતના માલને વધારવાનો મતલબ એ છે કે અલ્લાહ તઆલા ચાહે તેને દુનિયામાં પણ માલ વધારીને બરકત આપે છે. વળી, તેનો સવાબ તો સૌને જ માટે વધારવામાં જ આવે છે. જેમ કે હદીસોમાં સ્પષ્ટ આવેલું છે.

બેશક, જે લોકો ઈમાન લાવ્યા અને સારાં કામો કર્યાં અને (ખાસ કરી) નમાઝ પઢતા રહ્યા તેમજ ઝકાત આપતા રહ્યા તેમના માટે તેમનો સવાબ પોતાના પરવરદિગાર પાસે છે અને (આખિરતમાં) ન તેમને કંઈ ડર હશે અને ન તેઓ દિલગીર થશે. (૨૭૭) હે ઈમાનવાળાઓ ! અલ્લાહપાકથી ડરો અને જો તમે ઈમાન રાખતા હો તો જેટલું વ્યાજ બાકી હોય તેને છોડી દો.(૨૭૮)

મનાઈ થવા પહેલાં જે વ્યાજ લઈ ચૂકયા તે વિશે તમારા ઉપર સખ્તી કરવામાં આવતી નથી; પરંતુ મનાઈ પછી ચઢેલું વ્યાજ તદન માંગો નહિ, ઈમાનવાળાનું એ કામ નથી. બની અમ્ર બિન ઔફ કબીલાની ઈસ્લામ પૂર્વે કબીલા બની મુગીરહ સાથે વ્યાજની લેવડ દેવડ હતી. વ્યાજ હરામ થવા

પછી બની અમ્ર બિન ઔફે બની મુગીરહ પાસે પોતાની વ્યાજની બાકી રકમનો તકાઝો કર્યો. તેઓએ કહયું કે ઈસ્લામ પછી હવે અમે વ્યાજની રકમ આપીશું નહિ, ત્યારે આ આયત ઉતરી.

પછી જો તમે (તેમ) કરશો નહિ તો અલ્લાહ તથા તેના રસૂલ (સલ.) તરફથી લડાઈની ચેલેન્જ સાંભળી લો. અને જો તમે તૌબા કરી લો તો તમને તમારી મુદલ રકમ મળશે, (આ કાયદા પછી) ન તમે કોઈ પર ઝુલ્મ કરવા પામશો અને ન કોઈ તમારા ઉપર ઝુલ્મ કરવા પામશે. (૨૭૯)

સખત મનાઈ તેમજ અત્યંત તાકીદ કરવા છતાં પણ વ્યાજ લેવું અને ગરીબોનું દિલ દુઃખાવવું અલ્લાહપાક અને તેના રસૂલ (સલ.)થી લડાઈ કરવા સમાન જ છે, તેથી આ પ્રમાણે ફરમાવ્યું, અને જો એવા લોકો વ્યાજને હલાલ ગણે તો તેથી મુર્તદ થઈ જશે. ઈસ્લામી હાકિમ એવા લોકોને શિક્ષા કરી તૌબા કરાવે.

જે વ્યાજ તમે લઈ ચૂક્યા તેને મુદલમાં ગણી દેણદાર તેમાંથી કાપી લે, તો એમાં તમારા ઉપર ઝુલ્મ થાત, અને જો મનાઈ પછી ચઢેલું વ્યાજ તમે માંગો તો એ તમારો ઝુલ્મ થાત; પરંતુ હવે આ કાયદા પછી કોઈને એવો ઝુલ્મ કરવાનો હક નથી.

અને જો (દેણદાર) નાદાર હોય તો (તેને) હાથ છૂટો થતાં સુધીની મોહલત આપવી જોઈએ અને જો તમે સમજતા હો તો માફ કરી દેવું તમારા માટે બેહતર છે. (૨૮૦)

જ્યારે વ્યાજની મનાઈ આવી ગઈ અને તેનું લેવું તદ્દન બંધ થઈ ગયું તો હવે એમ સમજીને કે ઢીલ કરવાથી શું ફાયદો ? તમે નાદાર દેણદાર પર મુદલનો તકાજો નહિ કરતાં તેનો હાથ છૂટો થાય ત્યાં સુધી તેને મોહલત આપો, બલકે જો અલ્લાહ તઆલાની તવફીકથી પોતાનું લેણું માફ કરી દો તો બહુ જ સારું છે.

અને તે દિવસથી ડરતા રહો કે જે દિવસે તમે અલ્લાહ તઆલાની તરફ લઈ જવામાં આવશો, પછી દરેક જણને તેની કરણી(નો બદલો) સંપૂર્ણ

આપવામાં આવશે અને કોઈનો કંઈ હક માર્યો જશે નહિ. (૨૮૧)

ગફલતની નિદ્રામાં પડેલા લોકોને ચેતવવા માટે આ આયત એક ચાબખા સમાન છે, ગરીબો પર સખતી નહિ કરતાં દયાભાવથી વર્તે; કારણ કે સૌ બંદાઓ પર અલ્લાહ તઆલાના પણ સેંકડો હકોની માંગણીઓ છે. તો તમે અન્યો પર સખતી કર્યા પછી કિયામતના દિવસે પોતાના ઉપર રહમ થવાની આશા કેવી રીતે રાખી શકો છો ?

જે લોકો વ્યાજ ખાય છે (એટલે કે વ્યાજ લે છે) તે (કિયામતના દિવસે પોતાની કબરોમાંથી) ઊભા નહિ થાય, પરંતુ એવી રીતે કે જેવી રીતે શયતાન (જિન્નાત) કોઈને વળગી તેને ગાંડો બનાવી દે. આ સજા એટલા માટે થશે કે તે (વ્યાજખોર) લોકો (વ્યાજ હલાલ હોવાની દલીલો કરવા માટે) કહેતા હતા કે વેપાર પણ વ્યાજ જેવો જ છે. (કારણ કે તેમાં પણ ઈચ્છિત નફો પ્રાપ્ત કરવામાં આવે છે અને જે રીતે ખરીદ–વેચાણ જાઈઝ છે, એ રીતે વ્યાજ પણ જાઈઝ હોવું જોઈએ.) જ્યારે કે, (એ બંને વચ્ચે ઉઘાડો તફાવત છે) અલ્લાહ તઆલાએ વેપારને હલાલ કર્યો છે અને વ્યાજને હરામ કર્યું છે (એનાથી મોટો બીજો શું તફાવત હોઈ શકે છે ?) પછી જે વ્યક્તિને તેના પરવરદિગાર તરફથી આ નસીહત મળે તો તે (આ વ્યાજના કૃત્યથી અને કુફ્રિયા નિવેદનોથી એટલે કે વ્યાજને હલાલ કહેવાથી) અટકી જાય (એટલે કે વ્યાજને હરામ સમજવા માંડે, અને વ્યાજ લેવાનું છોડી દે) તો જે કંઈ (આ હુકમ આવતાં પહેલાં તેણે વ્યાજ) લીધું હોય તો તે તેનું થયું, તેનો મા'મલો અલ્લાહના હવાલે છે અને જે વ્યક્તિ (ઉપરોક્ત નસીહત સાંભળ્યા પછી પણ આ પ્રમાણે વ્યાજ લેતો રહ્યો અને પોતાના અભિપ્રાય ઉપર) કાયમ રહ્યો તો (વ્યાજ લેવાના કૃત્ય બદલ તે ગુનાહે કબીરામાં સપડાય ગયો અને) આ લોકો જહન્નમમાં જશે (અને પોતાના વ્યાજને વેપારની જેમ હલાલ કહેવાના કુફ્રના કારણે) તે (જહન્નમ)માં હંમેશા રહેશે. (અને વ્યાજ લેવું જાહેરમાં તો માલ વધવાનું કારણ નજરે પડે છે, પરંતુ અંતે) અલ્લાહ તઆલા વ્યાજને નાબૂદ કરે છે (ક્યારેક તો દુનિયામાં જ બધું બરબાદ થઈ જાય છે અને આખિરતમાં તો બરબાદ થવું નક્કી જ

છે. કારણ કે ત્યાં વ્યાજના કારણે અઝાબ થવાનો છે) અને (તેનાથી વિપરીત સદકહ આપવામાં માલ ઓછો લાગે છે, પરંતુ અલ્લાહપાકના રસ્તામાં આપેલા માલને એટલે કે, અલ્લાહ તઆલા) સદકહને વધારી આપે છે (ક્યારેક તો દુનિયામાં જ, નહિતર આખિરતમાં તો ચોક્કસ વધવાનો જ છે. કારણ કે ત્યાં સદકહ પર ઘણો મોટો સવાબ મળવાનો છે. જેમકે ઉપરની આયતોમાં આવી ચૂક્યું છે.) અને અલ્લાહ તઆલા કુફ્ર કરનારને પસંદ નથી કરતો (અને) કોઈ ગુનાહના કામ કરનારને (એટલે કે ઉપરોક્ત પ્રમાણે કુફ્રિયા નિવેદનો મોઢેથી બકવાને પસંદ નથી કરતો કે વ્યાજ તો વેપાર જેવું છે) બેશક ! જે લોકો ઈમાન લાવ્યા અને જેણે સારા કામો કર્યા અને નમાઝ કાયમ કરી તથા ઝકાત આપી તેમના માટે તેનું વળતર તેમના પરવરદિગાર પાસે છે અને (આખિરતમાં) તેમના ઉપર કોઈ ભય નહિ હોય અને ન જ તેઓ દિલગીર થશે.

હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાથી ડરો અને જે કંઈ વ્યાજ બાકી રહ્યું છે તેને છોડી દો, જો તમે ઈમાનવાળા છો. (કારણ કે, ઈમાનનો તકાદો એ જ છે કે અલ્લાહપાકનું આજ્ઞાપાલન કરવામાં આવે) પછી જો તમે (તેના ઉપર અમલ) નહિ કરો તો અલ્લાહપાક અને તેના રસૂલ (સલ.) સાથે યુદ્ધનું એ'લાન સાંભળી લો ! (એટલે કે તમારા વિરૂદ્ધ જિહાદ કરવામાં આવશે) અને જો તમે તવબહ કરી લેશો તો તમારી મૂળ મૂડી મળી જશે (અને આ કાયદા પછી) ન તો તમે કોઈની ઉપર જુલમ કરી શકશો (કે મૂળ મૂડી કરતાં વધારે લેવા માંડો) અને ન જ તમારા ઉપર કોઈ જુલમ કરવામાં આવશે (કે તમને મૂળ મૂડી પણ પાછી આપવામાં ન આવે) અને જો (કરજદાર) તંગદસ્ત (ગરીબ વ્યક્તિ મુદત પૂરી થયે રકમ પાછી ન આપી શકે) છે તો તેને (આર્થિક નાણાંભીડમાં) છૂટછાટ થતાં સુધીની મોહલત આપવાનો હુકમ છે (એટલે કે જ્યાં સુધી તેની પાસે કરજ અદા કરવાની મૂડી આવી ન જાય ત્યાં સુધી મોહલત આપો) અને જો બિલકુલ (જ) માફ કરી આપો તો તે તમારા માટે વધુ સારું છે, જો તમને (તેના સવાબની) ખબર હોય !

અને (હે મુસલમાનો !) તે દિવસથી ડરો, જેમાં તમે (બધા) અલ્લાહ તઆલા સમક્ષ રજૂ કરવામાં આવશો, પછી દરેક વ્યક્તિને તેની કમાણી પૂરેપૂરી મળશે (પૂરેપૂરું વળતર મળશે) અને કોઈના ઉપર કોઈપણ પ્રકારનો અત્યાચાર કરવામાં નહિ આવે (તો તમે અલ્લાહ સમક્ષ હાજર થવા માટે પોતાના અમલોની દુરુસ્તી કરી લો અને અલ્લાહ તઆલાના હુકમો વિરૂદ્ધ કર્મો ન કરો).

ઉપરોક્ત છ આયતો જેમાં વ્યાજ હરામ હોવાના હુકમો વર્ણવવામાં આવ્યા છે, તેમાં પ્રથમ આયતના પ્રથમ વાક્યમાં વ્યાજખોરોનું ખરાબ પરિણામ તથા મહશરમાં તેમના અપમાનિત થવાનો અને તેમની ગુમરાહીનો ઉલ્લેખ છે. વર્ણન થયું છે કે, ‘‘જે લોકો વ્યાજ ખાય છે, તેઓ ઊભા નથી થયા, પરંતુ જેવી રીતે કે તે માણસ ઊભો થાય છે જેને કોઈ શયતાને વળગીને ગાંડો બનાવી દીધો હોય.’’ હદીષમાં ઊભા થવાનો અર્થ મહશરમાં કબ્રથી ઊભા થવાનો છે, એટલે કે વ્યાજખોરો જ્યારે કબરમાંથી ઊભા થશે ત્યારે તેઓ ગાંડા અને પાગલ લોકોની જેમ ઊભા થશે. જેમકે કોઈ શયતાન જિન્નાતે વળગીને તેમને પાગલ બનાવી દીધા હોય !

આ વાક્યમાં એક વાત તો એ સાબિત થાય છે કે, જિન્નાત અને શયતાનના પ્રભાવથી મનુષ્ય બેહોશ અને ગાંડો થઈ શકે છે. અનુભવી લોકોના અસંખ્ય જાતઅનુભવો આ બાબતે સાક્ષી છે. હાફિઝ ઈબ્ને કય્યિમે વર્ણન કર્યું છે કે, ડૉક્ટરી વિદ્યા અને ફિલોસોફરોએ પણ એનો સ્વીકાર કર્યો છે કે ગાંડપણ, બેહોશી અથવા પાગલપણાના વિવિધ કારણો હોઈ શકે છે. એમાંથી અમુક કિસ્સાઓમાં શયતાન અથવા જિન્નાતોનો પ્રભાવ પણ એનું કારણ હોય છે. જે લોકોએ એનો ઈન્કાર કર્યો છે, તેમની પાસે દેખીતા ભૌતિક (Physical Science) કારણો સિવાય અન્ય કોઈ દલીલો નથી.

બીજી વાત વિચારવા યોગ્ય એ છે કે, કુર્આને એમ નથી ફરમાવ્યું કે, વ્યાજખોર મહશરમાં પાગલ અથવા મજનૂન બનીને ઊભો થશે. બલ્કે પાગલપણા અથવા બેહોશીના એક ખાસ સ્વરૂપનો ઉલ્લેખ કર્યો છે કે, જેવી

કે તમારાથી વધીને નથી ભલે તે કંડારેલી મૂર્તિઓ હોય). બસ, (અમે તો તમને સાચા ત્યારે જ માનીશું કે) તમે તેમને પોકારો (અને) પછી તે તમારું કહેલું કરવા જોઈએ. જો તમે (તેમના મઅ્બૂદ હોવાના અકીદહમાં) સાચા છો (અને તે બીચારા તમારું કહેલું કઈ રીતે કરશે ? કહેવા અને સાંભળ વાની ઈન્દ્રી સુદ્ધાં તેમને નસીબ નથી થઈ, જોઈ લો) શું તેમના પગો છે, જેનાથી તેઓ ચાલતા હોય ? અથવા તેમના હાથ છે, જેનાથી કોઈ વસ્તુને પકડી શકે? અથવા તેમની આંખો છે, જેનાથી તેઓ જોતા હોય ? અથવા તેમના  કાન છે, જેનાથી તેઓ સાંભળતા હોય ? (જ્યારે તેમનામાં કોઈ શક્તિ નથી તો કોઈ પ્રવૃત્તિ તેઓ કઈ રીતે કરી શકવાના છે ? અને) તમે (એ પણ) કહી આપો કે, (જે પ્રમાણે તેઓ પોતાના અનુયાયીઓને લાભ પહોંચાડવાથી લાચાર છે, એ જ પ્રમાણે પોતાના વિરોધીઓને નુકસાન પણ પહોંચાડી શકતા નથી. જેમકે તમે કહ્યા કરો છો કે, અમારી મૂર્તિઓ સાથે અસભ્યતાથી ન વર્તો, નહિતર તે તમારા ઉપર કોઈ આફત ઉતારી દેશે, અને જો તમે સમજતા હોય કે, તેઓ મને કોઈ નુકસાન પહોંચાડી શકે છે તો) તમે (પોતાના મનની મુરાદ પૂરી કરો અને) પોતાના બધા ભાગીદારોને બોલાવી લો, પછી (સૌ મળીને) મને નુકસાન પહોંચાડવાની યુક્તિઓ કરો, પછી (જ્યારે તમારા ષડયંત્રો રચાઈ જાય તો) મને જરા પણ મહોલત ન આપો (બલ્કે તરત તેને લાગુ કરો, જુઓ શું થાય છે ? અને કંઈ જ થવાનું નથી, કારણ કે તમારા ભાગીદારો તો માત્ર બનાવટી છે અને રહી વાત તમારી, તો તમે જે કંઈ હાથ-પગ મારી શકતા હોય તેનાથી તમે મારું કંઈ જ બગાડી શકવાના નથી કે) ચોક્કસ મારો મદદગાર અલ્લાહ તઆલા છે, જે (મારો મદદગાર અને સહાયક હોવાની ખુલ્લી સાબિતીએ છે કે તેણે (મારા ઉપર) આ કિતાબ (ઠોસ અને બધી જ પ્રકારની ભલાઈઓ સાથે) નાઝિલ કરી (અને જો અલ્લાહ મારો સહાયક અને મદદગાર ન હોત તો મને આટલી મોટી નેઅ્મત શા માટે અર્પણ કરે ?) અને (આ વિશિષ્ટ પ્રકારની દલીલ સિવાય એક સામાન્ય નિયમથી પણ તેનું મદદગાર હોવું જાહેર છે. તે નિયમ એ છે કે) તે (સામાન્ય રીતે) નેક બંદાઓની મદદ કર્યા

કરે છે, (તો અંબિયા અલૈ. તો આ નેક બંદાઓમાં શ્રેષ્ઠ અને સંપૂર્ણ કક્ષાના છે, અને હું નબી છું, તો મારો પણ અવશ્ય તે મદદગાર થશે. મતલબ એ કે જેના નુકસાનથી તમે મને ડરાવો છો, તે પોતે લાચાર છે. અને જે મને નુકસાનથી બચાવે છે, તે સર્વશક્તિમાન છે. પછી મને શા માટે કોઈ ભય કે ડર હોય ?) અને (જો કે આ જૂઠા મઅ્બૂદો મૂર્તિઓ વગેરેનું લાચાર હોવાનું કારણ તો જગજાહેર થઈ ચૂક્યું છે. કારણ કે અત્રે અલ્લાહપાકની શ્રેષ્ઠતા અને સર્વશક્તિમાન હોવાના વર્ણનને રસપ્રદ બનાવવા માટે તથા અલ્લાહ સિવાય અન્ય ગયરૂલ્લાહનો નકાર દલીલયુક્ત કરવાનો અને તેઓ દરેક વાતે અસમર્થ અને નિઃસહાય હોવાની જાહેરાત કરવાનો હેતુ છે, એટલા માટે ફરમાવવામાં આવ્યું કે) તમે જે લોકોની અલ્લાહપાકને છોડીને ઈબાદત કરો છો, તે (તમારા દુશ્મનોના મુકાબલામાં) તમારી કંઈ જ મદદ કરી શકતા નથી. અને (પોતાના દુશ્મનોના મુકાબલામાં જેમકે હું તેમનો દુશ્મન છું, પરંતુ મારા વિરુદ્ધ પણ તેઓ) ન જ પોતાની મદદ કરી શકે છે અને (મદદ કરવી તો ઘણી મોટી વાત છે) તેમને (તો) જો કોઈ વાત બતાવવા માટે પોકારો તો તેને (પણ) સાંભળશે નહીં. (તેનો પણ તે જ ઉપરોક્ત પ્રમાણેનો અર્થ હોઈ શકે છે) અને (જેમકે તેમની પાસે સાંભળ વાની ઈન્દ્રિય છે જ નથી. એ જ પ્રમાણે જોવા માટે આંખો પણ નથી અને તેમની કલ્પનાથી તે મૂર્તિઓની જે આંખો બનાવવામાં આવે છે, તે તો ફક્ત નામ પૂરતી હોય છે, તે કોઈ જ કામની નથી હોતી. એટલા માટે) તે (મૂર્તિઓ)ને તમે જુઓ છો કે જાણે કે તે તમને તાકી રહી છે (કારણ કે, તેમની શકલમાં આંખો બનાવેલી હોય છે) અને તે (વાસ્તવમાં) કંઈ પણ જોતા નથી (કારણ કે વાસ્તવમાં તે તો આંખો નથી. તેના ઉપર હાથ, પગ, સ્પર્શ વગેરે દરેક પ્રકારની ઈન્દ્રિય–Senses ન હોવાની જાહેરાત થાય છે. બસ, તો આવી લાચાર મૂર્તિઓનો ડર શું જોઈને બતાવો છો ?)

**મસ્અલા અને બોધપાઠ :**

**"ઈન્ન વલિય્યિલ્લાહુલ્લઝી નઝ્ઝલલ્ કિતાબ વહુવ યતવલ્લસ્ સાલિહીન"** અત્રે 'વલી'નો અર્થ "રક્ષક" અને "સહાયક" થાય છે. અને

'કિતાબ'નો અર્થ ''કુર્આન'' તથા 'સાલિહીન'નો અર્થ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના મતે તે લોકો છે, જેઓ અલ્લાહ તઆલાની સાથે કોઈની બરાબરી ન કરે. તેમાં અંબિયા (અલૈ.)થી લઈને સામાન્ય નેક મુસલમાનો સુધી બધા શામેલ છે.

અને આયતનો અર્થ એ છે કે, મને તમારા વિરોધની એટલા માટે પરવાનથી કે મારો રક્ષક અને મદદગાર અલ્લાહ તઆલા છે, જેણે મારા ઉપર કુર્આન નાઝિલ કર્યું.

અત્રે અલ્લાહ તઆલાની બધી સિફતોમાંથી કુર્આન નાઝિલ કરવાની સિફતને વિશેષ સ્વરૂપે એટલા માટે વર્ણન કરવામાં આવ્યું કે, તમે જે મારી દુશ્મની અને વિરોધ ઉપર અડેલા છો, તો તેનું કારણ કુર્આનનું શિક્ષણ અને તેનું આમંત્રણ છે. જે હું તમને આપું છું, તો જેણે મારા ઉપર આ કુર્આન નાઝિલ કર્યું છે તે જ મારો સહાયક અને સંરક્ષક છે. આથી મને શા માટે કોઈ ફિકર-ચિંતા હોય ?

ત્યાર બાદ અંતિમ વાક્યમાં સામાન્ય નિયમ બતાવવામાં આવ્યો કે, અંબિયા (અલયહિસ્સલામ)ની તો ઘણી મોટી શા'ન છે. કોઈ સામાન્ય નેક મુસલમાનનો પણ અલ્લાહ તઆલા જ રક્ષક અને તેની દેખરેખ રાખનાર છે, તે તેની સહાય કરે છે. એટલા માટે તેમને કોઈ દુશ્મનથી અથવા કોઈની દુશ્મનીથી નુકસાન થતું નથી. મોટાભાગે તો દુનિયામાં જ તે તેને ગાલિબ (વિજયી) કરી આપે છે. અને જો કોઈ સમયે હિકમતના તકાદા સ્વરૂપે ગાલિબ ન પણ થાય, તો પણ તે તેના મૂળ હેતુમાં કોઈ ઉણપ કે ત્રુટી નથી. તે જાહેરમાં નિષ્ફળ દેખાતો હોવા છતાં પોતાના મૂળ મકસદના આધારે સફળ જ થયો હોય છે. કારણ કે મો'મિન સાલિહનો મૂળ હેતુ દરેક કામમાં અલ્લાહ તબારક વ તઆલાને રાઝી કરવો અને તેનું આજ્ઞાપાલન કરવાનો છે. જો તે દુનિયામાં કોઈ કારણથી નિષ્ફળ પણ થઈ જાય તો પણ અલ્લાહ તઆલાની ખુશીનો મૂળ હેતુ તો તેને પ્રાપ્ત થાય જ છે અને તે સફળ જ છે. વલ્લાહુ અઅ્‌લમુ.

# ( ૨૬ ) તૌહીદ વગરના અમલોનું ઉદાહરણ

اَجَعَلْتُمْ سِقَايَةَ الْحَآجِّ وَعِمَارَةَ الْمَسْجِدِ الْحَرَامِ كَمَنْ اٰمَنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَجٰهَدَ فِىْ سَبِيْلِ اللّٰهِ ؕ لَا يَسْتَوٗنَ عِنْدَ اللّٰهِ ؕ وَاللّٰهُ لَا يَهْدِى الْقَوْمَ الظّٰلِمِيْنَ ﴿۱۹﴾ (توبہ:۱۹)

મુશરિકોનું આ કામ નથી કે પોતાની ઉપર કુફ્રને કબૂલ કરવાની હાલતમાં અલ્લાહની મસ્જિદોને આબાદ કરે, તે લોકોની સૌ કરણીઓ વ્યર્થ ગઈ અને દોઝખમાં જ તેઓ સદા રહેશે. (૧૭) અલ્લાહપાકની મસ્જિદોને આબાદ કરવી તે લોકોનું જ કામ છે કે જેઓ અલ્લાહ તઆલા પર અને આખિરતના દિવસ પર ઈમાન લાવ્યા હોય અને નમાઝ કાયમ રાખતા હોય અને ઝકાત આપ્યા કરતા હોય અને અલ્લાહ તઆલા સિવાય કોઈથી ડરતા ન હોય તો એવા લોકો સંબંધી આશા (એટલે વાયદો) છે કે તેઓ હિદાયત પામેલાઓમાં (દાખલ) થઈ જાય. (૧૮)

પ્રથમ ફરમાવ્યું હતું કે મુસલમાનો પરીક્ષા લેવાયા વિના છોડી દેવામાં આવનાર નથી, બલકે મહાન સખત કામો એટલે જિહાદ વગેરેમાં તેઓની અડગતા અને ધૈર્યતા જોવામાં આવશે. તેમજ આ જીવનના સઘળા સંબંધો કરતાં અલ્લાહ તથા રસૂલ (સલ.)ના સંબંધને કેવી રીતે અગ્રિમતા આપે છે, તે પણ જોવામાં આવશે. તે પછી અત્રે એ બતાવ્યું કે અલ્લાહપાકની મસ્જિદો ખરું જોતાં એવા જ ઉચ્ચ કોટિના મુસ્લિમો વડે આબાદ રહી શકે છે. મસ્જિદોની ખરી આબાદી એ જ છે કે તેમાં અલ્લાહ તઆલાની ઈબાદત તેની શાનને લાયક થતી રહે. અલ્લાહપાકની યાદ કરનારા ઘણા લોકો ત્યાં કોઈ પણ પ્રકારનાં અવરોધ વિના તેની યાદ કરતા રહે. નકામી અને અયોગ્ય બાબતોથી તે પવિત્ર સ્થળો જળવાય. તો આ બાબત કાફિરોથી બની શકે તેમ નથી. જુઓ, મક્કાના મુશરિકો પોતાને ઘણા ગર્વ સહિત મસ્જિદે હરામના મુતવલ્લી અને સેવક કહેતા હતા, પરંતુ તેઓની મુખ્ય સેવા એ હતી કે સેંકડો મૂર્તિઓ કઅબહમાં મૂકી તેમને ખુદાઈના હક્કો આપી દીધા હતા, નગ્ન થઈ તવાફ કરતા અને કરાવતા, અલ્લાહપાકની યાદના બદલે

સીટીઓ અને તાળીઓ વગાડતા અને અલ્લાહના સાચા પૂજારીઓને ત્યાં પહોંચવા દેતા ન હતા. ઈબાદતની ગણતરીમાં આવી શકે તેવું કામ માત્ર એટલું જ હતું કે હાજીઓને પાણી પિવડાવ્યું, હરમ શરીફમાં બત્તી સળગાવી, ખાનએ કઅબહ પર ગિલાફ ચઢાવ્યો, જરૂર વખતે તેની દુરુસ્તી કરાવી, પરંતુ એ કામ મુશરિક હોવાના કારણે ખાસ અલ્લાહપાકની ખાતર નહિ હોવાથી અલ્લાહપાકને ત્યાં મકબૂલ નથી, એટલે તે અકારત-વ્યર્થ ગણાશે. સારાંશ કે મુશરિકોથી મસ્જિદોની ખરી આબાદી સંભવિત નથી. એ કામ તો માત્ર તે લોકોનું જ છે, જેઓ અલ્લાહપાક પર અંતઃકરણપૂર્વક ઈમાન લાવી નમાઝ-ઝકાત અદા કરે છે અને અલ્લાહપાક સિવાય કોઈથી ડરતા નથી. તેઓને જિમ્મે મસ્જિદોથી મુશરિકોને કાઢી મૂકી પોતે તેની સંભાળ કરવી જરૂરી છે. જેમકે મુશરિકોથી મસ્જિદોની આબાદીને બદલે બરબાદી થાય છે.

શું તમે હાજીઓના પાણી પિવડાવવાને અને મસ્જિદે હરામ (એટલે ખાનએ કઅ્બહ)ના આબાદ રાખવાને તે માણસના (અમલોની) બરાબર કરી દીધું છે કે જે અલ્લાહ તઆલા પર અને આખિરતના દિવસ પર ઈમાન લાવ્યો હોય અને તેણે અલ્લાહ તઆલાના માર્ગમાં જિહાદ કર્યો હોય ? અલ્લાહ તઆલાની નજીક એ લોકો સરખા નથી અને અલ્લાહ તઆલા અન્યાયી લોકોને સદ્‌બુદ્ધિ આપતો નથી. (૧૯)

મક્કાના મુશરિકો આ વાત પર ઘણો ગર્વ રાખતા હતા કે અમે હાજીઓની સેવા કરી તેમને પાણી પિવડાવીએ છીએ, મસ્જિદે હરામની મરામત કરીએ છીએ, કઅબહના પરદા તથા ત્યાંની રોશનીનો બંદોબસ્ત કરીએ છીએ, તેથી જો મુસલમાનો પોતાના જિહાદ તથા હિજરત વગેરે અમલો પર ગર્વ કરે છે, તો મુકાબલામાં અમારી પણ ઉપરોકત મહાન ઈબાદતો છે. હઝરત અબ્બાસ (રદિ.)એ સૌથી છેલ્લી હિજરત કરી હતી. તે ઉપરથી હઝરત અલી (રદિ.)એ તેમને એક વખતે કહયું કે, જો તમે પણ પ્રથમથી હિજરત કરી હોત તો જિહાદમાં શામિલ થઈ અમારી માફક તમે પણ બુલંદ મર્તબો મેળવત. ત્યારે તેમણે પણ એ જ જવાબ આપ્યો હતો.

વળી, મુસ્લિમ શરીફમાં રિવાયત છે કે, એક વખત કેટલાક મુસલમાનોએ એ વિશે વાદવિવાદ કર્યો હતો. એકે કહયું કે, ઈસ્લામ પછી સર્વોત્તમ ઈબાદત હાજીઓને પાણી પિવડાવવું છે. બીજાએ કહયું, સર્વશ્રેષ્ઠ ઈબાદત મસ્જિદે હરામની સેવા (ઝાડુ–બત્તી વગેરે) છે. ત્રીજાએ કહયું કે, અલ્લાહ તઆલાના માર્ગમાં જિહાદ કરવું સર્વોત્તમ અને શ્રેષ્ઠ છે. હઝરત ઉમર (રદિ.)એ તેઓને દબાવ્યા કે, તમે જુમ્અહના વખતે રસૂલુલ્લાહ (સલ.)ના મિમ્બર પાસે આવો વાદવિવાદ કરો છો ? થોભો, નમાઝ થઈ ગયા પછી હુઝૂર (સલ.)ને પૂછી લેવામાં આવશે. નમાઝ બાદ સવાલ થયા પછી આ આયતો ઉતરી કે એ કામો ઈમાન અને જિહાદની બરાબર પણ થઈ શકતા નથી. શ્રેષ્ઠ હોવાની તો વાત જ કયાં રહી ? જિહાદથી પહેલાં ઈમાનનું વર્ણન કરી બતાવી આપ્યું કે, ઈમાન સઘળી ઈબાદતો માટે પ્રાણરૂપ છે. તે વિના કોઈ કામ ઈબાદત ગણવાને પાત્ર બની શકતું નથી. તો મુશરિકોની સેવાની કંઈ ગણતરી નથી. આ બાબતને સદાચારીઓ જ સમજી શકે છે. અયોગ્ય વર્તનવાળા જુલ્મીઓ એને સમજી શકતા નથી. વળી, અત્રે આ વાત પણ સ્પષ્ટ થઈ ગઈ કે નબીની સગાઈ કરતાં અમલનો રુત્બો મોટો છે. કારણ કે હઝરત અબ્બાસ (રદિ.) સગાઈમાં વધારે હોવા છતાં હઝ. અલી (રદિ.)ના અમલ વધારે શ્રેષ્ઠ થયા.

જે લોકો ઈમાન લાવ્યા અને (તેની ખાતર) વતન છોડયું તેમજ અલ્લાહના માર્ગમાં પોતાના માલ અને જાનથી લડયા તેઓ જ અલ્લાહને ત્યાં દરજ્જામાં ઘણા મોટા છે અને એ લોકો જ સંપૂર્ણ સફળતાવાળા છે. (૨૦) તેમનો પરવરદિગાર તેમને પોતાના તરફથી મહાન રહમત અને અતિશય ખુશનુદીની તેમજ એવા બગીચાઓની ખુશખબર આપે છે, જેમાં તેઓ માટે સદાની નેઅ્મતો છે. (૨૧) તેમાં જ તેઓ સદા રહ્યા કરશે. બેશક, અલ્લાહ તઆલાની પાસે મહાન બદલો છે. (૨૨)

આગલી આયતમાં વર્ણન કરેલ ત્રણ વસ્તુઓ ઈમાન, જિહાદ અને હિજરતના મુકાબલામાં અત્રે ત્રણ વસ્તુઓની ખુશખબર આપી. ઈમાનના મુકાબલામાં અલ્લાહ તઆલાની રહમત, જિહાદના બદલે સૌથી મહાન

નેઅ્મત અલ્લાહ તઆલાની ખુશનુદી અને હિજરતના મુકાબલામાં જન્નતનો કાયમી ઐશ-આરામ છે.

## કાફિરોના સારા કૃત્યોનો જવાબ :

મુશ્રિકોની એ લાયકાત જ નથી કે તેઓ અલ્લાહ તઆલાની મસ્જિદોને (જેમાં મસ્જિદે હરામ પણ આવી ગઈ) આબાદ કરે જે હાલતમાં તેઓ પોતે પોતાના કુફ્ર(ની વાતો)નો સ્વીકાર કરી રહ્યા છે (એટલા માટે તેઓ પોતે પોતાનો ધર્મ એવો બતાવતા હતા અને એવી માન્યતાઓને સ્વીકાર કરતા હતા જે વાસ્તવમાં કુફ્ર છે. મતલબ એ કે મસ્જિદને બાંધવી જો કે ખૂબ પ્રતિષ્ઠિત અને નેક અમલ છે, પરંતુ તેમનું શિર્ક આ પ્રતિષ્ઠાનું વિરોધી છે. આ પ્રવૃત્તિની સ્વીકૃતિ જ તેઓ અક્ષમ હોવાના કારણે અમાન્ય છે અને એટલા માટે તેઓ મસ્જિદના અદબ જાળવનારાઓમાંથી નથી. પછી તેમના માટે ગર્વ કરવાની શું સંભાવના છે !) આ લોકોના (જેઓ મુશ્રિક છે) બધા અમલો (નેક અમલ જેમકે મસ્જિદને આબાદ કરવું વગેરે) વ્યર્થ (અને બરબાદ) છે. (એ કારણે કે તે અમલોની સ્વીકૃતિની શરત પૂરી થતી નથી. હવે વ્યર્થ થયેલા અમલો ઉપર ગર્વ કરવાનું કોઈ કારણ નથી) અને તે લોકો હંમેશા દોઝખમાં રહેશે (કારણ કે તેઓ તે અમલ કે જે છુટકારાનું કારણ છે તેને તો બરબાદ કરી રહ્યા હતા). હા ! અલ્લાહપાકની મસ્જિદોને આબાદ કરવી તે લોકોનું કામ છે (એટલે કે તે લોકોનું આ કાર્ય અલ્લાહપાક નજીક સ્વીકૃતિ પ્રાપ્ત છે), જેઓ અલ્લાહપાક ઉપર અને કિયામતના દિવસ ઉપર (દિલથી) ઈમાન લાવે (અને જાહેર પ્રવૃત્તિઓ પણ તે પ્રમાણે હોય, દાખલા તરીકે) નમાઝની પાબંદી કરે અને ઝકાત આપે અને (અલ્લાહ તઆલા ઉપર એવો ભરોસો રાખતા હોય કે) અલ્લાહપાક સિવાય કોઈ અન્યથી ન ડરે. બસ, એવા લોકો વિશે આશા (એટલે કે વાયદો) છે કે, પોતાના ઉદ્દેશ્ય (એટલે કે જન્નત અને છુટકારા) સુધી પહોંચી જશે. (કારણ કે તેમના અમલો ઈમાનના કારણે સ્વીકૃત થશે, તેથી આખિરતમાં લાભ થશે. અને મુશ્રિકો આ શરતથી વંચિત છે અને તેમના અમલ વ્યર્થ અને લાભથી વંચિત હશે તથા તેમનું ગર્વ કરવું પણ વિના કારણનું છે).

શું તમે લોકોએ હાજીઓને પાણી પીવડાવવાને અને મસ્જિદે હરામને આબાદ રાખવાને તે લોકો(ની પ્રવૃત્તિ) સમાન ઠરાવી લીધું છે કે, જેઓ અલ્લાહ તઆલા ઉપર અને કિયામતના દિવસ ઉપર ઈમાન લાવ્યા હોય અને તેમણે અલ્લાહના માર્ગમાં જિહાદ કર્યો હોય ? (તે અમલ ઈમાન અને જિહાદ છે, એટલે કે હાજીઓને પાણી પીવડાવવાની પ્રવૃત્તિ અને ઈમાન લાવી જિહાદ કરવો આ બાબતો સરખી નથી અને જ્યારે આ બંને અમલો સરખા નથી તો) આ (પ્રવૃત્તિ કરનાર) લોકો (પણ પરસ્પર) અલ્લાહ તઆલા નજીક સરખા નથી. (મતલબ કે આ બંનેની પ્રવૃત્તિઓ અને બંને પોતે પણ પરસ્પર સરખા નથી હોઈ શકતા. તેનો હેતુ એ છે કે, ઈમાન અને જિહાદ કરવો આગવી વિશેષતા અને શ્રેષ્ઠતા ધરાવે છે અને મસ્જિદની સાર-સંભાળ વગેરે કરતા ઈમાન અને જિહાદ શ્રેષ્ઠ છે. અને તેનાથી મુશ્રિકોની વાતનો જવાબ થઈ ગયો કે, તેમનામાં ઈમાન ન હતું અને જિહાદ પણ; અને આ બંને બાબતો એટલે કે હાજીઓને પાણી પીવડાવવા અને મસ્જિદની સાર-સંભાળ રાખવાથી શ્રેષ્ઠ છે અને આ અમુક મો'મિનોની તે વાતનો પણ જવાબ થઈ ગયો કે, ઈમાન પછી સાર-સંભાળ અને પાણી પીવડાવવાને જિહાદ કરતા શ્રેષ્ઠ સમજતા હતા) અને (આ પ્રવૃત્તિ ખૂબ જ સ્પષ્ટ અને જાહેર છે. પરંતુ) જે લોકો અન્યાયી છે (એટલે કે મુશ્રિકો) અલ્લાહ તઆલા તેમને સમજ નથી આપતો (એટલા માટે તેઓ ઈમાન-વાળાઓ જેમ નથી માનતા. જેમકે ઈમાનવાળાઓએ આ બાબતને તરત જ માની લીધી. આગળ આ જ વિષયનો ખુલાસો છે, જે ઉપર **'લા યસ્તવૂન'**નો હેતુ હતો. એટલે કે) જે લોકો ઈમાન લાવ્યા અને (અલ્લાહ માટે) તેમણે વતન છોડ્યું અને અલ્લાહપાકના માર્ગમાં પોતાના માલ અને પ્રાણથી જિહાદ કર્યો, તે દરજ્જામાં અલ્લાહ સમીપ (પાણી પીવડાવવા અને મસ્જિદના વ્યવસ્થાપન કરતા) ઘણા મોટા છે. (કારણ કે જો પાણી પીવડાવનાર અને મસ્જિદને આબાદ કરનારામાં ઈમાન ન હોય તો આ મોટાઈ તે જ મુહાજિર મો'મિનો અને મુજાહિદો માટે ખાસ છે. અને જો તેમનામાં ઈમાન હોય તો તેઓ પણ મોટા છે, પરંતુ આ મુહાજિરો અને

મુજાહિદો વધારે મોટા છે) અને આ જ લોકો સંપૂર્ણ સફળ છે. (કારણ કે જો તેમના વિરોધીઓમાં ઈમાન ન હોય, તો તો પછી સફળતાનો પ્રશ્ન જ નથી અને જો ઈમાન હોય તો સફળતા સંયુક્ત રીતે સરખી છે, પરંતુ મુજાહિદોની સફળતા તેમનાથી શ્રેષ્ઠ છે. આગળ આ જ દરજ્જાનું વર્ણન કર્યું છે કે) તેમનો પરવરદિગાર તેમને પોતાના તરફથી ખુશખબરી આપે છે તેમના માટે મહાન રહમત અને મોટી ખુશનૂદીની અને (જન્નતના) એવા બગીચાઓની કે તે (બગીચાઓ)માં કાયમી નેઅ્મત હશે (અને) તેમાં તેઓ હંમેશા-હંમેશા રહેશે. નિઃશંક, અલ્લાહપાક પાસે મોટો બદલો છે (તેમાંથી તેમને આપવામાં આવશે). હે ઈમાનવાળાઓ ! પોતાના બાપદાદાઓને અને પોતાના ભાઈઓને (પોતાના) મિત્ર ન બનાવો, જો તે લોકો કુફ્રને ઈમાનના મુકાબલામાં (એવું) પ્રિય રાખે (કે તેમનાથી ઈમાન લાવવાની ઉમ્મીદ જ ન રહે) અને જે વ્યક્તિ તમારામાંથી તેમની સાથે મિત્રતા રાખશે. બસ, એવા લોકો જ મોટા નાફરમાન છે. (મતલબ એ કે તે લોકોની સગાઈ-સંબંધ હિજરત કરવામાં મોટી અડચણ અને અવરોધ છે. જ્યારે આ સંબંધ જ જાઈઝ નથી, તો હિજરતમાં શું મુશ્કેલી ?)

**મસ્અલા અને બોધપાઠ :**

શરૂની ચાર આયતો ૧૯ થી ૨૩ સુધી એક ખાસ ઘટનાના સંદર્ભમાં છે તે એ કે, ઘણા બધા મક્કાના મુશ્રિકો મુસલમાનોના મુકાબલામાં ગર્વ કર્યા કરતા હતા કે, અમે મસ્જિદે હરામને આબાદ રાખીએ છીએ અને હાજીઓને પાણી પીવાડવાની વ્યવસ્થા કરીએ છીએ, તેનાથી વધીને અન્ય કોઈ પ્રવૃત્તિ મોટી હોઈ નથી શકતી. ઈસ્લામ લાવતા પહેલાં જ્યારે હઝરત અબ્બાસ (રદી.) ગઝ્વએ બદ્રમાં કેદ થઈને મુસલમાનોના કબ્જામાં આવ્યા અને તેમના સગાં-વ્હાલાંઓએ એ બાબતની નીંદા કરી કે, તમે ઈમાનની નેઅ્મતથી વંચિત છો, તો તેમણે પણ એ જ કહ્યું હતું કે, તમે લોકો ઈમાન અને હિજરતને પોતાની પ્રતિષ્ઠાની મોટી મૂડી સમજી રહ્યા છો. પરંતુ અમે પણ મસ્જિદે હરામની સાર-સંભાળ અને હાજીઓને પાણી પીવાડવાની મહત્ત્વની સેવાના વ્યવસ્થાપકો છે, જેના સમકક્ષ કોઈ પ્રવૃત્તિ હોઈ જ નથી

શકતી. તે ઉપર આ આયતો નાઝિલ થઈ.

## (૨૭) તમામ સૃષ્ટિને પેદા કરનાર ફક્ત એક અલ્લાહપાક જ

قُلْ مَنْ رَّبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ قُلِ اللّٰهُ ؕ قُلْ اَفَاتَّخَذْتُمْ مِّنْ دُوْنِهٖۤ
اَوْلِيَآءَ لَا يَمْلِكُوْنَ لِاَنْفُسِهِمْ نَفْعًا وَّلَا ضَرًّا ؕ قُلْ هَلْ يَسْتَوِى الْاَعْمٰى
وَالْبَصِيْرُ ۙ۬ اَمْ هَلْ تَسْتَوِى الظُّلُمٰتُ وَالنُّوْرُ ۚ۬ اَمْ جَعَلُوْا لِلّٰهِ شُرَكَآءَ خَلَقُوْا
كَخَلْقِهٖ فَتَشَابَهَ الْخَلْقُ عَلَيْهِمْ ؕ قُلِ اللّٰهُ خَالِقُ كُلِّ شَىْءٍ وَّهُوَ الْوَاحِدُ
الْقَهَّارُ ﴿۱۶﴾ (رعد:۱۶)

(હે નબી સલ. !) આપ પૂછો કે આકાશો તથા પૃથ્વીનો માલિક કોણ છે ? આપ ફરમાવી દો કે, અલ્લાહ જ છે. (પછી) કહો કે, શું ફરી પણ તમે અલ્લાહ તઆલાના સિવાય એવા મદદગારો બનાવ્યા છે કે જે પોતે પોતાના લાભ કે નુકસાનનો અધિકાર રાખતા નથી ? આપ ફરમાવી દો કે શું આંધળો અને દેખતો બરાબર થઈ શકે છે ? અથવા અંધકાર અને પ્રકાશ સરખા થઈ શકે છે ? શું તેઓએ અલ્લાહપાકના માટે એવા ભાગીદાર ઠેરવ્યા છે જેઓએ અલ્લાહપાકના પેદા કરવા મુજબ કંઈક પેદા કર્યું હોય. ફરી તેઓની નજરમાં તે (બંનેનું) ઉત્પન્ન કરવું ભેળસેળ થઈ ગયું ? આપ ફરમાવી દો કે એકલો અલ્લાહ જ દરેક વસ્તુનો ઉત્પન્ન કર્તા છે અને તે જ એકલો (અજોડ હોય સૌથી) જબરદસ્ત છે. (૧૬)

મતલબ કે મૂર્તિપૂજકો આંધળા સમાન છે. તેઓને નથી દેખાતું કે જે મૂર્તિઓ પોતે જ લાચાર છે તે બીજાઓની શું મદદ કરી શકશે ? અને મુસલમાનોને દેખતા ફરમાવ્યું, કારણ કે અલ્લાહ તઆલાની કુદરતની નિશાનીઓ જોઈ તેને ઓળખે છે અને તેને જ માને છે તેમજ ઈસ્લામ અને કુફ્રનો મુકાબલો એવો જ સમજો જેવો કે પ્રકાશ અને અંધકાર છે. તો શું એ બન્ને પરિણામની રૂએ એકસરખા થઈ શકે છે ?

હે મૂર્તિપૂજકો ! અલ્લાહ તઆલાએ જેવી મખ્લૂક પેદા કરી છે તેના

જેવી કોઈ પણ વસ્તુ તમારા દેવતાઓએ પેદા કરી છે કે, તે જોઈ તેઓના પૂજ્ય હોવાની શંકા થાય ? તેઓ તો એક માખીનો પર કે મચ્છરનો પગ સરખો પણ બનાવી શકતા નથી, બલકે સઘળી વસ્તુઓ માફક પોતે પણ તે જ એકલા જબરદસ્ત અલ્લાહની મખ્લૂક છે છતાં એવી લાચાર વસ્તુઓને પૂજ્ય હોવાની પદવી આપવી કેટલી બધી બેઅદબી અને બેશરમી છે ?

## (૨૮) અલ્લાહપાક જેવા કોઈ નથી

فَلَا تَضْرِبُوْا لِلّٰهِ الْاَمْثَالَ ؕ اِنَّ اللّٰهَ يَعْلَمُ وَاَنْتُمْ لَا تَعْلَمُوْنَ ﴿۷۴﴾ (نحل:۷۴)

માટે તમે અલ્લાહ તઆલા પર (ખોટી) મિસાલો લાગુ પાડો નહિ. બેશક, અલ્લાહ તઆલા જાણે છે અને તમે જાણતા નથી. (૭૪) *(સૂ.નહલ)*

મુશરિકો કહેતા કે સૌનો માલિક તો અલ્લાહ જ છે, પણ એ મૂર્તિઓ વગેરે તેની સરકારમાં અધિકારી છે તેથી તેઓની પૂજા કરીએ છીએ. અમારે તેમની સાથે જ કામ પડે છે; એમના વગર વડી સરકારમાં પહોંચી શકતા નથી તો એ મિસાલ તદ્દન ગલત છે. અલ્લાહ તઆલા સઘળું પોતે જ કરે છે. કોઈને સોંપી દીધું નથી કે તે ચાહે તેમ કરે. જેમ કે દુનિયાના બાદશાહો પોતાના તાબાના અધિકારીઓને અમુક હદ સુધી સત્તા આપે છે, પરંતુ સત્તા સોંપ્યા પછી તે અધિકારીઓ પોતાની સત્તા ચલાવવામાં આઝાદ હોય છે. કોઈ જજના ફેંસલા વખતે બાદશાહ કે પાર્લામેન્ટને તે બનાવની કે ફેંસલાની કંઈ જ ખબર હોતી નથી. તેમજ તે ખાસ બનાવનો ફેંસલો બાદશાહના ઈરાદાપૂર્વક થતો નથી, પણ અલ્લાહને ત્યાં એવું નથી, બલકે દરેક નાનું–મોટું કામ અને સાધારણમાં સાધારણ બનાવ પણ ભલેને સાધનોના વાસ્તાથી થાય તો પણ તેની જાણ બહાર નથી અને તેના ઈરાદા વગર થઈ શકતું નથી. તેથી જરૂરી છે કે માણસ દરેક વસ્તુનો કર્તા અલ્લાહ તઆલાને જ માની તેને એકલાને જ મઅબૂદ સમજે.

અલ્લાહ તઆલા જાણે છે કે તમારી આવી વાતો તદ્દન નકામી છે અને તમે જાણતા નથી કે અલ્લાહ તઆલાની શાન કેવી છે અને તેના માટે કેવી

મિસાલ ઘટે છે. તેથી જ ફાવે તેમ બકતા રહો છો. જો ખરી મિસાલ ચાહતા હો તો જુઓ, આગળ અલ્લાહ તઆલાએ જ બે મિસાલો બયાન કરી છે.

**“ફલા તદરિબુ લિલ્લાહિલ્ અમ્ષાલ”**માં એક મહત્વની વાસ્તવિક્તા સ્પષ્ટ કરવામાં આવી છે. જેના પ્રત્યે બેદરકારી વર્તવી બધા જ પ્રકારના કુફ્ર, શંકા અને સંદેહને જન્મ આપે છે. તે એ કે, સામાન્ય રીતે લોકો અલ્લાહ તઆલાને પોતાના જેવી માનવજાતિ ઉપર અનુમાનિત કરીને તેનામાં ઉચ્ચ કક્ષાના મનુષ્યના દાખલા તરીકે રાજા અને તેની રય્યત જેવા ઉદાહરણો ઘડી કાઢે છે અને પછી આ ખોટા પાયાઓ ઉપર અલ્લાહ તઆલાના કુદરતના વ્યવસ્થાપનતંત્રને પણ માનવસમાજના રાજાઓના વ્યવસ્થાપનતંત્રો જેવા ધારીને એવું કહેવા લાગે છે કે, જે પ્રમાણે કોઈ રાજા પોતાના રાજ્યમાં એકલો સમગ્ર રાજ્ય વ્યવસ્થાપનંત્રના કાર્યો પૂર્ણ નથી કરી શકતો, બલ્કે પોતાના નાયબો, પ્રધાનો અને બીજા કર્મચારીઓને અધિકાર સોંપીને તેમના દ્વારા રાજ્યનો વહીવટ ચલાવવામાં આવે છે. એ જ પ્રમાણે આ પણ એવું જ હોવું જોઈએ કે, અલ્લાહ તઆલાના હાથ નીચે અમુક બીજા મઅ્બૂદો પણ હોય, જે અલ્લાહના કાર્યમાં તેને સહાય કરે, આ જ બધા મૂર્તિપૂજકો અને મુશ્રિકોની સામાન્ય માન્યતા છે. આ વાક્યએ તે શંકાને જડમાંથી નિર્મૂળ કરી નાંખી કે અલ્લાહ તઆલા માટે મખ્લૂકના ઉદાહરણો રજૂ કરવા પોતે મૂર્ખાઈ અને બુદ્ધિહીનતા છે, તે ઉદાહરણો અને દૃષ્ટાંતોથી બલ્કે મનુષ્યની કલ્પના અને અનુમાનથી પણ ઉપરવટ છે.

## ( ૨૯ ) શિર્કને રદ્દ કરનારા બે દાખલાઓ

ضَرَبَ اللّٰهُ مَثَلًا عَبۡدًا مَّمۡلُوۡكًا لَّا یَقۡدِرُ عَلٰی شَیۡءٍ وَّمَنۡ رَّزَقۡنٰهُ مِنَّا رِزۡقًا
حَسَنًا فَهُوَ یُنۡفِقُ مِنۡهُ سِرًّا وَّجَهۡرًا ؕ هَلۡ یَسۡتَوٗنَ ؕ اَلۡحَمۡدُ لِلّٰهِ ؕ بَلۡ اَكۡثَرُهُمۡ
لَا یَعۡلَمُوۡنَ ﴿۷۵﴾ وَضَرَبَ اللّٰهُ مَثَلًا رَّجُلَیۡنِ اَحَدُهُمَاۤ اَبۡكَمُ لَا یَقۡدِرُ عَلٰی شَیۡءٍ
وَّهُوَ كَلٌّ عَلٰی مَوۡلٰىهُ ۙ اَیۡنَمَا یُوَجِّهۡهُّ لَا یَاۡتِ بِخَیۡرٍ ؕ هَلۡ یَسۡتَوِیۡ هُوَ ۙ وَمَنۡ
یَّاۡمُرُ بِالۡعَدۡلِ ۙ وَهُوَ عَلٰی صِرَاطٍ مُّسۡتَقِیۡمٍ ﴿۷۶﴾ (نحل:۷۵،۷۶)

અલ્લાહ એક મિસાલ વર્ણવે છે કે એક ગુલામ છે, જે બીજાની મિલકત છે, તે કોઈ વસ્તુનો અધિકાર રાખતો નથી અને એક એવો માણસ છે, જેને અમે પોતાના તરફથી ભલી રોજી આપી છે, જેથી તે તેમાંથી છૂપી તેમજ જાહેર રીતે ખર્ચ કરે છે; શું તેઓ (બંને) સરખા થઈ શકે છે ? (કદી નહિ.) સઘળા વખાણ અલ્લાહ તઆલાને જ ઘટે છે, પણ ઘણાખરા લોકો જાણતા નથી. (૭૫)

એક ગુલામ જેને કંઈ અધિકાર નથી, વાતવાતમાં માલિકની પરવાનગી -નો મોહતાજ હોય છે તે બીજા એવા આઝાદ માણસની બરાબર થઈ શકતો નથી, જેને પોતાનું ધન ખર્ચ કરવામાં કોઈ અટકાવનાર નથી. તો એવી જ રીતે સમજો કે અલ્લાહ તઆલા દરેક વસ્તુનો મૂળ માલિક છે. સઘળાં વખાણ અને ખૂબીઓ તેના ખજાનામાં છે. જેને કંઈ આપવા ચાહે તેને ફાવે ત્યારે, ચાહે તેટલા પ્રમાણમાં આપી શકે છે. તેને કોઈ અટકાવનાર નથી. છતાં જે મૂર્તિઓ કોઈ વસ્તુની માલિક નથી, બલ્કે બીજાની મિલ્કત હોઈ કોઈ પ્રકારનો કંઈ જ અધિકાર રાખતી નથી. તેને ખુદાઈમાં શરીક ઠેરવવી કેટલો બધો અન્યાય અને જુલ્મ છે ! તેવી જ રીતે અલ્લાહપાકે જેને ઈમાન અને ઈલ્મ આપ્યું હોય અને તે આ નેઅમત લોકોમાં વહેંચતો હોય તે એવા મુશરિકની બરાબર થઈ શકતો નથી, જેની કોઈ નેકી કબૂલ થતી નથી.

અને અલ્લાહ એક બીજી મિસાલ વર્ણવે છે કે બે માણસો છે. એક તેમાંથી (ગુલામ હોવા ઉપરાંત) ગૂંગો (પણ છે કે કાંઈ કામ કરી શકતો નથી) અને (તેથી) તે પોતાના માલિકના ઉપર બોજા (સમાન) છે. તેને જ્યાં મોકલે છે કોઈ કામ સીધું કરી લાવતો નથી; શું તે માણસ અને એવો માણસ સરખા થઈ શકે છે જે ભલી વાતોનું શિક્ષણ આપે છે અને પોતે પણ સીધા માર્ગ પર છે ? (૭૬)

અલ્લાહ તઆલાના બે બંદા છે. એક તો મૂર્તિ જે હાલી કે ચાલી શકતી નથી, જાણે ગૂંગો–બહેરો ગુલામ અને બીજો બંદો રસૂલ છે. જે હજારો–લાખોને અલ્લાહપાકની રાહ બતાવે છે અને પોતે પણ અલ્લાહ તઆલાની

બંદગી પર કાયમ છે. તો એ બંને સરખાં થઈ શકતા નથી. ફરી રસૂલને તાબે થવું બહેતર છે અથવા મૂર્તિને ? તેમજ એ પણ જણાયું કે જ્યારે મૂર્તિઓ અલ્લાહ તઆલાના મકબૂલ બંદાની જ બરાબરી કરી શકતી નથી તો અલ્લાહ તઆલાની બરાબરીની વાત જ ક્યાં રહી ?

## તવહીદ સમજાવવાના બે દાખલાઓ :

અને (ઉપરોક્ત તવહીદની અને અલ્લાહની નેઅ્મતોની દલીલોમાંથી એક મોટી નેઅ્મત અને અલ્લાહપાકની શક્તિની દલીલ પોતે તમારા માનવી તરીકેના અસ્તિત્વની છે કે) અલ્લાહ તઆલાએ તમારામાંથી જ (એટલે કે તમારી જ માનવજાતમાંથી) તમારા માટે પત્નીઓ બનાવી અને (પછી) આ પત્નીઓ દ્વારા તમારા પુત્રો અને પૌત્ર પેદા કર્યા (કે એ તમારા ગૌત્રનું અસ્તિત્વ ટકાવી રાખે છે) અને તેમને સારી-સારી વસ્તુઓ ખાવા(-પીવા) માટે આપી (કે એ તમારા માનવ તરીકેના અસ્તિત્વને ટકાવી રાખે છે અને કારણ કે માનવનું અસ્તિત્વ ખોરાક ઉપર અવલંબિત છે. એ બાબતનો પણ આમાં ઈશારો થઈ ગયો), શું (આ બધી દલીલો અને નેઅ્મતો સાંભળીને) પછી પણ આધારવિહીન વસ્તુઓ ઉપર (એટલે કે મૂર્તિઓ વગેરે ઉપર કે જેના મઅ્બૂદ હોવાની કોઈ દલીલ નથી, બલ્કે તે દલીલથી વિપરીત છે) ઈમાન રાખશો ? અને અલ્લાહ તઆલાની નેઅ્મતની નાશુક્રી (અને બેકદરી) કરતા રહેશો ? અને (આ નાશુક્રીનો અર્થ એ છે કે) અલ્લાહપાકને છોડીને એવી વસ્તુઓની ઈબાદત કરતા રહેશો, જે તમને ન તો આસમાનોમાંથી રોજી પહોંચાડવાનો અધિકાર ધરાવે છે અને ન જ જમીનમાંથી (એટલે કે ન તો આકાશમાંથી વરસાદ વરસાવવાનો અધિકાર ધરાવે છે, અને ન જ તેઓ જમીનમાંથી કંઈ ઉગાડી કે પેદા કરી શકે છે) અને ન જ (અધિકાર પ્રાપ્ત કરવાની) શક્તિ ધરાવે છે (તેમના નકારથી વધારે સ્પષ્ટ થઈ ગયું, કારણ કે અમુક વખતે એવું જોવા મળે છે કે, એક વ્યક્તિને પ્રત્યક્ષ રીતે તો કોઈ અધિકાર નથી હોતો, પરંતુ રાત-દિવસ મહેનત કર્યા પછી તે આવી શક્તિ પ્રાપ્ત કરી લે છે. એટલા માટે એ બાબતનો પણ નકાર કરવામાં

આવ્યો કે તેઓ કદાપિ આવી શક્તિ પ્રાપ્ત કરી શકશે નહીં) બસ, (જ્યારે શિર્ક જૂઠું હોવાનું સાબિત થઈ ગયું છે તો) તમે અલ્લાહ તઆલા માટે ઉદાહરણો ન ઘડો. (એટલે કે એવું ન ધારો કે અલ્લાહ તઆલાનું ઉદાહરણ દુનિયાના રાજાઓ જેવું છે કે, દરેક વ્યક્તિ તેમની પાસે પોતાની જરૂરિયાતની વિનંતી નથી કરી શકતો. એટલા માટે તેના નાયબો હોય છે કે, સામાન્ય જનતા તેમને પોતાની જરૂરિયાતની વિનંતી કરે છે, પછી તેઓ વચ્ચેવાળા રાજાઓને વિનંતી કરે છે. અલ્લાહ તઆલા (સારી પેઠે) જાણે છે (કે આવા ઉદાહરણો વ્યર્થ છે) અને તમે (ચિંતન અને મનનના અભાવના કારણે) નથી જાણતા (એટલા માટે જેવું ઈચ્છો છો બકી નાંખો છો અને) અલ્લાહ તઆલા (શિર્કના જૂઠાપણાંને જાહેર કરવા માટે) એક ઉદાહરણ વર્ણન કરે છે કે (કલ્પના કરો કે) એક ગુલામ છે (કોઈના) માલિકીપણાં હેઠળ કે (માલિકના માલ અને અન્ય વસ્તુઓમાંથી) કોઈ વસ્તુનો (માલિકની પરવાનગી વિના) અધિકાર નથી ધરાવતો અને (બીજો) એક વ્યક્તિ છે, જેને અમે પોતાની પાસેથી ઘણી સારી રોજી આપી રાખી, તો તેમાંથી ગુપ્ત અને જાહેર રીતે (જે પ્રમાણે ઈચ્છે છે, જ્યાંથી ઈચ્છે છે) ખર્ચ કરે છે. (તેને કોઈ રોકનાર-ટોકનાર નથી) શું આ પ્રકારના વ્યક્તિઓ પરસ્પર એકસમાન હોઈ શકે છે ? (બસ, જ્યારે ભૌતિક મિલ્કતના માલિક અને તેનાથી વંચિત એકસમાન નથી હોઈ શકતા, તો હકીકી માલિક અને તેની હકીકી મખ્લૂક કઈ રીતે એકસમાન હોઈ શકે છે ? અને ઈબાદતનો અધિકાર સમાનતા ઉપર અવલંબિત હોય તો તે પણ અત્રે બિલ્કુલ નથી) બધા જ વખાણો અલ્લાહ તઆલાના જ માટે છે (કારણ કે સંપૂર્ણ જાત અને સિફાત-ગુણ-લક્ષણો અને ખાસિયતો તેની જ છે, બસ મઅ્બૂદ પણ એકમાત્ર તે જ છે, પરંતુ તો પણ મુશ્રિકો અલ્લાહપાકને છોડીને અન્યની ઈબાદત કરે છે અને તેને છોડતા નથી) બલ્કે તેમનામાંના ઘણા તો (ચિંતન-મનનના અભાવના કારણે) જાણતા જ નથી (અને કારણ કે જ્ઞાનનો અભાવ પોતે જ તેમના ચિંતન અને મનનના અભાવનું કારણ છે. એટલા માટે તેમને લાચાર પણ સમજવામાં નહીં આવે) અને અલ્લાહ તઆલા (તેમના ખુલાસા સ્વરૂપે)

એક અન્ય ઉદાહરણ વર્ણન કરે છે કે (કલ્પના કરો) બે વ્યક્તિઓ છે, જેમાંથી એક તો (ગુલામ હોવા ઉપરાંત) ગૂંગો (અને બહેરો પણ) છે (અને બહેરો, આંધળો, બુદ્ધિ વિનાનો હોવાને કારણે) કોઈ કામ નથી કરી શકતો અને (આ કારણે) તે પોતાના માલિક ઉપર ભારરૂપ છે (કે તે માલિક જ તેના સઘળા કાર્યો કરે છે અને) તે (માલિક) તેને જ્યાં પણ મોકલે છે, કોઈ કામ સીધું કરીને નથી લાવતો (એટલે કે પોતે તો શું વ્યવસ્થિત કામ કરે અન્યના શિખવાડવાથી પણ તે કોઈ સીધું કામ કરી શકતો નથી. બસ,) શું આ વ્યક્તિ અને તે વ્યક્તિ પરસ્પર એકસમાન હોઈ શકે છે, જે સારી વાતોની તઅલીમ આપે છે ? (જેમાં તેના બુદ્ધિશાળી, વ્યવસ્થિત તથા શક્તિશાળી અને જ્ઞાની હોવાની જાણ થાય છે) અને પોતે પણ (દરેક પ્રવૃત્તિમાં) મધ્યમ માર્ગ ઉપર (ચાલતો) હોય (જેનાથી તેમાં પ્રવૃત્તિ અને વ્યવસ્થાપન સાચવવાની આવડત કે કુનેહની જાણ થાય છે અને મખ્લૂકમાં પરસ્પર સમાનતા અને કુનેહ કે આવડતની ખાસિયતોમાં આ તફાવત છે, તો પછી સર્જનહાર અને સર્જનની તો વાત જ ક્યાં કરવી ?

અંતિમ બે આયતોમાં મનુષ્યના જે બે ઉદાહરણો રજૂ કરવામાં આવ્યા છે, તેમાંથી પ્રથમ ઉદાહરણમાં માલિક અને ગુલામ એટલે કે માલિક અને તેની મિલ્કતનું ઉદાહરણ આપીને બતાવવામાં આવ્યું કે, જ્યારે આ બંને એક જ પ્રકારના એટલે કે માનવજાતિ છે, તે છતાં પણ તેઓ પરસ્પર એકસમાન નથી હોઈ શકતા, તો કોઈ મખ્લૂક (સર્જન)ને અલ્લાહ તઆલા સમકક્ષ કઈ રીતે ઠરાવી શકાય છે ?

અને બીજા ઉદાહરણમાં એક બાજુ એક વ્યક્તિ છે, જે લોકોને ન્યાયની અને બીજી સારી વાતો શિખવાડે છે. જે તેના જ્ઞાન અને વિદ્વતાની શક્તિની ખાસિયત છે અને પોતે પણ મધ્યમમાર્ગી છે અને સીધા માર્ગ ઉપર ચાલે છે, જે તેના આચરણની ખાસિયત છે. આ જ્ઞાન અને આચરણની શક્તિમાં સંપૂર્ણ માનવીથી વિપરીત તે બીજો વ્યક્તિ છે, જે ન તો પોતે પોતાનું કાર્ય કરી શકે છે, અને ન જ કોઈ બીજાના કાર્યને ઠીક રીતે કરી શકે છે. આ બંને

પ્રકારના વ્યક્તિઓ એક જ માનવજાતિ અને એક જ કૌમના, એક જ જ્ઞાતિના હોવા છતાં પરસ્પર એકસમાન નથી હોઈ શકતા તો સર્જનહાર અને સૃષ્ટિના માલિક, હકીમે મુતલક તથા સર્વશક્તિમાન સર્વજ્ઞ અલ્લાહ તઆલાની સાથે કોઈ મખ્લૂક કેવી રીતે સમાનતા ધરાવી શકે છે !?

## (૩૦) વાયદાભંગ - તૌહીદ તથા બીજા વ્યવહારમાં

وَلَا تَكُوْنُوْا كَالَّتِيْ نَقَضَتْ غَزْلَهَا مِنْۢ بَعْدِ قُوَّةٍ اَنْكَاثًا ؕ تَتَّخِذُوْنَ اَيْمَانَكُمْ
دَخَلًاۢ بَيْنَكُمْ اَنْ تَكُوْنَ اُمَّةٌ هِيَ اَرْبٰى مِنْ اُمَّةٍ ؕ اِنَّمَا يَبْلُوْكُمُ اللّٰهُ بِهٖ ؕ
وَلَيُبَيِّنَنَّ لَكُمْ يَوْمَ الْقِيٰمَةِ مَا كُنْتُمْ فِيْهِ تَخْتَلِفُوْنَ ﴿۹۲﴾ (نحل:۹۲)

અને જ્યારે તમે કોલકરાર કરો તો અલ્લાહ તઆલાના કરારને પૂરો કરો અને સોગંદોને પાકા કર્યા પછી તેને તોડો નહિ અને તમે તો અલ્લાહ તઆલાને પોતાનો સાક્ષી બનાવી ચૂક્યા છો. બેશક, તમે જે કંઇ કરો છો તેને અલ્લાહપાક જાણે છે. (૯૧)

ઉપલી આયતમાં જે ચીજો કરવા–ન કરવાનો હુકમ હતો તેમાંથી વચન પાળવાનું ખાસ રીતે જૂદું બયાન કર્યું. આ વસ્તુ જો કે મૂળમાં જ મહત્તા ધરાવે છે, છતાં તે સમયના લોકોની સ્થિતિને વધુ અનુસરતી હતી. વળી, મુસ્લિમ કૌમની ચડતી અને ભવિષ્યની સફળતા પર એની અસર થનાર હતી. તેથી ખાસ હુકમ કર્યો કે જ્યારે અલ્લાહ તઆલાનું નામ લઈ અને સોગંદો સહિત કોલ કરાર કરો તો અલ્લાહ તઆલાના નામની ઈઝઝત બાકી રાખો. આ શરીઅત મુજબ કરેલા કરારો પૂરા કરવા મુસ્લિમોની ફર્ઝ છે. ભલેને તેમાં ગમે તેટલાં સંકટો અને કષ્ટો વેઠવાં પડે. ખાસ કરી જે કરારોમાં અલ્લાહ તઆલાના સોગંદ ખાધા હોય તેમાં તો સમજવું જોઈએ કે એનો સાક્ષી અને જામિન થયો છે. માટે વધુ કાળજી રાખવી જોઈએ. એ પછી તમે જે કંઇ કરો તેને અલ્લાહ તઆલા જાણે છે. એટલે કરાર પૂરા કરશો, તો સવાબ મળશે અને તોડી નાખશો, તો સખત શિક્ષા આપશે.

અને જે (દીવાની) ઔરતે પોતાના કાંતેલા સૂતરને મજબૂત કર્યા પછી

તોડી ટુકડે ટુકડા કરી નાખ્યું તેણીના જેવા તમે (પણ કરાર તોડી) ન બનો કે પોતાના સોગંદોને માંહોમાંહે ફસાદ નાખવાનું બહાનું બનાવી લો માત્ર એટલા માટે કે એક જૂથ બીજા જૂથથી વધી જાય. વાત એમ છે કે અલ્લાહ એથી તમને અજમાવે છે અને જે વાતમાં તમે મતભેદ કરતા રહ્યા તેને કિયામતના દિવસે તમારી આગળ ખોલી દેશે. (૯૨)

કોલકરાર કર્યા પછી દગો કરવાનું કારણ એટલું જ છે કે જોરાવરને નમાવે અને કમજોર મોકો જોઈ બળવાન બને. જેમ કે આજકાલ યુરોપીયનોનો તદ્દન એ જ રિવાજ છે, પરંતુ અમુક કૌમોની શક્તિ અને અમુકની અશક્તિ તેમજ અમુકની ચડતી, અમુકની પડતી એ અલ્લાહ તઆલાના તરફથી આજમાઈશ છે. તે કોઈના બદલી નાખવાથી બદલાતી નથી. ચડતી પછી પડતી એ અલ્લાહ તઆલા લાવે તો જ આવે છે, પણ કરાર તોડવાનો વિચાર પડતી આવવાની હોય ત્યારે જ આવે છે. તો બીજાને નુકસાન થાય અથવા ન થાય પ્રથમ પોતે જ પડે છે અને પોતાના બનેલા કામને ખરાબ કરે છે. જેવી રીતે કે મક્કામાં એક માલદાર ઔરત ગાંડી હતી. તે આખું વર્ષ સગા–વહાલાઓને ભેટ આપવા સૂતર કંતાવતી હતી, પણ જ્યારે શરદીની મોસમ આવતી તો સૂતરના ટુકડે ટુકડા કરી સૌને વહેંચતી હતી તો કરાર તોડવાથી તે ગાંડી સ્ત્રી માફક તમારું જ નુકસાન થશે. વળી, અહીં તમારી આજમાઈશ છે. કિયામતમાં પરિણામ જાહેર થઈ સઘળા ફૈસલા થઈ જશે.

**વાયદાભંગ :**

અને તમે અલ્લાહપાકના કરારને (એટલે કે જે કરારને પૂરો કરવાનો અલ્લાહપાકે હુકમ આપ્યો છે, તેને) પૂરો કરો (અને તેનાથી તે કરારો બાકાત છે જે શરીઅત વિરૂદ્ધ હોય, બાકીના બધા શરીઅત પ્રમાણેના કરારો ભલે તે અલ્લાહ તઆલા સાથે હોય કે બંદાઓ સાથે હોય તેમાં સામેલ થઈ ગયા) જ્યારે કે તમે (ખાસ સ્વરૂપે અથવા સામાન્ય રીતે) પોતાના માથે જવાબદારી લઈ લો (વિશેષ સ્વરૂપોના કરારોનો આ ખુલાસો કોઈ કામની

જવાબદારી લેવાનો અને સામાન્ય પ્રકારના કરારો જેમાં ઈમાન લાવવું વગેરે તો આ બધા વાજિબ હુકમોની જવાબદારી તેના સંદર્ભમાં આવી ગઈ) અને (ખાસ કરીને જ્યારે કરારમાં સોગંદ ખાધી હોય તો તે વધારે કાળજી રાખવાપાત્ર છે કે બસ તેમાં) તે કસમોને મજબૂત કર્યા પછી (એટલે કે અલ્લાહનું નામ લઈને કસમ ખાધા પછી) ન તોડો અને તમે (તે કસમોના કારણે તે કરારોના) અલ્લાહ તઆલાને ગવાહ પણ બનાવી ચૂક્યા છો (આ શરતો **'બઅ્દ તવ્કીદિહા'** અને **'કદ જઅલ્તુમ'** દ્વારા વાસ્તવિક શરતો છે અને કરાર પૂર્ણ કરવાની વચનબદ્ધતાની તાકીદ સ્વરૂપે ખુલાસો કરવામાં આવ્યો છે) બેશક ! અલ્લાહ તઆલાને ખબર છે જે કંઈ તમે કરો છો (ભલે તે કરાર પૂર્ણ કરે અથવા તેનો ભંગ કરે. બસ, તે એ જ પ્રમાણે તેનો બદલો અને સજા આપશે) અને તમે (કરાર કરીને) તે (મક્કામાં રહેનારી પાગલ) સ્ત્રી જેવા ન થઈ જાઓ, જેણે પોતાના સૂતરને કાંતી લીધા પછી ટૂકડે ટૂકડા કરી તોડી નાંખ્યું કે (તેના જેમ) તમે (પણ) પોતાની કસમોને (દુરૂસ્તી કર્યા પછી તોડીને તેને) પરસ્પર ફસાદ નાંખવાનું માધ્યમ બનાવવા લાગો (કારણ કે સોગંદ અને કરાર તોડવાથી પરસ્પર બંને પક્ષોમાંથી ભરોસો ઉઠી જાય છે તથા વિરોધ, મતભેદ અને ક્રોધ ભભૂકી ઉઠે છે અને મૂળ ફસાદની જડ આ જ છે અને તે કરારને તોડવો પણ માત્ર એટલા માટે કે) એક વર્ગને બીજા વર્ગથી (લાભમાં) વધારો થઈ જાય (એટલે કે કાફિરોના બે પક્ષોમાં મતભેદ હોય અને તમારે એકની સાથે સુલેહ થઈ જાય, પછી બીજા તરફ પલ્લું ઝૂકેલું જોઈને જે વર્ગ સાથે સુલેહ કરી હતી તેમની સાથે બહાનું કાઢીને બીજા પક્ષ સાથે સાઠગાંઠ કરી લો અથવા દાખલા તરીકે કોઈ મુસલમાન થઈને મુસલમાનોમાં દાખલ થયો, પછી કાફિરોમાં જોર જોયું તો ઈસ્લામ સાથેનો કરાર તોડીને મુર્તદ બની જાય અને આ જે એક વર્ગ બીજા વર્ગથી વધેલો હોય છે અથવા બીજા કોઈ વર્ગમાં સામેલ થવાથી વધી જાય છે તો) બસ એ (વધેલા)થી અલ્લાહ તઆલા તમારી કસોટી કરે છે (કે જૂએ કરારનું પાલન કોણ કરે છે અને ઝૂકતું પલ્લું જોઈને કોણ તે બાજુ થઈ જાય છે ?) અને જે વસ્તુઓમાં તમે મતભેદ કરતા રહ્યા (અને વિરૂદ્ધ

દિશાએ ચાલતા રહ્યા) કિયામતના દિવસે તે સૌ(ની હકીકત)ને તમારી સામે (અમલી સ્વરૂપે) જાહેર કરવામાં આવશે (કે હકવાળાઓને બદલો અને જૂઠાઓને સજા થશે).

## (૩૧) નેઅમતો (નબી-કુર્આન શરીફ)ની નાકદરી કરવી પરેશાનીઓનું કારણ બને છે

وَضَرَبَ اللّٰهُ مَثَلًا قَرْيَةً كَانَتْ اٰمِنَةً مُّطْمَئِنَّةً يَّاْتِيْهَا رِزْقُهَا رَغَدًا مِّنْ كُلِّ
مَكَانٍ فَكَفَرَتْ بِاَنْعُمِ اللّٰهِ فَاَذَاقَهَا اللّٰهُ لِبَاسَ الْجُوْعِ وَالْخَوْفِ بِمَا كَانُوْا
يَصْنَعُوْنَ﴿۱۱۲﴾ (نحل:۱۱۲)

અને અલ્લાહપાક (કુફ્રનો વબાલ જાહેર કરવા) એક મિસાલ વર્ણવે છે કે એક વસતીવાળા સુખચેનથી હતા. તેઓની પાસે તેમની મનમાની રોજી ચારે બાજુથી ચાલી આવતી હતી. પછી તેઓએ અલ્લાહ તઆલાની નેઅમતોની નાશુક્રી કરી તો તેઓ જે કંઇ કરતા હતા તેના બદલે અલ્લાહ તઆલાએ તેમને એવી મજા ચખાડી કે ભૂખ અને ડર તેમનો પોશાક થઇ ગયો. (૧૧૨) *(સૂ. નહલ)*

ત્યાંના રહીશોને બહારથી કોઇ શત્રુના ચઢી આવવાની કે લૂંટફાટની બીક ન હતી તેમજ દેશમાં કોઇ પ્રકારની ચળવળ વગેરે કંઇ જ ન હતું. ઘણી જ સુખ-શાંતિથી જીવન વ્યતિત થતું હતું.

ખાવા માટે અનાજ, ફળફળાદી, વગેરે દરેક જરૂરી વસ્તુઓ બહારથી ખેંચાઇને ચાલી આવતી હતી. દરેક વસ્તુની પૂરી છૂટ હતી, ઘર બેઠાં દુનિયાની સર્વ નેઅમતો મળતી હતી.

તે વસ્તીવાળાઓએ ખુદાઇ ઉપકારોની કદર ન કરી દુનિયાના મોજ-શોખમાં પડી એવા ગાફિલ અને મસ્ત બન્યા કે ખરા ઉપકારકર્તા અલ્લાહ તઆલા પ્રત્યે લક્ષ જ ન રહ્યું, બલકે તેના મુકાબલામાં ઉતરી આવ્યા. તો આખરે અલ્લાહપાકે તેઓને નાશુક્રીની એવી મજા ચખાડી કે સુખ-શાંતિના

બદલે બીક અને ગભરાહટમાં સપડાયા અને બહોળી રોજીના બદલે કારમો ભૂખમરો અને દુકાળની મુસીબતે એવી રીતે ઘેરી લીધા, જેવી રીતે પહેરેલાં કપડાં શરીરને ઘેરી લે છે. સારાંશ કે પળવાર માટે પણ ભૂખ અને ચિંતા મટતી ન હતી.

અને તેમની પાસે તેઓમાંથી એક રસૂલ આવ્યા છતાં તેઓએ તેને જૂઠાડયા, જેથી તેઓને અઝાબે એવી હાલતમાં પકડી લીધા કે તેઓ જુલ્મ પર જ કેડ બાંધેલા હતા. (૧૧૩)

તે લોકોને વર્ણિત જાહેરી નેઅમતો ઉપરાંત એક મહાન બાતિની નેઅમત પણ આપવામાં આવી હતી. એટલે તેઓની જ કૌમમાંથી એક રસૂલ મોકલવામાં આવ્યા હતા કે તેમની તાબેદારી કરી તેઓ અલ્લાહ તઆલાની ખુશ્નુદીના ઉચ્ચ દરજા મેળવી શકતા હતા, પરંતુ તેઓએ રસૂલની તાબેદારીના બદલે તે રસૂલને જૂઠાડી, વિરુદ્ધતા પર કમર બાંધી, જેથી પડતી તરફ ઘસડાતા ગયા. આખરે અલ્લાહપાકના અઝાબે તે અત્યાચારી પાપી-ઓને પકડયા ત્યારે કોઈની કાંઈ યુક્તિ ચાલી ન શકી. કેટલાક મુફસ્સિરો કહે છે કે આ આયતોમાં કોઈ ખાસ વસ્તીનું વર્ણન નથી; માત્ર ઉદાહરણ રૂપે પ્રથમ હલાક થયેલી વસતીઓ પૈકી કોઈ પણ એક વસ્તીનો દાખલો આપી મક્કાના કાફિરોને ચેતવણી આપી કે જો તમે પણ તે લોકોના જેવું વર્તન રાખશો તો તમારી પણ તે જ દશા થશે અને કેટલાક આલિમોના મત પ્રમાણે આ મિસાલમાં વસતીથી મતલબ મક્કા છે કે ત્યાં દરેક પ્રકારની સુખશાંતિ હતી. અનાજ, મેવા પણ બહારથી ખૂબ ચાલ્યા આવતા હતા, પરંતુ તેઓએ આ નેઅમતોની કદર ન કરી અને શિર્ક, પાપો, નિર્લજ્જતા તથા વહેમ પરસ્તીમાં લીન થઈ ગયાં. વળી, અલ્લાહ તઆલાએ સૌથી મહાન નેઅમત હઝરત મુહમ્મદ (સલ.)ના સ્વરૂપમાં મોકલી તો તેનો ઈન્કાર કરી વિરુદ્ધતામાં પાછીપાની ન કરી ત્યારે અલ્લાહ તઆલાએ શાંતિના બદલે મુસલમાનોની બીકમાં અને બહોળી રોજીના બદલે સાત વર્ષના દુકાળમાં સપડાવ્યા, જેમાં તેઓ કૂતરા વગેરે મુરદાર ખાતા અને લોહી પીતા

થઈ ગયા હતા. પછી બદ્રની લડાઈમાં મુજાહિદોના હાથે ખુદાઈ અઝાબ તૂટી પડયો અને બાકીનાઓ પર એવી ધાક બેસી ગઈ કે શામ દેશમાં વેપાર અર્થે જવું-આવવું છોડી દીધું અને રાત-દિવસ પોતાના જાનમાલ પર ભયભીત રહેવા લાગ્યા; પછી મક્કા ફતહ થતાં તેઓનો અંત જ આવી ગયો અને આ બાજુ નબીના સાચા ફરમાંબરદારોને જેઓ જાલિમોના અત્યાચારથી તંગ આવી ઘરબાર છોડી ચાલ્યા ગયા હતા તેમને અલ્લાહપાકે શ્રેષ્ઠ ઠેકાણું આપ્યું અને રોજીના ખજાના ઉઘાડી ચઢતીના શિખરે પહોંચાડયા કે સલ્તનતોના માલિક અને પરહેઝગારોના ઈમામ બનાવ્યા તો ઘણું કરી એ જ કારણથી આયતોમાં મક્કાના કાફિરોનો હાલ સંભળાવી આગલી આયતમાં મુસલમાનોને સંબોધી ફરમાવ્યું કે, જે દુરાચરણો વડે મક્કા-વાળાઓ પર મુસીબત આવી પડી તેનાથી તમે બચતા રહેજો.

(કુફ્રની બુરાઈ જાણી લીધી) તો અલ્લાહે જે પવિત્ર હલાલ રોજી તમને આપી છે તેમાંથી ખાઓ અને જો તેની જ બંદગી કરતા હો તો અલ્લાહની નેઅમતોનો શુક્ર કરતા રહો. (૧૧૪)

જે કોઈ અલ્લાહપાકની બંદગીનો દાવો કરતો હોય તો તેને જોઈએ કે અલ્લાહ તઆલાની આપેલી પવિત્ર રોજીથી લાભ ઉઠાવે અને તેનો ઉપકાર માની શુક્ર કરે. પોતાની અક્કલથી કોઈ હલાલ વસ્તુને હરામ ન ઠેરવે અને નેઅમતોથી લાભ લેતાં શુક્ર તરીકે અલ્લાહ અને રસૂલ (સલ.) પર ઈમાન રાખી તેમના હુકમોની તાબેદારી કરે.

## કુફ્ર અને નાશુક્રીનો બદલો દર્શાવતું ઉદાહરણ :

અને અલ્લાહ તઆલા એક વસ્તીવાળાઓની આશ્ચર્યજનક હાલત વર્ણન કરે છે કે, તેઓ (મોટા) સુખ-ચેનમાં રહેતા હતા (અને) તેમના ખાવા-પીવાની, પહેરવાની વસ્તુઓ ઘણી છૂટછાટથી ચારે બાજુથી તેમની પાસે પહોંચ્યા કરતી હતી (અને તે લોકોએ અલ્લાહપાકની નેઅ્મતોનો શુક્ર અદા ન કર્યો, બલ્કે) તેમણે અલ્લાહપાકની નેઅ્મતોની નાકદરી કરી (એટલે કે કુફ્ર અને શિર્ક તથા ગુનાહોમાં સપડાયેલા રહ્યા) તેના ઉપર અલ્લાહ

તઆલાએ તેમને તેમના કૃત્યોના કારણે એક ભયંકર દુષ્કાળ અને ડરની મજા ચખાડી (કે માલ-દૌલતની છૂટછાટ તંગીમાં બદલાઈ ગઈ અને દુકાળ તથા ભૂખમરામાં સપડાઈ ગયા તથા દુશ્મનોનો ડર તેમના ઉપર છવાઈ ગયો અને એ રીતે તેમની વસ્તીઓનું સુખ-ચેન પણ છીનવાઈ ગયું) અને (આ સજામાં અલ્લાહપાક તરફથી કોઈ ઉતાવળ કરવામાં આવી નથી, બલ્કે પ્રથમ તો તેમની સુધારણા અને ચેતવણી માટે) તેમની પાસે તેમનામાંના જ એક રસૂલ પણ (અલ્લાહ તઆલા તરફથી) આવ્યા (જેમની સત્યતા અને પ્રમાણિકતાની હાલત પોતે પોતાની કૌમના હોવાના કારણે તેમને સંપૂર્ણ રીતે ખબર હતી). બસ, તે (રસૂલ)ને (પણ) તેમણે જૂઠા બતાવ્યા ત્યારે તેમને અઝાબે પકડી લીધા. જ્યારે કે તેઓ જુલમ ઉપર બિલ્કુલ જ કમર કસી ચૂક્યા હતા.

**મસ્અલા અને બોધપાઠ :**

અંતિમ આયતમાં ભૂખ અને ડરની મજા ચખાડવા માટે ‘‘લિબાસ’’ શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. ‘‘ભૂખ અને ડરનો લિબાસ (પોષાક) ચખાડવામાં આવ્યો’’ જ્યારે કે લિબાસ કે પોષાક કોઈ ચાખવાની વસ્તુ નથી, પરંતુ અત્રે ‘‘લિબાસ’’નો શબ્દ ઠોસ અને તેમના સંપૂર્ણ અસ્તિત્વ ઉપર લિબાસની જેમ છવાઈ જવાની સમાનતા સ્વરૂપે રૂઢિપ્રયોગ તરીકે ઉપયોગ થયો છે કે, તેઓના ઉપર ભૂખમરો અને ડર એવી રીતે છવાઈ ગયો કે જેવી રીતે પોષાક શરીરને ઢાંકી દે છે અને આ ભૂખ તથા ભય પણ તેમના ઉપર એ જ પ્રમાણે થોપી દેવામાં આવ્યો.

જે ઉદાહરણ આ આયતમાં વર્ણન કરવામાં આવ્યું છે, અમુક તફસીરના ઉલમાના અભિપ્રાય પ્રમાણે સામાન્ય ઉદાહરણ છે, કોઈ ખાસ વસ્તી સાથે તેનો સબંધ નથી અને મોટાભાગના લોકોએ તેને મક્કએ મુકર્રમહની ઘટના ઠરાવી દીધી છે કે, તેઓ સાત વર્ષો સુધી સખત દુષ્કાળમાં સપડાયેલા રહ્યા. એટલે સુધી કે મરેલા જાનવરો તથા કૂતરા વગેરે ગંદકી ખાવા માટે પણ મજબૂર થઈ ગયા અને મુસલમાનોનો ડર તેમના ઉપર છવાઈ ગયો. ત્યાર

બાદ મક્કાના સરદારોએ રસૂલે કરીમ (સલ.)ને વિનંતી કરી કે, કુફ્ર અને નાફરમાનીના કુસૂરવાર તો પુરૂષો છે, સ્ત્રીઓ અને બાળકો નિર્દોષ છે. ત્યારે રસૂલે કરીમ (સલ.)એ તેમના માટે મદીના તય્યિબહથી ખાવા-પીવા વગેરેનો સામાન મોકલ્યો. *(મઝહરી)*

અબૂ સુફિયાને કુફ્રની હાલતમાં રસૂલે કરીમ (સલ.)ને દરખાસ્ત કરી કે, તમે તો ભલાઈ, સીલારહમી તથા માફી અને દરગુઝરની તઅલીમ આપો છો, આ તમારી કૌમ હલાક થઈ રહી છે, તમે અલ્લાહ તઆલા પાસે દુઆ કરો કે આ દુકાળ અમારા ઉપરથી દૂર થઈ જાય. તેથી રસૂલે કરીમ (સલ.)એ તેમના માટે દુઆ કરી અને દુષ્કાળ ખતમ થયો.

## (૩૨) ધન-દૌલત ઉપર અભિમાન અને કુફ્ર કરવાની સજારૂપ દાખલો

وَاضْرِبْ لَهُمْ مَّثَلًا رَّجُلَيْنِ جَعَلْنَا لِاَحَدِهِمَا جَنَّتَيْنِ مِنْ اَعْنَابٍ
وَّحَفَفْنٰهُمَا بِنَخْلٍ وَّجَعَلْنَا بَيْنَهُمَا زَرْعًا ﴿٣٢﴾ كِلْتَا الْجَنَّتَيْنِ اٰتَتْ اُكُلَهَا وَلَمْ
تَظْلِمْ مِّنْهُ شَيْـًٔا ۙ وَّفَجَّرْنَا خِلٰلَهُمَا نَهَرًا ﴿٣٣﴾ وَّكَانَ لَهٗ ثَمَرٌ ۚ فَقَالَ لِصَاحِبِهٖ
وَهُوَ يُحَاوِرُهٗٓ اَنَا اَكْثَرُ مِنْكَ مَالًا وَّاَعَزُّ نَفَرًا ﴿٣٤﴾ وَدَخَلَ جَنَّتَهٗ وَهُوَ ظَالِمٌ
لِّنَفْسِهٖ ۚ قَالَ مَآ اَظُنُّ اَنْ تَبِيْدَ هٰذِهٖٓ اَبَدًا ﴿٣٥﴾ وَّمَآ اَظُنُّ السَّاعَةَ قَآئِمَةً ۙ
وَّلَئِنْ رُّدِدْتُّ اِلٰى رَبِّيْ لَاَجِدَنَّ خَيْرًا مِّنْهَا مُنْقَلَبًا ﴿٣٦﴾ قَالَ لَهٗ صَاحِبُهٗ
وَهُوَ يُحَاوِرُهٗٓ اَكَفَرْتَ بِالَّذِيْ خَلَقَكَ مِنْ تُرَابٍ ثُمَّ مِنْ نُّطْفَةٍ ثُمَّ سَوّٰىكَ
رَجُلًا ﴿٣٧﴾ لٰكِنَّا۠ هُوَ اللّٰهُ رَبِّيْ وَلَآ اُشْرِكُ بِرَبِّيْٓ اَحَدًا ﴿٣٨﴾ وَلَوْلَآ اِذْ دَخَلْتَ جَنَّتَكَ
قُلْتَ مَا شَآءَ اللّٰهُ ۙ لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ ۚ اِنْ تَرَنِ اَنَا اَقَلَّ مِنْكَ مَالًا وَّوَلَدًا ﴿٣٩﴾
فَعَسٰى رَبِّيْٓ اَنْ يُّؤْتِيَنِ خَيْرًا مِّنْ جَنَّتِكَ وَيُرْسِلَ عَلَيْهَا حُسْبَانًا مِّنَ السَّمَآءِ
فَتُصْبِحَ صَعِيْدًا زَلَقًا ﴿٤٠﴾ اَوْ يُصْبِحَ مَآؤُهَا غَوْرًا فَلَنْ تَسْتَطِيْعَ لَهٗ طَلَبًا ﴿٤١﴾
وَاُحِيْطَ بِثَمَرِهٖ فَاَصْبَحَ يُقَلِّبُ كَفَّيْهِ عَلٰى مَآ اَنْفَقَ فِيْهَا وَهِيَ خَاوِيَةٌ عَلٰى

عُرُوۡشِهَا وَيَقُوۡلُ يٰلَيۡتَنِىۡ لَمۡ اُشۡرِكۡ بِرَبِّىۡۤ اَحَدًا ۝۴۲ وَلَمۡ تَكُنۡ لَّهٗ فِئَةٌ
يَّنۡصُرُوۡنَهٗ مِنۡ دُوۡنِ اللّٰهِ وَمَا كَانَ مُنۡتَصِرًا ۝۴۳ هُنَالِكَ الۡوَلَايَةُ لِلّٰهِ الۡحَقِّ ؕ
هُوَ خَيۡرٌ ثَوَابًا وَّخَيۡرٌ عُقۡبًا ۝۴۴ (کہف:۳۲-۴۴)

અને આપ એ લોકોને બે માણસોનો હાલ બત ાવો કે તે બંનેમાંથી એકને માટે અમે દ્રાક્ષના બે બગીચા બનાવી લીધા તથા તે બંને (બગીચા)ને ખજૂરીઓ વડે ઘેરી લીધા હતા અને તે બંનેની વચ્ચે ખેતી પણ રાખી હતી. (૩૨)

અત્રે ધનવાન કાફિરો અને કંગાલ મુઅમિનના ઉદાહરણથી દુનિયાના વિનાશ, કુફ્ર અને ગર્વના બૂરા પરિણામ તેમજ ઈમાન અને તકવાના મકબૂલ હોવા પર ચેતવણી આપી. મતલબ કે તેમણે બગીચાઓની આજુબાજુ ખજૂરીઓની વાડ અને મધ્ય ભાગમાં ખેતી માટે જમીન રાખી કે અનાજ તથા મેવા સઘળું તૈયાર મળે.

(અને) બંને બગીચા પોતાના પૂરતાં ફળો આપતા હતા અને કોઈના ફળમાં જરાયે કમી રહેતી ન હતી અને તે બંનેની વચ્ચે અમે નહેર વહેતી કરી હતી. (૩૩)

સામાન્ય રીતે સૌ ઝાડ એકસરખાં ફળતાં નથી. કદી કોઈ ઝાડમાં તો કદી આખા બગીચામાં ફળ ઓછા આવે છે, પરંતુ તેના બગીચામાં સદા સરખાં ફળ આવતાં હતાં. વળી, વચમાં એવી ઢબથી નહેર વહેતી હતી કે સુંદર દેખાવથી મજા આપે અને વરસાદની પણ જરૂર ન રહે.

અને તેને ફળ મળ્યું, તે પછી (એક વાર) પોતાના સાથી જોડે આમ-તેમની વાતો કરતાં કહેવા લાગ્યો : હું તારા કરતાં માલ (દૌલત)માં વધારે છું અને જથ્થાની રૂએ પણ વધુ માનવંત છું. (૩૪)

બગીચા પર તેણે જે કંઈ ખર્ચ કર્યો તેનું અથવા જે ધંધો કર્યો હતો તેનું ફળ સારું મળ્યું અને દરેક પ્રકારના ઐશ-આરામના પૂરતાં સાધનો થઈ ગયા. નિકાહ કર્યા તો તેનું પણ સારું ફળ મળ્યું એટલે ઘણી અવલાદ થઈ. વળી, નોકર-ચાકર પણ રાખ્યા, તે ઉપરથી ઈતરાઈને પોતાના સાથીને

કહેવા લાગ્યો કે દૌલત તથા માનવ જથ્થામાં હું તારા કરતાં ઘણો જ અધિક છું. જો હું ખોટા ધર્મ પર હોત તો આવો ઐશ-આરામ કેવી રીતે ભોગવી શકત ! આ વાત તેણે તે વખતે કરી, જ્યારે તેનો પાકો ઈમાનવાળો ગરીબ સાથી શિર્કને બાતિલ ઠેરવી તેને શિર્કથી તૌબા કરવા શિખામણ આપતો હશે. જવાબનો સાર એ છે કે તારા જેવા કંગાલના સત્ય ધર્મ પર હોવાની મને ખાતરી થતી નથી.

અને તે પોતાના ઉપર જુલ્મ (કુફ્ર) કરવાની હાલતમાં (પોતાના) સાથીને લઈ પોતાના બગીચામાં પહોંચ્યો (અને) કહેવા લાગ્યો કે આ બગીચો કદી પણ બરબાદ થાય એમ હું ધારતો નથી. (૩૫)

તે શિર્કમાં સપડાયેલો હોઈ ગર્વના નશામાં અન્યોને તુચ્છ ગણતો હતો. અલ્લાહ તઆલાની કુદરત અને તેની મોટાઈ પ્રત્યે લક્ષ ન હતું. પરિણામ શું આવનાર છે ? તેનું પણ ભાન ન હતું. બસ, આ બગીચા જ તેની જન્નત હતી, જેને સદા તેવા જ ફલ્યા ફૂલ્યા રહેવાનું ધારતો હતો.

વળી, હું એ પણ ધારતો નથી કે કિયામત આવનાર છે અને જો હું મારા પરવરદિગારની પાસે પહોંચાડવામાં આવીશ તો ત્યાં એનાથી ઉત્તમ જગ્યા મેળવીશ. (૩૬)

અત્યારે તો ઐશ-આરામમાં છું. વળી, મેં એવા બંદોબસ્ત કર્યા છે કે જિંદગીપર્યંત આ બગીચા વેરાન થવાનો લેશમાત્ર ડર નથી. બાકી મરણ પછીનો મામલો રહ્યો તો હાડકાંનો ચૂરો થઈ જવા પછી ફરી સજીવન થઈ અલ્લાહની સામે હાજરી આપવા બાબત મને ખાતરી થતી નથી અને કદાચ એવું થાય તો ત્યાં પણ મને અહીંથી વધુ જ મળશે. જો અલ્લાહ તઆલાને અમારું વર્તન પસંદ ન હોત તો દુનિયામાં ઐશ-આરામ ન આપત. જાણે કાફિરોએ અત્રેના ઐશ-આરામને ત્યાંની સુખ-શાંતિની નિશાની ઠેરવી છે, પરંતુ તેઓની ધારણા સાવ ખોટી છે. એમ થઈ શકતું જ નથી.

(આ સાંભળી) તેના સાથીએ તેની સાથે વાતો કરતાં કહ્યું કે શું તું તે ઝાતની સાથે કુફ્ર કરે છે ? જેણે તને માટીથી પેદા કર્યો, પછી વીર્યના

ટીપાંથી, પછી તને પૂરો મરદ બનાવી દીધો ? (૩૭)

મનુષ્યની અસલ માટી છે. હઝરત આદમ (અલૈ.) તેઓથી જ બન્યા. બીજાઓની પેદાઈશ વીર્યથી છે જે માટીમાંથી થયેલા પાકના તત્ત્વોથી ઉત્પન્ન થાય છે. તો જે અલ્લાહ તઆલા એવી રીતે તને વીર્યથી પૂરો મરદ બનાવી શક્યો, તે શું ફરી સજીવન કરી શકતો નથી ? અથવા પોતાની આપેલી નેઅમતો ખૂંચવી શકતો નથી ?

(તું ચાહે તેમ કર;) પરંતુ હું તો એમ જ કહું છું કે તે જ અલ્લાહ મારો પરવરદિગાર છે અને હું કોઈને પણ મારા પરવરદિગારનો શરીક માનતો નથી. (૩૮) અને જ્યારે તું પોતાના બાગમાં આવ્યો ત્યારે તેં એમ કેમ ન કહ્યું કે અલ્લાહપાક જે ચાહે તે થાય છે. અલ્લાહ તઆલા(ની મદદ) વિના (કોઈમાં) કંઈ જ શક્તિ નથી. અગર તું મને જુએ છે કે તારા કરતાં હું માલ તથા અવલાદમાં ઓછો છું. (૩૯) તો મને આશા છે કે મારો પરવરદિગાર (ટૂંક સમયમાં) મને તારા બગીચા કરતાં બેહતર આપી દે અને આ (તારા બગીચા) ઉપર આકાશથી કોઈ આફત મોકલી આપે, જેથી તે બગીચો અચાનક ઉજ્જડ મેદાન થઈને રહી જાય (૪૦) અથવા તે (નહેર)નું પાણી છેક ઊંડું (જમીનમાં) ઉતરી જાય. ફરી તું તે(ને કાઢવા)ની કોશિશ પણ કરી શકે નહિ. (૪૧)

ધન–દૌલત વગેરે અલ્લાહપાકની આપેલી નેઅમત પર ઈતરાવાથી અને કુફ્રની વાતો બકવાથી આફત આવે છે. માટે તેને એમ કહેવું ઘટતું હતું કે અલ્લાહને જે કંઈ મંજૂર હોય છે તે જ થાય છે અને અલ્લાહની મદદ સિવાય કોઈમાં કંઈ જ શક્તિ નથી. અગર તે ચાહે તો પળવારમાં સઘળું ખૂંચવી લે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે જ્યારે માણસને પોતાના ઘરબાર વગેરેમાં બેહતર હાલત જણાય તો આ શબ્દો કહે : **''માશા અલ્લાહુ લા હવ્લ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહ''** તો તે સર્વે આફતોથી સલામત રહેશે.

તારા ગર્વની શિક્ષા માટે કુદરતી કોપ તરીકે આકાશથી કોઈ આફત આવી બગીચાનો નાશ કરી નાખે અને નહેરનું પાણી પણ છેક ઊંડું જમીનમાં

ઉતરી સૂકાઇ જાય કે ફરીથી તેને લાવી પણ ન શકે.

અને (તે પછી એવું બન્યું કે) તેનાં ફળો (આફતથી) ઘેરાઇ ગયાં. પછી તેણે તે બગીચા પર જે કંઇ ખર્ચ કર્યો હતો તેના ઉપર હાથ મસળતો રહી ગયો અને તે બગીચો પોતાની ટટ્ટીઓ પર પડેલો હતો અને તે કહેતો હતો કે જો કોઇને મારા પરવરદિગારનો શરીક બનાવ્યો ન હોત તો કેવું સારું થાત ! (૪૨)

આખરે તેના બગીચા પર તેવું જ થયું જેવું કે પેલા નેક માણસના મોઢેથી નીકળ્યું હતું. એટલે આકાશથી એક આગ આવી તો સઘળું બળીને ઢગલો વળી ગયો, પાણી પણ સૂકાઇ ગયું. તેણે પૂંજી વધારવા માલ ખર્ચ કર્યો હતો, પણ ઉલટો અસલ મૂડી પણ ગુમાવી બેઠો ત્યારે પસ્તાવો કરવા લાગ્યો, પણ પછી પસ્તાવાથી શું ફાયદો ? વળી, આ પસ્તાવો પણ અલ્લાહ તઆલાના ડરથી નહિ, બલકે માત્ર દુન્યવી નુકસાન ઉપર હતો.

અને તેની પાસે કોઇ એવી મંડળી ન થઇ જે અલ્લાહના સિવાય તેની મદદ કરે અને એમ પણ ન થયું કે પોતે જ બદલો લઇ શકે. (૪૩)

તેનો જથ્થો કે અવલાદ તથા તેના જૂઠા મઅબૂદો કોઇ જ કંઇ કામ ન લાગ્યું. તેમજ તેના અંદર પણ એટલી શક્તિ ન હતી કે ખુદાઇ અઝાબને અટકાવે અથવા બદલો લે.

એવા મોકા પર સાચા અલ્લાહપાકનો સૌ અધિકાર છે. તેનું જ ઇનામ બેહતર ને તેનો જ આપેલો બદલો સારો છે. (૪૪)

જેના જે અમલનો જે કંઇ બદલો આપે તે વાજબી જ છે. દુનિયા તેમજ આખિરતમાં સર્વ અધિકાર અલ્લાહ તઆલાનો જ છે. તેના ફેંસલામાં દખલ કરવા કોઇ શક્તિમાન નથી.

## મુઅમિન અને કાફિરની સોચ-વિચારનો ફર્ક દર્શાવતો દાખલો :

અને (હે નબી સલ. !) તમે (નાશવંત દુનિયા અને આખિરતના કાયમીપણાંને જાહેર કરવા માટે) બે વ્યક્તિઓની હાલત (જેમાં પરસ્પર

દોસ્તી અને નજીકનો સંબંધ હતો) વર્ણન કરો (જેથી કાફિરોનો વિચાર ખોટો ઠરે અને મુસલમાનોને તસલ્લી થાય), તે બે વ્યક્તિઓમાંથી એકને (કે જે બેદીન હતો) અમે દ્રાક્ષના બે બાગ આપી રાખ્યા હતા અને બંને (બગીચાઓ) ખજૂરોના ઝાડોથી ઘેરાયેલા હતા અને તે બંને (બગીચાઓ)ની વચ્ચે ખેતી પણ હતી (અને) બંને બગીચાઓ પોતાના પૂરેપૂરા ફળ આપતા હતા અને કોઈના ફળમાં જરા પણ કમી રહેતી ન હતી (સામાન્ય બાગોથી વિપરીત કે તેમાં ક્યારેક કોઈ વૃક્ષમાં તો ક્યારેક કોઈ વર્ષે આખા બાગને ફળો નથી આવતા અથવા તો ઓછા આવે છે) અને તે બંને (બગીચાઓ)ની વચ્ચે નહેર વહેતી કરી હતી અને તે વ્યક્તિની પાસે અન્ય પણ માલદારીનો સામાન હતો. બસ, (એક દિવસે) પોતાના તે (બીજા) મિત્રની સાથે આમ-તેમની વાતો કરતો કરતો કહેવા લાગ્યો કે હું તારા કરતાં માલમાં પણ વધારે છું અને જથ્થો પણ મારો જબરદસ્ત છે. (મતલબ એ હતો કે તું મારી માન્યતાને બાતિલ અને અલ્લાહના નિકટ નાપસંદ કહે છે, તો હવે તું જોઈ લે કે કોણ સારું છે ? જો તારો દા'વો સાચો હોત તો પરિસ્થિતિ આનાથી વિપરીત હોત ! કારણ કે દુશ્મનને તો કોઈ ઈનામ આપતું નથી અને દોસ્તને કોઈ નુકસાન પહોંચાડતું નથી) અને તે (પોતાના મિત્રને સાથે લઈને) પોતાના ઉપર જુલમ (કુફ્ર) કાયમ કરતો(-કરતો) પોતાના બાગમાં પહોંચ્યો (અને) કહેવા લાગ્યો કે મારું માનવું એવું નથી કે આ બગીચો (મારા જીવન દરમિયાન) ક્યારેય પણ બરબાદ થશે (તેનાથી જાણ થઈ કે તે અલ્લાહના અસ્તિત્વ અને દરેક વસ્તુ ઉપર તેના શક્તિ ધરાવવાની માન્યતાનો ઈન્કારી હતો. બસ, જાહેર અને ભૌતિક સરસામાન જોઈને તેણે આ વાતચીત કરી) અને (એ જ પ્રમાણે) હું કયામતને નથી માનતો કે તે આવશે અને જો (ધારી લો કે કદાચ કયામત આવી પણ ગઈ અને) હું પોતાના પરવરદિગાર પાસે પહોંચી ગયો (જેમકે તારો અકીદહ છે), તો અવશ્ય આ બગીચાથી પણ ઘણી વધારે સારી જગ્યા મને મળશે. (કારણ કે જન્નતનું સ્થળ દુનિયાથી સારું હોવું અને ઉત્તમ હોવાનો તો તું પણ સ્વીકાર કરે છે અને એ પણ સ્વીકારે છે કે જન્નત અલ્લાહ તઆલાના

સ્વીકૃત બંદાઓને મળશે. મારી સ્વીકૃતિના ચિહ્નો અને નિશાનીઓ તો તું દુનિયામાં જ જોઈ રહ્યો છે, જો હું અલ્લાહ સમીપ સ્વીકૃત ન હોત તો મને આ બગીચાઓ ક્યાંથી મળવાના હતા ? એટલા માટે અમારા સ્વીકાર અને માન્યતા પ્રમાણે પણ મને ત્યાં સારું સ્થળ મળવાનું નક્કી છે). તે (વ્યક્તિની વાતો સાંભળી)ને તેના મિત્રએ (કારણ કે તે દુનિયામાં ઘણો ગરીબ વ્યક્તિ હતો, પરંતુ દીનદાર હતો એટલે) જવાબ સ્વરૂપે કહ્યું કે તું (તવહીદ અને કિયામતનો ઈન્કાર કરીને) તે જાતની સાથે કુફ્ર કરે છે, જેણે તને (પ્રથમ) માટીથી (કે જે તારું મૂળ તત્ત્વ છે હઝરત આદમ અલૈ.ના માધ્યમથી) પેદા કર્યો, પછી (તને) નુત્ફાથી (કે જે તારા પેદા થવાનું કારણ હતું), પછી તને સાજો-નરવો પુરુષ બનાવ્યો (તે છતાં તું તવહીદ અને કિયામતનો ઈન્કાર અને કુફ્ર કરે છે, તો કર્યા કર) પરંતુ હું તો એ માન્યતા ધરાવું છું કે તે એટલે અલ્લાહ તઆલા મારો પરવરદિગાર (સાચો) છે અને હું તેની સાથે કોઈને ભાગીદાર નથી ઠરાવતો (અને જ્યારે અલ્લાહ તઆલાની તવહીદ અને સંપૂર્ણ કુદરત દરેક વસ્તુ ઉપર હોવાનું સાબિત છે અને તેના પરિણામે એ કોઈ અસંભવ વાત નથી કે બગીચાની પ્રગતિ અને સુરક્ષાનો તારો બધો પ્રબંધ અને સામાન કોઈપણ સમયે બેકાર અને બરબાદ થઈ જાય એટલા માટે તારા માટે જરૂરી હતું કે તું બધા જ કાર્ય અને કારણના માલિક અલ્લાહ તઆલા ઉપર દૃષ્ટિ રાખે) તો તું જે વખતે પોતાના બાગમાં પહોંચ્યો હતો, હવે તો તેં કેમ એવું ન કહ્યું કે જે અલ્લાહપાકને મંજૂર હોય છે તે જ થાય છે (અને) અલ્લાહ તઆલાની મદદ વિના (કોઈનામાં) કોઈ શક્તિ નથી (જ્યાં સુધી અલ્લાહ તઆલા ઈચ્છશે આ બગીચો કાયમ રહેશે અને જ્યારે ઈચ્છશે વેરાન થઈ જશે). જો તું મને માલ અને અવલાદમાં ઓછો જુએ છે (તેનાથી તારી પોતે સ્વીકૃત હોવાની માન્યતા દૃઢ થઈ છે) તો મને તે વખત નજીક જણાય છે કે મારો પરવરદિગાર તારા બગીચાથી સારો બગીચો આપી દે (ભલે તે દુનિયામાં હોય અથવા તો આખિરતમાં) અને આ (તારા બગીચા)ના ઉપર કોઈ (તકદીરી) આફત આસમાનથી (એટલે કે સીધે-સીધી અથવા તો કોઈ અન્ય કારણ સ્વરૂપે) મોકલી આપે, જેનાથી

તે બાગ અચાનક એક ઉજ્જડ (ચટિયલ) મેદાન બની જાય અથવા તેનું પાણી (જે નહેરોમાં વહી રહ્યું છે) બિલ્કુલ અંદર (જમીનમાં) ઊતરી(ને સૂકાઈ) જાય, પછી તું તે(ને ફરીવાર લાવવા અને કાઢવા)ની કોશિશ પણ ન કરી શકે (અત્રે આ દુનિયાદાર સાથીએ તે બેદીનના બગીચાનો જવાબ તો આપી દીધો, પરંતુ અવલાદ વિશે કંઈ જવાબ આપ્યો નહીં. કદાચ કારણ એ છે કે, અવલાદનું વધારે હોવું ત્યારે જ ઉત્તમ જણાય છે, જ્યારે તેમની કેળવણી માટે માલ મૌજૂદ હોય, નહિતર તે ઊલટી જીવનો વબાલ બની જાય છે. ખુલાસો એ થયો કે તારા બદ્અકીદહ હોવાનું કારણ એ હતું કે તને દુનિયામાં અલ્લાહપાકે દોલત આપી, તેને તેં પોતાની સ્વીકૃત હોવાની નિશાની સમજી લીધી અને મારી પાસે દૌલત ન હોવાથી મને અસ્વીકૃત સમજી લીધો, તો દુનિયાની દોલત અને રાહત અલ્લાહપાક પાસે સ્વીકૃતિનો આધાર સમજી લેવું ઘણો મોટો ધોકો અને ભૂલ છે. દુનિયાની નેઅ્મતો તો પરવરદિગારે આલમ સાપ-વીંછીઓ અને વરૂઓને તથા દુષ્ટ અને અધર્મ લોકોને પણ આપે છે. અસલ આધાર સ્વીકૃતીનો આખિરતની નેઅ્મતો ઉપર છે, જે હંમેશા બાકી રહેનારી છે અને દુનિયાની નેઅ્મતો બધી ફના થવાની છે) અને (આ વાતચીત પછી ઘટના એ બની હતી કે) તે વ્યક્તિના સામાનને આફતે ઘેરી લીધો. બસ, તેણે જે કંઈ બાગ ઉપર ખર્ચ કર્યું હતું, તેના ઉપર હાથ મસળતો રહી ગયો અને તે બાગ પોતાના માંડવાઓ ઉપર પડેલો હતો અને તે કહેવા લાગ્યો, કેવું સારું થાત કે મેં પોતાના પરવરદિગારની સાથે કોઈને ભાગીદાર ઠરાવ્યો ન હોત ! (તેનાથી જાણ થાય છે કે બગીચા ઉપર આફત આવવાથી તે સમજી ગયો કે આ વબાલ અને આફત કુફ્ર અને શિર્કના કારણે આવી છે, જો કુફ્ર ન કર્યું હોત તો કદાચ પ્રથમ તો આ આફત જ ન આવી હોત અને જો આવી પણ હોત તો તેનો બદલો આખિરતમાં મળ્યો હોત. હવે દુનિયા અને આખિરત બંનેમાં નુકસાન જ નુકસાન રહી ગયું છે, પરંતુ માત્ર એટલો અફસોસ અને દિલગીરીથી તેનું ઈમાન સાબિત નથી થતું. કારણ કે આ અફસોસ અને પસ્તાવો તો દુનિયાના નુકસાનના કારણે થયો, આગળ અલ્લાહપાકની તવહીદ અને

કિયામતનો ઈકરાર જ્યાં સુધી સાબિત ન થાય તેને મો'મિન કહી શકાય નહીં) અને તેની પાસે એવી કોઈ મંડળી ન હતી, જે અલ્લાહપાકના સિવાય તેની મદદ કરે (તેને પોતાના સમૂહ અને અવલાદ ઉપર ગર્વ હતો, તે તો બધું નષ્ટ થઈ ગયું) અને ન જ તે પોતે (અમારી પાસેથી) બદલો લઈ શક્યો, આવી તકે મદદ કરવી તો માત્ર અલ્લાહ બરહકનું જ કામ છે (અને આખિરતમાં પણ) તેનો સવાબ (બદલો) સૌથી સારો છે અને (દુનિયામાં પણ) તેનું જ પરિણામ સૌથી સારું છે, (એટલે કે સ્વીકૃતિ પ્રાપ્ત બંદાઓનું કોઈ નુકસાન થાય છે, તો તેનો બદલો બંને દુનિયાઓમાં નેક અને ભલો મળે છે. તેનાથી વિપરીત કાફિરો બિલ્કુલ નુકસાનમાં રહી ગયા છે).

## (33) દુન્યાના નાશવંત હોવાનો વધુ એક દાખલો

وَاضْرِبْ لَهُمْ مَّثَلَ الْحَيٰوةِ الدُّنْيَا كَمَآءٍ اَنْزَلْنٰهُ مِنَ السَّمَآءِ فَاخْتَلَطَ بِهٖ
نَبَاتُ الْاَرْضِ فَاَصْبَحَ هَشِيْمًا تَذْرُوْهُ الرِّيٰحُ ؕ وَكَانَ اللّٰهُ عَلٰى كُلِّ شَیْءٍ
مُّقْتَدِرًا ﴿۴۵﴾ اَلْمَالُ وَالْبَنُوْنَ زِيْنَةُ الْحَيٰوةِ الدُّنْيَا ۚ وَالْبٰقِيٰتُ الصّٰلِحٰتُ خَيْرٌ
عِنْدَ رَبِّكَ ثَوَابًا وَّخَيْرٌ اَمَلًا ﴿۴۶﴾ (کہف:۴۵،۴۶)

અને (હે નબી સલ. !) તે લોકોને દુનિયાની જિંદગીની હાલત વર્ણવી દો કે તે એવી છે જાણે અમે આકાશથી પાણી વરસાવ્યું. ફરી તેના વડે જમીનની લીલોતરી ખૂબ નીકળી. પછી તે (સૂકાઈને) ચૂરેચૂરા થઈ ગઈ કે જેને હવા ઉડાવતી ફરે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબૂ ધરાવે છે. (૪૫) *(સૂરહ કહફ)*

જે પ્રમાણે વરસાદ પડી ખેતી ઉગે છે. ફરી તેની મોસમ આવે છે અને પછી સૂકાઈ જતાં કાપી નાખવામાં આવે છે, પછી તે ભૂકો થઈ જતાં હવામાં ઉડાવવામાં આવે છે તો તેનું નામનિશાન પણ રહેતું નથી. એ જ પ્રમાણે દુનિયાનો હાલ છે કે આજે બલિહારી છે, પણ કાલે કિયામત આવતાં સૌ ફના થઈ જશે અને એનું નામનિશાન પણ રહેશે નહિ. વળી, એ જ હાલ દુન્યવી જિંદગીનો પણ છે કે હમણાં બાળક છે, ફરી જુવાન, પછી વૃદ્ધ થઈ

મરી જાય છે. ફરી કેટલીક મુદત પછી આ શરીર ધૂળમાં મળી જાય છે. એ સૌ અલ્લાહ તઆલાની કુદરતથી થાય છે. તો તે ચાહે ત્યારે પોતાની કુદરતથી પાછા સજીવન કરી દેશે.

માલ તથા અવલાદ જગત જીવનની શોભા છે અને બાકી રહેનાર નેકીઓ આપના પરવરદિગારની નજીક બદલાની રૂએ બહુ બેહતર તેમજ આશાની રૂએ પણ ઘણી જ બેહતર છે. (૪૬)

મરણ પછી ધનદૌલત કે અવલાદ વગેરે કંઈ જ કામ લાગતું નથી. માત્ર એવી નેકીઓ જ કામ લાગે છે, જેની અસર અથવા સવાબ ભવિષ્યમાં બાકી રહેનાર હોય. બાકી રહેનાર નેકીઓ આ છે કે દીનનો ઈલ્મ શીખવી જાય જે ચાલુ રહે અથવા બુરી રસમને નાબૂદ કરી સુન્નત મુજબ અમલ ચાલુ કરી જાય અથવા મસ્જિદ, કૂવા, મુસાફિરખાના, બગીચા, ખેતરો, વગેરે વકફ કરી જાય. અવલાદને સુધારી નેક બનાવી મૂકી જાય. યાદ રાખો કે નેક અમલો તથા નેક વાતો જેમનો ફાયદો સદા રહેશે, તે અલ્લાહપાકની નજીક માલ અને અવલાદથી બેહતર છે. તેનો સવાબ સદા મળતો રહે છે. દુનિયામાં જેવી નિય્યતથી કામ કરશે તેવો જ સવાબ આખિરતમાં મળશે. દુનિયાની વિનાશી દૌલત પર લાંબી લાંબી આશાઓ રાખવી મૂર્ખાઈ જ છે.

(તે વખત યાદ કરો) જે દિવસે અમે પર્વતોને (તેની જગ્યાએથી) હઠાવી (ઉડાવી) દઈશું અને આપ પૃથ્વીને સપાટ મેદાન જોશો અને અમે તેઓ સૌને (કબરોથી ઉઠાવી) એકઠા કરીશું. ફરી તેઓમાંથી એકને પણ છોડીશું નહિ. (૪૭)

કિયામત આવશે ત્યારે પર્વત જેવી વસ્તુને પણ તોડી તેની જગ્યાએથી હટાવી દેવામાં આવશે. પછી તેના ભારે ટુકડાઓનો એવો ચૂરો કરી નાખવામાં આવશે કે તે ચૂરો પીંજેલા ઉનની માફક ઉડતો ફરશે. તે વખતે પૃથ્વી તદ્દન સપાટ અને ખુલ્લું મેદાન બની જશે અને સૌને અલ્લાહપાકની રૂબરૂ હાજર કરવામાં આવશે. કોઈ પણ ગેરહાજર રહી શકશે નહિ.

અને તે સઘળા આપના પરવરદિગારની રૂબરૂ હારબંધ હાજર કરવામાં

આવશે. (પછી કહેવામાં આવશે કે) જુઓ, આખરે તમો અમારી પાસે આવી પહોંચ્યા, જેવી રીતે કે અમે તમને પહેલી વાર (દુનિયામાં) પેદા કર્યા હતા, પણ તમે તો એવું સમજતા હતા કે તમારા માટે અમે કોઈ નિર્માણ કરેલો વખત લાવીશું નહિ. (૪૮)

કિયામતનો ઈન્કાર કરનારા કાફિરોને ધમકી તરીકે અલ્લાહ તઆલા એવું ફરમાવશે કે તમે કિયામતને જૂઠાડતા હતા. છતાં આજે પોતાનો જથ્થો તથા સઘળો માલ-સામાન છોડી દઈ નગ્ન હાલતમાં કેવી રીતે આવ્યા ? પહેલી વખત દુનિયામાં સૌ પેદા થાય છે તેવા જ કિયામતમાં પણ નગ્ન, ખુલ્લા માથે, ઉઘાડા પગે અને ખત્ના થયા વગરના ઉઠશે, બલ્કે શરીરમાં કોઈ જખમ કે નુકસાન પણ બાકી રહેશે નહિ.

અને હિસાબનો કાગળ (ખુલ્લો) મૂકવામાં આવશે ત્યારે આપ ગુનેહગારોને જોશો કે તેમાં જે કંઈ (લખાયેલું) હશે તેનાથી તેઓ ડરતા હશે અને તેઓ કહેતા હશે કે હાય અમારી કમબખ્તી ! આ કાગળની અજબ હાલત છે કે એણે ન કોઈ નાની વાત છોડી, ન મોટી વાત (છોડી); પરંતુ સૌને લખી રાખી છે અને તેઓએ જે કંઈ (દુનિયામાં) કર્યું હશે તે સઘળું (નોંધ થયેલું) સામે જોશે અને આપનો પરવરદિગાર કોઈના ઉપર જુલ્મ કરશે નહિ. (૪૯)

પરવરદિગાર જે કંઈ કરે તે અન્યાય છે જ નહિ, કારણ કે સૌ તેની જ મિલ્કત છે, પરંતુ જાહેરમાં જે વાત અન્યાય જણાય તે પણ કરતો નથી. ગુનાહ વિના દોઝખમાં નાખતો નથી અને નેકીઓને અકારત કરતો નથી. જો કોઈ કહે કે ગુનાહમાં અમારો શું અધિકાર છે. તો વાત એમ નથી, પોતાના જ દિલને પૂછી લે. જ્યારે ગુનાહ તરફ દોડે છે તો પોતાના જ ઈરાદાથી દોડે છે. હવે જો કોઈ કહે કે ઈરાદો પણ અલ્લાહ તઆલાએ જ આપ્યો છે તો એનો જવાબ એ છે કે ઈરાદો બન્ને તરફ થઈ શકે છે. છતાં જો કોઈ એમ કહે કે એક તરફનો ઈરાદો પણ અલ્લાહપાકે જ કરી દીધો, તો આ વાત બંદાની જાણ બહાર છે. બંદાની સાથે તેની જાણ અને સમજ

મુજબ મામલો છે. માણસની સાથે અગર કોઈ બુરાઈ કરે તો તે પણ તેને પકડશે. એમ કહેશે નહિ કે એનો શું વાંક ? એ તો અલ્લાહ તઆલાએ જ કરાવ્યું. એ જ પ્રમાણે દરેક બાબતમાં ઈન્સાફથી વર્તી એવું માનવું જોઈએ કે માણસ પોતાના ઈરાદાથી જે ગુનોહ કરશે તેની અલ્લાહ તઆલાને ત્યાં પકડ થશે.

## દુન્યાનું ફના થવું :

આથી પહેલા દુનિયાની જિંદગી અને તેના સરસામાનના બિનટકાઉ-પણા વિશે વ્યક્તિગત અને ગૌણ ઉદાહરણ આપીને વર્ણન કર્યું હતું, હવે જાહેર અને સમગ્રતઃ દૃષ્ટાંત દ્વારા સ્પષ્ટ કરવામાં આવે છે કે) અને તમે તે લોકોને દુન્યવી જિંદગીની હાલત વર્ણન કરી આપો કે તે એવી છે, જેમકે અમે આસમાનથી પાણી વરસાવ્યું, પછી તે (પાણીથી) જમીનની વનસ્પતિ ખૂબ ગીચ થઈ ગઈ હોય, પછી તે (હરિયાળી અને તાજીમાજી હતી અને સુકાઈને) ચૂરા ચૂરા થઈ જાય કે તેને હવા ઉડાવીને લઈને ફરતી હોય (આ જ હાલત દુનિયાની છે કે આજે હરીભરી નજરે પડે છે, કાલે તેનું નામો-નિશાન પણ રહેશે નહીં) અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર સંપૂર્ણ કુદરત (કાબૂ) ધરાવે છે (જ્યારે ઈચ્છે પ્રગતિ અને વિકાસ કરે અને જ્યારે ઈચ્છે ફના અને બરબાદ કરી દે અને જ્યારે દુનિયાની જિંદગીની આ હાલત છે ત્યારે) માલ અને અવલાદ દુનિયાની જિંદગીની એક રોનક (અને તેના શણગારમાંથી) છે (માટે પોતે માલ અને અવલાદ પણ ફના થવાની છે) અને જે નેક અમલો (હંમેશા હંમેશા માટે) બાકી રહેવાના છે તે તમારા પરવરદિગારની પાસે (એટલે કે આખિરતમાં અને દુનિયાથી) સવાબના આધારે પણ (હજાર ઘણા) બહેતર છે અને આશાના આધારે પણ (હજાર ઘણું) ઉત્તમ છે (એટલે કે નેક અમલોથી જે આશાઓ જોડાયેલી હોય છે, તે આખિરતમાં અવશ્ય પૂરી થશે અને તેની આશાથી પણ વધારે સવાબ મળશે. તેનાથી વિપરીત દુનિયાનો માલસામાન કે તેનાથી દુનિયામાં પણ મનુષ્યની બધી જ ઉમ્મીદો પૂરી નથી થતી અને આખિરતમાં પણ તેની કોઈ

શક્યતા જ નથી.) અને તે દિવસને યાદ કરવો જોઈએ જે દિવસે અમે પહાડોને (તેના સ્થાનોએથી) હટાવી દઈશું (આ શરૂઆતમાં થશે પછી તે કણ કણ બનીને ઉડી જશે) અને આ જમીનને જોશો કે એક ખુલ્લું મેદાન પડ્યું છે (કારણ કે પર્વત, વૃક્ષો, મકાનો  કંઈ જ બાકી નહીં રહે) અને અમે તે સૌને (કબરોમાંથી ઉઠાડીને હિસાબના મેદાનમાં) એકઠા કરીશું અને તેમનામાંથી કોઈને છોડીશું નહીં (કે ત્યાં લાવવામાં નહીં આવે એવું બનશે નહીં) અને બધા જ તમારા પરવરદિગારની રૂબરૂ (એટલે કે હિસાબ માટે) ઊભા કરીને રજુ કરવામાં આવશે (એ સંભાવના નહીં હોય કે કોઈ કશાની આડસમાં સંતાઈ જાય અને તેમાં જે કિયામતનો ઈન્કાર કરનારા હતા તેમને કહેવામાં આવશે કે) જુઓ, અંતે તમે અમારી પાસે (ફરીવાર સજીવન થઈને) આવ્યા, જેવા કે અમે તમને પ્રથમ વખતે (એટલે કે દુનિયામાં) પેદા કર્યા હતા, (પરંતુ તમે પ્રથમ વખતની  પેદાઈશનો સાક્ષાત્કાર કર્યા છતાં પણ આ બીજા વખતની પેદાઈશની માન્યતા ધરાવતા ન હતા) બલ્કે તમે એવું જ સમજતા રહ્યા કે અમે તમારા (ફરીવાર સજીવન કરવા) માટે કોઈ સમય નિશ્ચિત લાવીશું નહીં અને નામએ આ'માલ (કોઈને જમણા હાથમાં તો કોઈને ડાબા હાથમાં આપીને તેની સામે ખુલ્લું કરી) મૂકી દેવામાં આવશે [જેમકે બીજી આયતમાં છે : **વનુખ્રિજુ લહુ યવ્મલ કિયામતિ કિતાબન યલ્કાહુ મન્શૂરા**] તો તમે મુજરિમોને જોશો કે તેમાં જે કંઈ (લખ્યું) હશે (તેને જોઈને) તેનાથી (એટલે કે સજાથી) ડરતા હશે અને કહેતા હશે કે, હાય અમારી કમ્બખ્તી ! આ નામએ આ'માલની હાલત આશ્ચર્યજનક છે કે ન તો કોઈનાનો ગુનોહ લખવાથી છૂટયો છે અને ન જ કોઈ મોટો ! જે કંઈ તેમણે (દુનિયામાં) કર્યું હતું તે બધું (લખેલું) ઉપસ્થિત પામશે અને તમારો પરવરદિગાર કોઈના ઉપર જુલમ કરશે નહીં (કે ન કર્યો હોય એવો ગુનોહ લખી લે અને કરેલી હોય તે નેકી જે શરતોની સાથે કરવામાં આવી હોય તેને ન લખે).



# (૩૪) અલ્લાહ તઆલાના અપાર જ્ઞાન અને કુદરતની કોઈ જ મર્યાદા નથી

قُلْ لَّوْ كَانَ الْبَحْرُ مِدَادًا لِّكَلِمٰتِ رَبِّيْ لَنَفِدَ الْبَحْرُ قَبْلَ اَنْ تَنْفَدَ كَلِمٰتُ رَبِّيْ وَلَوْ جِئْنَا بِمِثْلِهٖ مَدَدًا ﴿١٠٩﴾ (کہف:١٠٩)

(હે નબી સલ. !) આપ ફરમાવી દો કે અગર મારા પરવરદિગારની વાતો (લખવા) માટે સમુદ્ર(ના પાણી)ની રોશનાઈ હોય (અને તેનાથી લખવું શરૂ કરો) તો મારા પરવરદિગારની વાતો પૂરી થવા પહેલાં સમુદ્ર ખૂંટી જાય. (પછી) ભલેને તેની મદદ માટે તેના જેવો બીજો (સમદ્ર) પણ લઈ આવીએ. (૧૦૯) *(સૂરહ કહફ)*

જ્યારે યહૂદીઓએ કુરૈશી કાફિરો મારફતે હુઝૂર (સલ.)ને રૂહ તથા અસ્હાબે કહફ અને ઝુલકરનૈન વિશે સવાલ પૂછાવ્યો, તેના જવાબમાં આ સૂરતમાં અસ્હાબે કહફ અને ઝુલકરનૈનના કિસ્સાનું ટૂંકમાં વર્ણન કર્યું અને રૂહ સંબંધી સૂરએ બની ઈસ્રાઈલમાં ફરમાવ્યું : **''વ–મા ઊતીતુમ મિનલ ઈલ્મિ ઈલ્લા કલીલા.''** (અર્થાત તમને ઘણું જ થોડું જ્ઞાન આપવામાં આવ્યું છે.) તો તે બોલ્યા : વાહ ! અમને આકાશી કિતાબ તવરાત મળી છે, તેમાં દરેક વસ્તુનું વર્ણન હોવાથી અમને સઘળી બાબતોનો ઈલ્મ છે. તે ઉપરથી આ સૂરતની અંતમાં આ આયત ઉતરી કે અલ્લાહપાકની કુદરત, હિકમત અને તેના ઈલ્મની વાતો અપાર છે. જેટલી વાતો તમને તમારી ગજા, લાયકાત અને જરૂર મુજબ બતાવવામાં આવી છે તે અલ્લાહપાકની વાતોમાંથી એટલા પ્રમાણમાં નથી, જેટલું પ્રમાણ કે સમુદ્રનાં એક ટીપાંને છે. અગર અલ્લાહ તઆલાની વાતો લખવા બેસીએ અને સઘળા સમુદ્રોનું પાણી શાહી તરીકે વપરાઈ જાય તો પણ તેની વાતો પૂરી લખાય રહે નહિ. એ ઉપરથી સમજી લો કે કુર્આન અથવા અન્ય કોઈ આકાશી કિતાબ વડે કોઈને ગમે તેટલું વિશેષ ઈલ્મ આપવામાં આવે તો પણ તે અલ્લાહપાકના ઈલ્મની સામે થોડુંક જ છે.

## ઈલ્મે ઈલાહી બેશુમાર :

(હે નબી સલ. !) તમે લોકોને કહી આપો કે જો મારા પરવરદિગારની વાતો (એટલે કે તે શબ્દો અને લખાણ જે અલ્લાહ તઆલાની સિફતો અને વિશેષતાઓ ઉપર દલીલ કરે છે અને તેનાથી અલ્લાહ તઆલાની ખાસિયતો અને વિશેષતાઓ કોઈ વર્ણન કરવા લાગે તો આવા શબ્દોને) લખવા માટે સમંદર(નું પાણી) શાહી(ની જગ્યાએ) હોય (અને તેનાથી લખવાનું શરૂ કરે) તો પણ મારા પરવરદિગારની વાતો પૂર્ણ થતાં પહેલાં સમંદર ખતમ થઈ જશે (અને બધી વાતો લખી નહીં શકાય, અધૂરી રહેશે) ભલે આ સમંદરના જેવો જ એક બીજો સમંદર (તેની) મદદ માટે અમે લઈ આવીએ (તો પણ તેની વાતો પૂરી નહીં થાય અને બીજો સમંદર પણ ખતમ થઈ જાય. જાણ થઈ કે અલ્લાહ તઆલાના શબ્દો અનંત છે, તેના સિવાય જે વસ્તુઓને કાફિરોએ અલ્લાહ તઆલાના ભાગીદાર માન્યા છે, તેમાંથી કોઈ પણ એવું નથી એટલા માટે અલ્લાહપાકનું ઈલાહી, માલિક તથા પરવરદિગાર હોવું તેની જ હસ્તી સાથે ખાસ છે. એટલા માટે આ લોકોને) તમે (એ પણ) કહી આપો કે, હું તો તમારા સૌની જેમ જ માનવ છું, (ન તો ખુદાઈનો દા'વેદાર છું, અને ન જ ફરિશ્તા હોવાનો; હા !) મારી પાસે (અલ્લાહપાક તરફથી) વહી આવે છે (અને) તમારો મઅ્બૂદ બરહક એક જ મઅ્બૂદ છે, તો જે વ્યક્તિ પોતાના પરવરદિગારને મળવાની આરઝુ રાખે (અને તેનો પ્રિય બનવા ઈચ્છે) તો (મને રસૂલ માનીને મારી શરીઅત પ્રમાણે) નેક કર્મો કરતો રહે અને પોતાના પરવરદિગારની ઈબાદતમાં કોઈને ભાગીદાર ન કરે.

## (૩૫) શિર્કની બુરાઈ તથા મુશ્રિકોની બેવકૂફીનો દાખલો

يَآيُّهَا النَّاسُ ضُرِبَ مَثَلٌ فَاسْتَمِعُوْا لَهٗ ط اِنَّ الَّذِيْنَ تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ
لَنْ يَّخْلُقُوْا ذُبَابًا وَّلَوِ اجْتَمَعُوْا لَهٗ ط وَاِنْ يَّسْلُبْهُمُ الذُّبَابُ شَيْـًٔا لَّا

يَسْتَنْقِذُوْهُ مِنْهُ ؕ ضَعُفَ الطَّالِبُ وَالْمَطْلُوْبُ ﴿٧٣﴾ مَا قَدَرُوا اللّٰهَ حَقَّ
قَدْرِهٖ ؕ اِنَّ اللّٰهَ لَقَوِیٌّ عَزِيْزٌ ﴿٧٤﴾ (حج:٧٣،٧٤)

હે લોકો ! એક ઉદાહરણ વર્ણન કરવામાં આવે છે તેને ધ્યાનપૂર્વક સાંભળો. એમાં કંઈ જ શંકા નથી કે અલ્લાહપાકને છોડી તમે જે વસ્તુઓને પૂજો છો, તે ભલેને સૌ એકત્ર થઈ જાય તો પણ કદાપિ એક માખ સરખી પેદા કરી શકતા નથી અને જો માખ તેઓની પાસેથી કંઈ ખૂંચવી લઈ જાય તો તેઓ તે વસ્તુને તેની પાસેથી છોડાવી શકતા નથી. એવા પૂજક તથા પૂજ્ય અશક્ત છે. (૭૩) અલ્લાહ તઆલાની જેવી તા'ઝીમ કરવી જોઈએ તેવી તેઓએ કરી નહિ. બેશક, અલ્લાહપાક મહા બળવાન અને જોરાવર છે. (૭૪) *(સૂરહ હજ્જ)*

તવહીદના મુકાબલામાં શિર્કની બુરાઈ જાહેર કરવા ખાતર આ ઉદાહરણ આપ્યું છે તો તેને લક્ષ આપી સાંભળવું અને ધ્યાનપૂર્વક વિચારીને સમજવું જોઈએ કે જેથી એવી મૂર્ખતાથી અટકી જાઓ.

એમાં ખોટા મઅ્બૂદોની હદ દરજ્જાની કમજોરી બતાવી છે કે આખા જગતમાં જે જે વસ્તુઓ પૂજ્ય ઠેરવવામાં આવી છે તે સૌ મળીને એક માખી સરખી બનાવી શકતા નથી. અરે, બનાવવું તો બાજુએ રહ્યું, પણ જો માખી તેઓના ચઢાવા (પ્રસાદી) વગેરેમાંથી કંઈ લઈ નાસે તો તે પણ ખૂંચવી ન શકે. તેવી લાચાર વસ્તુઓને જગતના રચનાર અલ્લાહપાકની ખુદાઈમાં શામિલ કરવી કેટલી બધી નિર્લજ્જતા અને મૂર્ખતા છે ! ખરેખર, નિર્મળ માખથી વધુ તેઓના પૂજ્યો–મૂર્તિઓ કમજોર અને તેથી વધુ મૂર્તિઓના પૂજકો કમજોર છે કે તેઓએ એવી તુચ્છ અને નિર્મળ વસ્તુઓને પોતાના મઅ્બૂદ અને હાજતો પૂરી કરનાર ઠેરવી.

## જુઠા મઅ્બૂદોની અસમર્થતા અને કમજોરીનું ઉદાહરણ :

એક જાહેર અને સ્પષ્ટ દલીલ શિર્કના રદિયા માટે છે કે) હે લોકો ! એક અજબ વાત વર્ણન કરવામાં આવે છે, જેને કાન લગાવીને સાંભળો (તે

એ કે) એમાં કોઈ શંકા નથી કે જેની તમે લોકો અલ્લાહને છોડીને ઈબાદત કરો છો, તે એક (મા'મૂલી) માંખીને તો પેદા કરી જ નથી શકતા. ભલે સઘળા ભેગા (કેમ ન) થઈ જાય અને (પેદા કરવી તો બહુ મોટી વાત છે, તેઓ તો એનાથી પણ લાચાર છે કે) જો તેમની પાસેથી માંખી કંઈ (તેમના ચઢાવેલા ચઢાવામાંથી) ઝૂંટવીને લઈ જાય તો તેને (તો) તેની પાસેથી છોડાવી (જ) નથી શકતા. આવા પૂજકો પણ બોદા અને આવા પૂજ્યો પણ બોદા (અફસોસ છે) ! તે લોકોએ અલ્લાહ તઆલાનું સન્માન કરવું જોઈતું હતું (કે તેના સિવાય કોઈની ઈબાદત ન કરે) તે ન કર્યું (કે શિર્ક કરવા લાગ્યા, જ્યારે કે) અલ્લાહ તઆલા મહાન શક્તિવાળો બધા ઉપર વર્ચસ્વવાળો છે (તો ઈબાદત માત્ર તેનો જ હક હતો, ન કે અશક્ત અને અપ્રિય લાચારનો, જેની લાચારી અને અશક્તિ જાહેર અને સ્પષ્ટ થઈ ચૂકી છે).

**'દુરિબ મષલુન'**નો શબ્દ સામાન્ય રીતે કોઈ જે પ્રમાણે કોઈ ખાસ ઘટનાના ઉદાહરણ માટે ઉપયોગ થાય છે અત્રે **'દુરિબ મષલુન'**થી તે સ્વરૂપ ભાવાર્થ તરીકે નથી, બલ્કે શિર્ક અને મૂર્તિપૂજાની મૂર્ખામીને એક સ્પષ્ટ ઉદાહરણથી વર્ણન કરી છે કે, આ મૂર્તિ જેને તમે લોકો પોતાનો કાર્યસાધક સમજી રહ્યા છો, તે તો એવા લાચાર અને નિઃસહાય છે કે તે બધા મળીને એક માંખી જેવી તુચ્છ વસ્તુ પણ બનાવી શકતા નથી અને માંખી બનાવવી તો બહુ મોટું કામ છે, તમે દરરોજ તેની સામે મિઠાઈઓ, ફળો વગેરે ખાવાની વસ્તુઓ ચઢાવો છો અને માંખીઓ તેને ખાય છે, તેમનામાં તો એટલી પણ તાકાત નથી કે તે માંખીઓથી પોતાની વસ્તુને બચાવી લે, તો પછી તમને કોઈ આફતથી કેવી રીતે બચાવી શકવાના છે ?! એટલા માટે અંતિમ આયતમાં આ જ મૂર્ખતાપૂર્ણ બેવકૂફીને આ શબ્દોથી ઓળખાવ્યા છે. **'દઉફત્તાલિબુ વલ મત્લૂબ'** એટલે કે, જેનો પૂજ્ય જ એવો છે, બસ તેનો પૂજક તેનાથી વધારે કમજોર હશે, **'મા કદરૂલ્લાહ હક્ક કદરિહી'** એટલે કે, કેવા મૂર્ખ અને નગુણા છે કે તે લોકોએ અલ્લાહ તઆલાની કંઈ જ કદર ન જાણી કે આવા મહાન શક્તિશાળીની સાથે આવા નિઃસહાય નિર્જીવ પથ્થરોને તેના સમકક્ષ બનાવી દીધા.

# ( ૩૬ ) ઈમાન અને હિદાયતની રોશનીનું શ્રેષ્ઠ ઉદાહરણ

اَللّٰهُ نُوْرُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ مَثَلُ نُوْرِهٖ كَمِشْكٰوةٍ فِيْهَا مِصْبَاحٌ ؕ
اَلْمِصْبَاحُ فِيْ زُجَاجَةٍ ؕ اَلزُّجَاجَةُ كَاَنَّهَا كَوْكَبٌ دُرِّيٌّ يُّوْقَدُ مِنْ شَجَرَةٍ
مُّبٰرَكَةٍ زَيْتُوْنَةٍ لَّا شَرْقِيَّةٍ وَّلَا غَرْبِيَّةٍ ۙ يَّكَادُ زَيْتُهَا يُضِيْٓءُ وَلَوْ لَمْ تَمْسَسْهُ
نَارٌ ؕ نُوْرٌ عَلٰى نُوْرٍ ؕ يَهْدِى اللّٰهُ لِنُوْرِهٖ مَنْ يَّشَآءُ ؕ وَيَضْرِبُ اللّٰهُ الْاَمْثَالَ
لِلنَّاسِ ؕ وَاللّٰهُ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ﴿۳۵﴾ (نور:۳۵)

અલ્લાહ તઆલા આકાશો અને પૃથ્વીને નૂર આપનાર છે. તેના નૂરની મિસાલ (મુઅમિનના દિલમાં) એવી છે જાણે એક તાક (ગોખલો) છે, જેમાં એક દીવો હોય (અને) તે દીવો કાચના ફાનસમાં (મૂકયો) હોય (અને) તે કાચનું ફાનસ એવું સાફ (હોય) જાણે એક ચમકતો તારો. (વળી,) તે દીવો એક બરકતવાળા ઝાડ(ના તેલ)થી રોશન કરવામાં આવે છે, જે ઝયતૂન(નું ઝાડ) છે. તે નથી પૂર્વ તરફ કે નથી પશ્ચિમ તરફ. એવું લાગે છે કે તેનું તેલ જો કે તેને આગ અડી ન હોય છતાં (બેહદ સફાઈથી પોતાની મેળે જ) સળગી ઉઠશે. (ફરી જો સળગી ઉઠે) તો પ્રકાશ પર પ્રકાશ છે (અને) અલ્લાહ પોતાના આ નૂર સુધી જેને ચાહે છે તેને માર્ગ દેખાડી આપે છે, અને અલ્લાહ લોકોના (સમજવા) માટે મિસાલો બયાન કરે છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુને ખૂબ જાણે છે. (૩૫) *(સૂરહ નૂર)*

અલ્લાહ તઆલાથી જ આકાશ અને પૃથ્વીની રોનક અને આબાદી છે. અલ્લાહપાકની મદદ ન હોય તો સઘળું વેરાન થઈ જાય. સઘળી મખ્લૂકને હસ્તીનું નૂર તેના તરફથી જ મળ્યું છે. ચંદ્ર, સૂર્ય, તારા, ફરિશ્તા, નબીઓ, વલીઓમાં જે જાહિરી કે બાતિની નૂર અને પ્રકાશ છે, તે તેના જ નૂરના ખજાનામાંથી મળેલું છે. હિદાયતની જે ઝલક કોઈને પહોંચે છે, સર્વોપરી બારગાહથી જ પહોંચે છે.

એમ તો અલ્લાહના નૂરથી આખી જગતની હસ્તી છે, પરંતુ દીનદાર

મુઅમિનોને ખુદાઈ નૂરથી હિદાયત અને મઅ્રિફતનો જે ખાસ હિસ્સો મળે છે તેની મિસાલ એવી સમજો જાણે મુઅમિનનું શરીર એક ગોખલા સમાન છે, જેના અંદર એક તારા સમાન ચળકતા કાચના ફાનસ રૂપી દિલ છે. જેનો સંબંધ ઉપરના આલમ સાથે છે. તે કાચના ફાનસમાં મઅરિફત અને હિદાયતનો દીવો બળે છે. તે એવા સ્વચ્છ તેલથી સળગે છે, જે ઘણા જ મુબારક ઝયતૂનના ઝાડથી નીકળે છે અને ઝયતૂન પણ એવું જેને પૂર્વ કે પશ્ચિમ તરફ કંઈ આડ નથી એટલે ખુલ્લા મેદાનમાં છે, જેથી સવાર–સાંજ પૂરો તડકો પહોંચવાથી તેલ અતિ સરસ લાગે છે. સારાંશ કે તેનું તેલ એવું નિર્મળ અને સ્વચ્છ છે કે સળગાવતાં પહેલાં જ પોતે સળગી ઉઠશે. તો આ તેલથી મુરાદ હિદાયત અને તૌફીકનું નૂર છે, જે અલ્લાહ તઆલાના તરફથી મુઅમિનને શરૂઆતથી જ મળ્યું હતું. સાર એ થયો કે મુઅમિનના દિલનું ફાનસ ઘણું જ સાફ હોય છે અને અલ્લાહ તઆલાની તૌફીકના નૂરથી તેમાં હક વાત કબૂલ કરવાની એટલી બધી લાયકાત છે કે જાણે પોતે જ રોશન થઈ જવા તૈયાર છે. તેવી હાલતમાં જ્યાં જરા પણ આગ પહોંચી એટલે નબીની સોહબત અથવા કુર્આનની રોશની તેની સાથી લાગી કે એકદમ ભડકો થઈને નૂર પર નૂર થઈ ગયું. આગળ ફરમાવ્યું કે તે રોશની એવી રીતે પ્રાપ્ત થઈ શકે છે કે આયતમાં બતાવ્યા મુજબના કામિલ લોકો જે મસ્જિદોમાં વખતો વખત બંદગી કરે છે ત્યાં ચિત્ત પરોવાયેલું રહે.

(તે રાહ પામેલા) એવા ઘરો (મસ્જિદો)માં (જઈ બંદગી કરે) છે કે જેના વિશે અલ્લાહે હુકમ આપ્યો છે કે તેનો અદબ કરવામાં આવે અને તેમાં અલ્લાહપાકનું નામ લેવામાં આવે. તેમાં તેઓ સવારે અને સાંજે (સઘળા મુનાસિબ વખતોમાં) તેની પવિત્રતા બયાન કરે છે. (૩૬)

મસ્જિદોની તઅઝીમ કરે અને દરેક પ્રકારની બંદગી તથા નકામી વાતો અને કામોથી તેને પવિત્ર રાખે. મસ્જિદમાં જઈ બે રકા'ત તહિય્યતુલ મસ્જિદ પઢવું પણ મસ્જિદની તઅ્ઝીમ છે અને અલ્લાહપાકનું નામ લેવામાં તસ્બીહ, તહલીલ, કુર્આનની તિલાવત, વગેરે સૌ શામિલ છે.

તે લોકો (એવા છે) કે જેમને અલ્લાહપાકની યાદથી અને (ખાસ કરી) નમાઝ પઢવાથી તથા ઝકાત આપવાથી ન તો વેપાર ગફલતમાં નાખે છે અને ન લેવડ દેવડ, (તેમ છતાં) તેઓ એવા દિવસથી ડરતાં રહે છે જેમાં ઘણાં દિલ અને ઘણી આંખો ફરી જશે. (૩૭) પરિણામ (તે લોકોનું) એ આવશે કે અલ્લાહ તેમને તેમની કરણીનો સારામાં સારો બદલો (જન્નત) આપશે અને (તે ઉપરાંત) પોતાની કૃપાથી તેમને બીજું પણ વધારે આપશે અને અલ્લાહ જેને ચાહે છે તેને બેશુમાર રોજી આપી દે છે. (૩૮)

ઈમાનની બરકતથી મુઅમિનને નેક અમલનો બદલો મળશે અને બુરા કામની માફી થશે પણ કુફ્રની નહૂસતથી કાફિરને બુરા કામોની શિક્ષા મળશે અને તેઓના સર્વ નેક કામ વ્યર્થ જશે. એ બાબતને જ આયતમાં ફરમાવ્યું કે નેક બંદાઓને બહેતરથી બહેતર કામોનો સંપૂર્ણ બદલો તેમજ તે ઉપરાંત પણ (ઘણું) મળશે.

## મુઅ્મિનના નૂરને સમજાવતો સરસમજાનો દાખલો :

અને અમે (તમારી હિદાયત માટે આ સૂરતમાં અથવા કુર્આનમાં રસૂલે કરીમ સલ. દ્વારા) તમારી પાસે ખુલ્લા ખુલ્લા હુકમો (જાહેર સ્પષ્ટ રીતે) મોકલ્યા છે, અને જે લોકો તમારાથી પહેલાં થઈ ચૂક્યા છે તેમની (અથવા તેમના જેવા લોકોની) અમુક કહાણીઓ અને (અલ્લાહથી) ડરનારાઓ માટે બોધપાઠની વાતો (મોકલી છે), અલ્લાહ તઆલા નૂર (હિદાયત-પ્રકાશ) આપનારો છે, આસમાનો(માં રહેનારાઓ)ને અને જમીન(માં રહેનારાઓ)ને (એટલે કે આસમાન અને જમીનમાં જેમને હિદાયત થઈ છે તે સૌને અલ્લાહ તઆલાએ જ હિદાયત આપી છે અને આસમાન અને જમીનથી ભાવાર્થ સમગ્ર વિશ્વ છે. બસ, જે મખ્લૂકો આસમાન અને જમીનથી બહાર છે, તે પણ તેમાં સામેલ છે. જેમકે અર્શને ઉઠાવનારા) તેના (હિદાયતના) નૂરની આશ્ચર્યજનક પરિસ્થિતિ એવી છે, જેમકે (કલ્પના કરો) એક ગોખ હોય છે (અને) તેમાં એક દીવો (મૂક્યો) છે (અને) તે દીવો (પોતે ગોખમાં નથી મૂક્યો બલ્કે) એક ફાનસમાં છે (અને ફાનસ

ગોખમાં મૂકી છે) અને તે ફાનસ એવી (સાફ અને સ્પષ્ટ) છે. જેમકે એક ચમકદાર તારો હોય (અને) તે દીવો અત્યંત લાભદાયી વૃક્ષ(ના તેલ)થી રોશન કરવામાં આવે છે, જે ઝયતૂન(નું વૃક્ષ) છે, જે (કોઈ તરફે) ન તો પૂર્વ દિશાએ છે, અને ન જ (કોઈ તરફે) પશ્ચિમ દિશાએ છે (એટલે ન તો તેને પશ્ચિમમાં કોઈ વૃક્ષ અથવા પહાડની આડશ છે કે દિવસના શરૂઆતમાં તેના ઉપર તડકો પડશે નહીં અને ન જ તેની પશ્ચિમ દિશાએ કોઈ આડશ કે પહાડ છે કે, દિવસના અંત ભાગમાં તેના ઉપર તડકો ન પડે, બલ્કે ખુલ્લા મેદાનમાં છે જ્યાં સમગ્ર દિવસ તડકો રહે છે. આવા વૃક્ષનું તેલ ઘણું સ્વચ્છ, સુગંધિત અને પ્રકાશિત હોય છે અને) તેનું તેલ (એ પ્રમાણે ચોખ્ખું અને સળગનારું છે કે) જો તેને આગ ન પણ અડકે તે છતાં એવું લાગે કે તે પોતે જ સળગી ઉઠશે (અને જ્યારે આગ પણ લાગી ગઈ ત્યારે તો) નૂર ઉપર નૂર છે (એટલે કે એક તો તેમાં પોતે પ્રકાશની ઉચ્ચ કક્ષાની ક્ષમતા હતી, પછી ઉપરથી કર્તા એટલે કે આગની સાથે તે એકઠી થઈ ગઈ અને પછી તેનું એકઠું થવું પણ એ સ્વરૂપની સાથે કે દીવો ફાનસમાં મૂક્યો હોય, તેનાથી અનુભવના આધારે કહી શકાય છે કે, ચમક વધારે હોય છે અને પછી તે એવા ગોખમાં મૂક્યો હોય જે એક તરફથી બંધ હોય. આવી પરિસ્થિતિમાં કિરણો એક સ્થળે સમેટાઈને ઘણો તેજ પ્રકાશ હોય છે અને પછી તેલ પણ ઝયતૂનનું જે સ્વચ્છ પ્રકાશ અને ઓછા ધૂમાડા હોવામાં પ્રખ્યાત છે. એ પ્રકારની તેજ રોશની હશે, જેમકે ઘણા બધા કિરણો એકઠા થઈ ગયા હોય તેને ''નૂરુન અલા નૂર'' કહ્યું. અહીંયાં ઉદાહરણ પુરું થઈ ગયું. બસ, આ જ પ્રમાણે મો'મિનના દિલમાં અલ્લાહ તઆલા જ્યારે હિદાયતનું નૂર નાંખે છે તો દરરોજ તેનું વલણ સત્યના સ્વીકાર માટે વધતું ચાલ્યું જાય છે અને દરેક સમયે હુકમો ઉપર અમલ કરવા માટે તૈયાર રહે છે. બસ, જ્યારે પ્રત્યક્ષ રીતે અમુક હુકમોનું જ્ઞાન પણ ન થયું હોય. કારણ કે જ્ઞાન ક્રમે ક્રમે પ્રાપ્ત થાય છે, જેમકે તે ઝયતૂનના તેલને આગ લાગવાથી પ્રથમથી જ પ્રકાશ માટે તે નિશ્ચિત હતું એ રીતે મો'મિન પણ ઈલ્મ અને હુકમોથી પહેલાં જ તેના ઉપર અમલ કરવા માટે તૈયાર હોય છે અને

જ્યારે તેને જ્ઞાન પ્રાપ્ત થાય છે, તો અમલનું નૂર એટલે કે અમલ કરવાના પાકા ઈરાદાની સાથે ઈલ્મનું નૂર પણ ભળી જાય છે, જેને તે તરત જ દૂર કરી લે છે. બસ, અમલ અને ઈલ્મ ભેગું થઈને "નૂરુન અલા નૂર" બની જાય છે અને એવું નથી થતું કે ઈલ્મના હુકમો પછી તેને કંઈક અડચણ અથવા ખચકાટ થાય કે જો તે મરજી પ્રમાણે હશે, તો સ્વીકાર કરી લેશે નહિતર તેને રદ કરી આપશે. આ જ નૂરની વ્યાખ્યાને બીજી આયતમાં આ રીતે વર્ણન કરી **"અફમન શરહલ્લાહુ સદરહુ લિલ ઈસ્લામિ ફહુવ અલા નૂરિમ્ મિર્રબ્બિહ્"** એટલે કે જે વ્યક્તિની છાતી અલ્લાહે ઈસ્લામ માટે ખોલી દીધી, તે પોતાના રબ તરફથી એક નૂર ઉપર હોય છે અને એક જગ્યાએ ઈરશાદ ફરમાવે છે : **"ફમંય યુરિદિલ્લાહુ અય યહ્દીયહુ યશ્રહ્ સદરહુ લિલ ઈસ્લામિ"** મતલબ કે, હિદાયતના ઈલાહી નૂરનું આ ઉદાહરણ છે અને) અલ્લાહ તઆલા પોતાના (આ હિદાયતના) નૂર સુધી જેને ઈચ્છે છે માર્ગ આપે છે (અને ત્યાં પહોંચાડી આપે છે) અને (હિદાયતનું જે ઉદાહરણ આપવામાં આવ્યું, તે જ રીતે કુર્આનમાં ઘણા બધા ઉદાહરણો વર્ણન કરવામાં આવ્યા છે, તો તેનાથી પણ લોકોની હિદાયત જ ઈચ્છનીય છે. એટલા માટે) અલ્લાહ તઆલા લોકો(ની હિદાયત) માટે (આ) દૃષ્ટાંતો વર્ણન કરે છે (જેથી બૌદ્ધિક વિષયો અનુભવેલ વસ્તુઓની જેમ સમજમાં આવી જાય) અને અલ્લાહ તઆલા દરેક વસ્તુને સારી પેઠે જાણનાર છે (એટલા માટે ઉદાહરણો ફાયદાના હેતુ માટે પૂરતા છે અને જે ઉદાહરણોનો હેતુ સંપૂર્ણ સ્પષ્ટતાનો હોય તેને જ અપનાવે છે. મતલબ એ કે અલ્લાહ તઆલા દૃષ્ટાંતો વર્ણન કરે છે અને તે દૃષ્ટાંતો ખૂબ જ યોગ્ય હોય છે, જેથી ખૂબ હિદાયત થાય. આગળ હિદાયતવાળાઓનું વર્ણન કરે છે કે) તે એવા ઘરોમાં (જઈને ઈબાદત કરે) છે, જેના વિશે અલ્લાહ તઆલાએ હુકમ આપ્યો છે કે તેનો અદબ કરવામાં આવે અને તેમાં અલ્લાહપાકનું નામ લેવામાં આવે. (અત્રે તે ઘરોથી ભાવાર્થ મસ્જિદો છે, અને મસ્જિદોનું સન્માન જાળવવું એ છે કે, તેમાં ગમે તેવી હાલતમાં પ્રવેશ ન કરે અને તેમાં કોઈ નાપાક વસ્તુ પ્રવેશ ન કરવા દેવામાં આવે, ત્યાં શોરબકોર ન કરવામાં

આવે, દુનિયાના કામ અને વાતો કરવા માટે ત્યાં ન બેસે, દુર્ગંધવાળી વસ્તુ ખાઈને ન આવે, વગેરે. મતલબ કે) તે(મસ્જિદો)માં એવા લોકો સવાર અને સાંજ અલ્લાહપાકની પવિત્રતા (નમાઝોમાં) વર્ણન કરે છે, જેમને અલ્લાહપાકની યાદ (એટલે કે હુકમો અદા કરવા)થી (જેના વિશે જે હુકમ થયો હોય છે) અને (ખાસ કરીને) નમાઝ પઢવાથી અને ઝકાત આપવાથી (કે આ ગૌણ હુકમોમાં સૌથી મહત્ત્વનું છે) ન તો ખરીદી ગફલતમાં નાંખવા પામે છે, અને ન જ વેચાણ (અને ફરમાંબરદારી તથા ઈબાદત છતાં તેમની ડરની પરિસ્થિતિની એ હાલત છે કે) તેઓ એવા દિવસ(ની પકડ)થી ડરતા રહે છે, જેમાં ઘણા બધા દિલ અને આંખો ઊલટાઈ જશે (જેમકે આ આયત **"યુઅ્તુન મા આતવ વકૂલુબુહુમ વ જિલતુન અન્નહુમ ઈલા રબ્બિહીમ રાજિઉન"**માં આવ્યું છે. એટલે કે આ લોકો અલ્લાહપાકના માર્ગમાં ખર્ચ કરે છે અને તે છતાં તેમના દિલ કિયામતની પકડથી ડરતા રહે છે, અને તેનો હેતુ નૂરવાળાઓના હિદાયતના લક્ષણો અને અમલોનું વર્ણન કરવું છે, અને આગળ તેમના પરિણામનું વર્ણન છે કે) પરિણામ (તે લોકોનું) એ થશે કે, અલ્લાહ તઆલા તેમને તેમના અમલોનો ઘણો જ સારો બદલો આપશે (એટલે કે જન્નત) અને (બદલા સિવાય) તેમને પોતાની કૃપાથી ઔર પણ વધારે આપશે (બદલો તે જેનો વાયદો વિગતવાર પ્રસ્તુત છે અને વધારે તે જેનો વિગતવાર વાયદો નથી. બસ, ઈશારાથી આ વિષય વર્ણન થયો છે) અને અલ્લાહ તઆલા જેને ઈચ્છે બેહિસાબ (એટલે કે ખૂબ વધારે) આપી દે છે. (બસ તે લોકોને જન્નતમાં એ જ પ્રમાણે બેહિસાબ આપશે.

ઈમામ ગઝાલી (રહ.)એ ફરમાવ્યું : **"અલ ઝાહિરૂ બિનફસિહી વલ મુઝહિરૂ લિગય્રિહી"** એટલે કે, જે ખુદ પોતાની જાતથી જાહેર અને પ્રકાશિત હોય અને અન્ય વસ્તુઓને જાહેર અને પ્રકાશિત કરનાર હોય. તફસીરે મઝહરીમાં છે કે નૂર વાસ્તવમાં તે અવસ્થાનું નામ છે, જેને મનુષ્યની સમજ-શક્તિ પહેલાં ઓળખી લે છે અને પછી તેના દ્વારા તે બધી જ વસ્તુઓને પિછાણે છે, જે આંખથી જોઈ શકાય છે. જેમકે સૂર્ય અને ચંદ્રના

કિરણો તેમની સામે આવતી કોઈ પણ વસ્તુ ઉપર પડીને તે વસ્તુને પ્રકાશિત કરી આપે છે, પછી તેની કિરણો પરાવર્તિત થઈને અન્ય વસ્તુઓને પણ પ્રકાશિત કરે છે. એનાથી જાણ થઈ કે શબ્દ 'નૂર'ને પોતાના શાબ્દિક અર્થ અને પ્રચલિત અર્થના આધારે અલ્લાહ જલ્લ શા'નુહૂની જાત માટે વાપરી નથી શકાતો. કારણ કે અલ્લાહ તઆલા શરીર અને ભૌતિકતાની બધી જ બાબતોથી ઉચ્ચ અને ''વરાઉલ વરા'' છે, એટલા માટે પ્રસ્તુત આયતમાં જે અલ્લાહ તઆલા માટે શબ્દ નૂર વાપરવામાં આવ્યો છે, તેનો અર્થ બધા જ તફસીરના ઈમામોની સર્વસહમતીએ ''મુનવ્વિર'' એટલે કે ''પ્રકાશિત કરનાર''નો છે અથવા પછી અતિશયોક્તિ અલંકારની જેમ પ્રકાશવાળાને પ્રકાશથી ઓળખાવવામાં આવ્યા. જેમકે કૃપા કરનારને કૃપા અને ન્યાય કરનારને ન્યાય કહી દેવામાં આવે છે તથા આયતનો અર્થ તે છે, જે તફસીરના ખુલાસામાં તમે વાંચી ચૂક્યા છો કે અલ્લાહ તઆલા નૂર બખ્શનાર છે આસમાન અને જમીનને અને તેમાં વસનારી બધી મખ્લૂકને; અને ભાવાર્થ તે ''નૂર'' (પ્રકાશ)થી ''હિદાયતનો પ્રકાશ'' છે. ઈબ્ને કષીર (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એની તફસીરમાં નકલ કર્યું છે : **''અલ્લાહુ હાદી અહલી અસ્સમાવાતિ વલ-અર્દ.''** ''અલ્લાહ તઆલા આસમાનો-વાળાઓ અને જમીનવાળાઓનો માર્ગદર્શક છે.''

## નૂરે મોમિન (મોમિનનો પ્રકાશ) :

અલ્લાહ તઆલાનો હિદાયતનો પ્રકાશ જે મો'મિનના દિલમાં આવે છે, આ તેનું એક આશ્ચર્યજનક ઉદાહરણ છે. જેમકે ઈબ્ને જરીરે હઝરત ઉબય ઈબ્ને કઅ્બ (રદિ.)થી તેની તફસીરમાં નકલ કર્યું છે.

એટલે કે આ ઉદાહરણ તે મો'મિનનું છે, જેના દિલમાં અલ્લાહપાકે ઈમાન અને કુર્આનનું હિદાયતનું નૂર નાંખી દીધું છે. આ આયતમાં પ્રથમ તો અલ્લાહપાકે પોતે પોતાના નૂરનું વર્ણન કર્યું : **''અલ્લાહુ નૂરુસ્સમાવાતિ વલ-અર્દ''** પછી મો'મિનના દિલના નૂરનું વર્ણન કર્યું, ''મષલુ નૂરિહી'' અને આ આયતની કિરાઅત પણ હઝરત ઉબય બિન કઅ્બ (રદિ.)ની

**"મષલુ નુરિહી"** ના બદલે **"મષલુ નુરિ મન આમન બિહી"**ની છે તથા સઈદ બિન ઝુબૈર (રદિ.)એ આ જ કિરાઅત અને આયતનો આ જ ભાવાર્થ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કર્યો છે. ઈબ્ને કષીરે આ રિવાયતો નકલ કર્યા પછી લખ્યું છે કે, **"મષલુ નુરિહી"**ના વિશે તફસીરના ઈમામોના બે નિવેદનો છે. એક એ કે, આ ઝમીર અલ્લાહ તઆલા તરફ રાજેઅ્ (ઢળેલી) છે અને આયતનો અર્થ એ છે કે અલ્લાહનું હિદાયતનું નૂર જે મો'મિનના દિલમાં સ્વાભાવિક રીતે મૂકવામાં આવ્યું છે તેનું ઉદાહરણ આવું છે, **"કમિશ્કાતિન..."** આ નિવેદન હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નું છે. બીજું નિવેદન એ છે કે, આ જમીર જ મો'મિન તરફ રાજેઅ્ હોય, જેના ઉપર વાતચીતની શૈલી દલીલ કરી રહી છે એટલા માટે ખુલાસો આ ઉદાહરણનો એ છે કે, મો'મિનનું હૃદય એક ગોખ (તાક)નું ઉદાહરણ છે, તેમાં તેનું દિલ એક ફાનસ સ્વરૂપે છે, તેમાં અત્યંત સ્વચ્છ ઝયતૂનનું તેલ સ્વાભાવિક હિદાયતના પ્રકાશનું ઉદાહરણ છે, જે મો'મિનના સ્વભાવમાં પ્રાકૃતિક રીતે જ મૂકવામાં આવ્યું છે, જેનો ગુણધર્મ આપમેળે જ સત્યનો સ્વીકાર કરવાનો છે. પછી જે રીતે ઝયતૂનનું તેલ આગની જ્યોતથી પ્રકાશિત થઈને બીજાઓને પ્રકાશિત કરવા માંડે છે, એ જ પ્રમાણે સ્વાભાવિક હિદાયતનો પ્રકાશ જે મો'મિનના દિલમાં મૂકવામાં આવ્યો છે, જ્યારે અલ્લાહની વહી અને અલ્લાહના જ્ઞાનની સાથે તેનું મિશ્રણ થઈ જાય છે, તો તે પ્રકાશિત થઈને દુનિયાને પ્રકાશિત કરવા માંડે છે અને સહાબા (રદિ.) તથા તાબિઈન (રહ.)એ જે આ ઉદાહરણને મો'મિનના હૃદય સાથે ખાસ ફરમાવ્યું તે પણ લગભગ એટલા માટે કે આ નૂરનો લાભ માત્ર મો'મિન જ ઉઠાવે છે, નહિતર તે સ્વાભાવિક હિદાયતનું નૂર જે શરૂઆતના સર્જન સમયે મનુષ્યના દિલમાં મૂકવામાં આવે છે, તે મો'મિનની સાથે જ ખાસ નથી. બલ્કે દરેક મનુષ્યની પ્રકૃતિ અને સ્વભાવમાં તે હિદાયતનું નૂર મૂકવામાં આવે છે. તેનો જ એ પ્રભાવ દુનિયામાં દરેક કોમ અને દરેક ખૂણામાં દરેક ધર્મના દરેક માન્યતાના લોકોમાં નજરે જોઈ શકાય છે કે તે અલ્લાહના અસ્તિત્વને અને તેની મહાન શક્તિને સ્વાભાવિકપણે માને છે, તેના શરણે

જાય છે, તેની કલ્પના અને પરિચયમાં ભલે ગમે તેટલી ભૂલો કરતો હોય, પરંતુ અલ્લાહ તઆલાના અસ્તિત્વને દરેક મનુષ્ય સ્વાભાવિક રીતે સ્વીકારે છે. અમુક ભૌતિકવાદીઓ સિવાય કે જેમની માનવપ્રકૃતિ જ નષ્ટ થઈ ગઈ છે કે તેઓ અલ્લાહના અસ્તિત્વના જ ઈન્કારી છે.

ઈમામ બગવી (રહ.)એ એક રિવાયત નકલ કરી છે કે, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કઅ્બ અહ્બાર (રદિ.)ને પૂછ્યું કે, આ આયતની તફસીરમાં તમે શું કહો છો ? **"મષલુ નુરિહી કમિશ્કાતિન..."** કઅ્બ અહબાર જે તવરાત અને ઈન્જીલના મોટા આલિમ મુસલમાન હતા, તેમણે ફરમાવ્યું કે, આ ઉદાહરણ રસૂલે કરીમ (સલ.)ના દિલ મુબારકનું વર્ણન કરવામાં આવ્યું છે. **"મિશ્કાત"** આપ (સલ.)ની છાતી અને **"ઝુજાજહ"** (ફાનસ) આપ (સલ.)નું હૃદય મુબારક અને **"મિસ્બહ"** (ચિરાગ) એ નુબુવ્વત છે અને આ નુબુવ્વતના પ્રકાશની ખાસિયત એ છે કે નુબુવ્વતની જાહેરાત અને એ'લાનથી પહેલાં જ તેમાં લોકો માટે પ્રકાશનો સામાન છે, પછી અલ્લાહની વહી અને તેની જાહેરાત તેમની સાથે મળી જાય છે, તો આ એવો પ્રકાશ હોય છે કે જે સમગ્ર વિશ્વને પ્રકાશિત કરવા માંડે છે. નબીએ કરીમ (સલ.)ની નુબુવ્વતની જાહેરાત અને બઅ્ષત બલ્કે આપ (સલ.)ના જન્મથી પણ પહેલાં જે ઘણી બધી આશ્ચર્યજનક ઘટનાઓ વિશ્વમાં એવી બની, જે રસૂલે કરીમ (સલ.)ની નુબુવ્વતની ખુશખબરી આપનાર હતી. જેને હદીષવેત્તાઓની પરિભાષામાં **"ઈરહાસાત"** કહેવામાં આવે છે. કારણ કે **"મોઅ્જિઝાત"**નો શબ્દ તો તે ઘટનાઓ માટે ખાસ છે, જે નુબુવ્વતના દા'વાના સમર્થન માટે અલ્લાહ તઆલા તરફથી કોઈ પયગમ્બર દ્વારા બતાવવામાં આવે છે અને નુબુવ્વતના દા'વાથી પહેલાં જે આ પ્રકારની ઘટનાઓ દુનિયામાં જાહેર થાય તેને **"ઈરહાસાત"**નું નામ આપવામાં આવે છે. એ જ પ્રમાણે ઘણી બધી આશ્ચર્યજનક ઘટનાઓ સહીહ રિવાયતોથી સાબિત થયેલ છે, જેને શય્ખ જલાલુદ્દીન સિયૂતિએ ''ખસાઈસે કુબરા''માં અને અબૂ નઈમે ''દલાઈલુન્નુબુવ્વહ''માં અને અન્ય ઉલમાએ પણ પોતાની આગવી કિતાબોમાં એકઠી કરી આપી છે.

# (૩૭) કાફિરોના અમલો બેકાર થવાના બે ઉદાહરણો

وَالَّذِيْنَ كَفَرُوْٓا اَعْمَالُهُمْ كَسَرَابٍۭ بِقِيْعَةٍ يَّحْسَبُهُ الظَّمْاٰنُ مَآءً ط حَتّٰٓى اِذَا
جَآءَهٗ لَمْ يَجِدْهُ شَيْـًٔا وَّوَجَدَ اللّٰهَ عِنْدَهٗ فَوَفّٰىهُ حِسَابَهٗ ط وَاللّٰهُ سَرِيْعُ
الْحِسَابِ ﴿۳۹﴾ اَوْ كَظُلُمٰتٍ فِيْ بَحْرٍ لُّجِّيٍّ يَّغْشٰىهُ مَوْجٌ مِّنْ فَوْقِهٖ مَوْجٌ مِّنْ فَوْقِهٖ
سَحَابٌ ط ظُلُمٰتٌۢ بَعْضُهَا فَوْقَ بَعْضٍ ط اِذَآ اَخْرَجَ يَدَهٗ لَمْ يَكَدْ يَرٰىهَا ط وَمَنْ
لَّمْ يَجْعَلِ اللّٰهُ لَهٗ نُوْرًا فَمَا لَهٗ مِنْ نُّوْرٍ ﴿۴۰﴾ (نور:۳۹،۴۰)

અને જે લોકો કાફિર છે તેઓની કરણી એવી છે જાણે ઝાંઝવાંવાળી રેતી કે તરસ્યો તેને (દૂરથી) પાણી ધારે છે એટલે સુધી કે જ્યારે તેની પાસે પહોંચ્યો ત્યારે (જે સમજ્યો હતો) તેને કંઈ પણ ન જોયું અને અલ્લાહ(ના અઝાબ)ને પોતાની પાસે જોયો. ફરી તેણે તે(ની ઉંમર)નો હિસાબ પૂરો ચૂકવી દીધો અને અલ્લાહપાક બહુ જલદી હિસાબ કરી લેનાર છે. (૩૯) અથવા તે (કરણીઓ) એવી છે કે જાણે ઘણા ઊંડા સમુદ્ર માંહેના અંધકારો કે તેને એક ભારે મોજાએ હાંકી લીધો હોય. (વળી) તે (મોજા)ના ઉપર બીજું મોજું (હોય અને) તેના ઉપર વાદળ હોય. (સારાંશ કે) એકના ઉપર એક અંધકારો જ છે. (એવી હાલતમાં) અગર કોઈ પોતાનો હાથ કાઢે (અને તેને જોવા ચાહે) તો તેનું દેખાવું સંભવિત જ નથી અને જેને અલ્લાહ (હિદાયતનો) પ્રકાશ આપે નહિ તેને માટે કયાંય પ્રકાશ નથી. (૪૦) *(નૂર)*

કાફિરો બે પ્રકારના છે : એક તે લોકો જેઓ અલ્લાહ તઆલાના દીનનો ઈનકાર કરી પોતાના ખોટા અકીદહ મુજબ કંઈક સારા કામ પણ કરે છે. જો કે કુફ્રના કારણે અલ્લાહ તઆલાને ત્યાં તે કબૂલ થતાં નથી, છતાં પોતાને સવાબ મળવાની આશા રાખે છે. આ આયતમાં એવાઓની જ મિસાલ બતાવી કે બપોરના વખતે રણમાં ઝાંઝવાની રેતીને પાણી સમજી દોડયા, પણ પાણી મળ્યું નહિ અને આખરે મરી ગયા. તો આખિરતમાં ખુદાઈ દરબારથી તેમને પોતાના ગુનાહોની શિક્ષા મળી. બીજા તે કાફિરો છે કે જે તદન દુનિયામાં ડૂબેલા છે. તેઓની મિસાલ આગલી આયતમાં

ફરમાવી કે તેઓની પાસે તો રેતીનો ચળકાટ પણ નથી, બલ્કે તદન અંધકારોમાં સપડાઈ રહ્યા છે.

હવે અપમાનિત અને ગુમરાહ થયેલ લોકોનું વર્ણન છે, એટલે કે) અને જે લોકો કાફિર (અને માર્ગ ભટકેલા તથા હિદાયતના પ્રકાશથી દૂર) છે, તેમના કર્મો (કાફિરોના બે પ્રકારોને કારણે બે ઉદાહરણોમાં સમાન છે. કારણ કે એક પ્રકાર તો તે કાફિરો છે, જેઓ આખિરત અને કિયામતને માને છે અને પોતાના અમુક કર્મો ઉપર એટલે કે જે તેમના અનુમાન પ્રમાણે નેક કાર્યો અને ભલાઈ છે, તો આખિરતના બદલાની આશા પણ રાખે છે. અને બીજો પ્રકાર તે કાફિરોનો છે, જેઓ કિયામત અને આખિરતના ઈન્કારી છે. પ્રથમ પ્રકારના કાફિરોના અમલો તો) એવા છે, જેમકે એક ઉજ્જડ મેદાનમાં ચળકતી રેતી; કે તરસ્યો (માણસ) તેને (દૂરથી) પાણી ધારે છે (અને તે મૃગજળ તરફ દોડે છે). એટલે સુધી કે જ્યારે તેની પાસે આવ્યો તો (તેણે જે સમજી રાખ્યું હતું) કંઈ પણ ન પામ્યું અને (સખત તરસના કારણે અને પછી ઉપરથી આશા તૂટવાના કારણે ખૂબ શારીરિક અને રૂહાની આઘાત પહોંચ્યો અને તેના કારણે તડપી તડપીને મૃત્યુ પામ્યો, તો એવું કહેવું જોઈએ કે પાણીના બદલે) અલ્લાહના ફેંસલાને એટલે કે મોતને પામ્યો. બસ, અલ્લાહ તઆલાએ તે(ની ઉંમર)નો હિસાબ તેને બરાબર ચૂકવી આપ્યો (અને બેબાકળો કરી દીધો, એટલે કે ઉંમર ખતમ કરી દીધી) અને અલ્લાહ તઆલા (જે વસ્તુની નિશ્ચિત ઘડી આવી જાય છે તેનો) પળવારમાં હિસાબ (અને ફેંસલો) કરી આપે છે (તેને કોઈ બખેડો કરવો પડતો નથી, જેથી કે મોડું થાય અને નિશ્ચિત સમયથી કંઈ પણ મોડું થઈ જાય. ખુલાસો આ ઉદાહરણનો એ થયો કે, જે રીતે તરસ્યો રેતીની જાહેર ચમક એટલે કે મૃગજળને પાણી સમજ્યો, એ જ પ્રમાણે આ કાફિર પોતાના કર્મોને જાહેર સ્વરૂપે સ્વીકૃત અને આખિરતમાં લાભદાયી સમજ્યો અને જેમકે તે પાણી નથી મૃગજળ છે. એ જ પ્રમાણે આ કર્મોની સ્વીકૃતીની શરત એટલે કે ઈમાન ન હોવાના કારણે તે સ્વીકૃત અને લાભદાયી નથી અને જે રીતે મૃગજળ પાછળ દોડીને તે તરસ્યાને હકીકતની જાણ થઈ, એ જ પ્રમાણે આ કાફિરને

આખિરતમાં પહોંચીને હકીકતની જાણ થશે. અને જે રીતે પેલો તરસ્યો પોતાની આશા ઠગારી નીવડવાથી તે જ સમયે અફસોસમાં હલાક થયો, એ જ પ્રમાણે આ કાફિર આખિરતમાં જહન્નમની સજામાં સપડાઈ જશે. એક પ્રકારનું દૃષ્ટાંત તો આ થયું, આગળ બીજા પ્રકારના કાફિરોના કર્મોનું દૃષ્ટાંત છે. એટલે કે) અથવા તે (કર્મો ખાસ કરીને કિયામતના ઈન્કારીઓ ઈન્કાર કરવાના આધારે) એવા છે, જેમકે ખૂબ ઊંડા સમંદરના અંદરના અંધારાઓ (જેનું એક કારણ દરિયાની ઊંડાઈ છે અને પછી એ) કે તે (સમંદરની મૂળ સપાટી)ને એક મોટા મોજાંએ ઢાંકી લીધા હોય (પછી તે મોજું પણ એકલું નથી, બલ્કે) તે(મોજાં)ના ઉપર બીજું મોજું (હોય પછી) તેના ઉપર વાદળ (હોય જેનાથી ત્યાં તારા વગેરેનો પ્રકાશ પણ ન પહોંચતો હોય. મતલબ કે) ઉપર તળે બધે જ અંધારું (જ અંધારું) છે કે જો (આવી હાલતમાં કોઈ વ્યક્તિ દરિયાના તળિયામાં) પોતાનો હાથ કાઢે (અને તેને જોવા ઈચ્છે) તો (જોવું તો દૂરની વાત છે) જોવાની સંભાવના પણ નથી (આ ઉદાહરણનો ખુલાસો એ છે કે, એવા કાફિર જે આખિરત અને કિયામતના અને તેમાં સજા અથવા બદલાના જ ઈન્કારી છે, તેમની પાસે તો કાલ્પનિક પ્રકાશ પણ નથી. જેમકે પ્રથમ પ્રકારના કાફિરોની પાસે એક કાલ્પનિક ભ્રમ ઉપજાવતો પ્રકાશ હતો. કારણ કે તેમણે અમુક નેક કર્મોને પોતાના પરલોકનો સામાન સમજ્યો હતો, પરંતુ તે ઈમાનની શરત ન હોવાના કારણે સાચો પ્રકાશ ન હતો, એક મૃગજળ સમાન પ્રકાશ હતો. આ લોકો જેઓ આખિરતના ઈન્કારી છે, તેમણે પોતાની માન્યતા અને કલ્પનાઓ પ્રમાણે પણ આખિરતનું કોઈ કામ કર્યું જ નથી, કે જેના પ્રકાશની તેમને કલ્પના કે ખ્યાલ હોય. મતલબ કે તેમની પાસે અંધારું જ અંધારું છે, પ્રકાશનો ભ્રમ કે કલ્પના પણ નથી હોઈ શકતી. જેમકે દરિયાના તળિયાનું ઉદાહરણ આપ્યું છે અને હાથ ન દેખાવાનું કદાચ એટલા માટે કહ્યું છે કે, મનુષ્યના શરીરના અવયવોમાં હાથ આંખની સૌથી નજીક છે. પછી તેને જેટલો નજીક કરવા ઈચ્છે નજીક આવી જાય છે. અને જ્યારે હાથ જ ન દેખાતો હોય તો બીજા અવયવોની બાબત દેખીતી છે) અને (આગળ આ કાફિરોનું અંધારાઓમાં હોવાનું કારણ એ વર્ણન કર્યું છે કે)

જેને અલ્લાહ તઆલા જ (હિદાયતનું) નૂર (પ્રકાશ) ન આપે, તેને (ક્યાંયથી પણ) નૂર (મળી શકતું) નથી.

બંને ઉદાહરણો વર્ણન કર્યા પછી ઈરશાદ થયો : **"વમન લમ યજ-અલિલ્લાહુ લહુ નુરન ફમા લહુ મિન નુરિન"** આ વાક્ય કાફિરો વિશે એવું જ છે, જેમકે મો'મિનો વિશે આ ઈરશાદ થયો હતો : **"યહદીયલ્લાહુ લિનુરિહી મંય્યશાઅ"** કાફિરોના માટે આ વાક્યમાં હિદાયતના પ્રકાશથી વંચિતતાનું વર્ણન છે કે તેમણે અલ્લાહપાકના હુકમોથી મોઢું ફેરવીને પોતાના સ્વાભાવગત નૂર-પ્રકાશને પણ નષ્ટ કરી નાંખ્યો અને હવે જ્યારે કે અલ્લાહ પાકના હિદાયતના નૂરથી વંચિત થઈ ગયા તો પ્રકાશ ક્યાંથી આવે ?

આ આયતથી એ પણ જાણ થઈ કે, કોઈ વ્યક્તિમાં માત્ર જ્ઞાન અને બુદ્ધિ ભેગી થવાથી તે બુદ્ધિશાળી અથવા વિદ્વાન નથી થઈ જતો, બલ્કે તે માત્ર અલ્લાહ તઆલાના ઈનામથી થાય છે. એ જ કારણ છે કે ઘણા બધા લોકો જેઓ દુનિયાના કાર્યોમાં બિલ્કુલ નાવાકેફ અને અજ્ઞાન સમજવામાં આવે છે, આખિરતના મામલામાં તેઓ ઘણા જ બુદ્ધિશાળી અને સમજદાર સાબિત થાય છે. એ જ પ્રમાણે તેનાથી વિપરીત ઘણા બધા લોકો જેઓ દુનિયાના કાર્યોમાં મોટા નિષ્ણાત અને કોઠાસૂઝવાળા સંશોધનકર્તા સમજ-વામાં આવે છે, પરંતુ આખિરતના મામલામાં મહામૂર્ખ અને અજ્ઞાન સાબિત થતા હોય છે.

## (૩૮) કુફ્ર-શિર્કની કમઝોરીનો કરોળિયાના ઘર સાથે દાખલો

مَثَلُ الَّذِيْنَ اتَّخَذُوْا مِنْ دُوْنِ اللّٰهِ اَوْلِيَآءَ كَمَثَلِ الْعَنْكَبُوْتِ ۚ اِتَّخَذَتْ
بَيْتًا ؕ وَاِنَّ اَوْهَنَ الْبُيُوْتِ لَبَيْتُ الْعَنْكَبُوْتِ ۘ لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ﴿۴۱﴾ اِنَّ اللّٰهَ
يَعْلَمُ مَا يَدْعُوْنَ مِنْ دُوْنِهٖ مِنْ شَيْءٍ ؕ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿۴۲﴾ وَتِلْكَ
الْاَمْثَالُ نَضْرِبُهَا لِلنَّاسِ ۚ وَمَا يَعْقِلُهَآ اِلَّا الْعٰلِمُوْنَ ﴿۴۳﴾ خَلَقَ اللّٰهُ السَّمٰوٰتِ
وَالْاَرْضَ بِالْحَقِّ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً لِّلْمُؤْمِنِيْنَ ﴿۴۴﴾ (عنکبوت:۴۱-۴۴)

જે લોકોએ અલ્લાહને છોડી દઈ બીજા કાર્યસાધક બનાવ્યા તેઓનું ઉદાહરણ કરોળિયા રૂપે છે કે જેણે એક ઘર (જાળું) બનાવી લીધું અને ખરેખર, નબળામાં નબળું ઘર કરોળિયાનું જ ઘર હોય છે, જો તેઓને સમજ હોત (તો એવું શિર્ક ન કરત). (૪૧) *(સૂરહ અન્કબૂત)*

ઘર તો એટલા માટે હોય છે કે, જાનમાલનું રક્ષણ થાય. કરોળિયાનું જાળું તે કંઈ ઘર છે કે સહેજમાં તૂટી જાય ? પરંતુ કરોળિયો એમ જ ધારે છે કે એથી મારો બચાવ થશે. એ જ પ્રમાણે આ મુશરિકો પોતાના જૂઠા મઅબૂદોને પોતાના તારણહાર સમજે છે, પણ જ્યારે અલ્લાહ તઆલાના તરફથી કોઈ આફત તેઓના ઉપર આવશે ત્યારે કરોળિયાના જાળા મુજબ જૂઠા મઅબૂદો તેઓનો કંઈ બચાવ કરી શકશે નહિ. જો તેઓને આ બાબતની સમજ હોત તો જરૂર શિર્કથી તૌબા કરી ઈમાન સ્વીકારત.

બેશક, અલ્લાહ તે સૌ વસ્તુઓ(ની નિર્બળતા)ને જાણે છે, જેની તેઓ અલ્લાહપાકના સિવાય પૂજા કરે છે અને તે અતિ જોરાવર (અને) મહાન હિકમતવાળો છે. (૪૨)

સંભવિત છે કે કોઈ સાંભળનાર અચરજ પામે કે સૌને એક જ દરજામાં લાવી મૂકયા. કેટલાક લોકો મૂર્તિઓને પૂજે છે, કેટલાક આગને, કેટલાક પાણીને તો કેટલાક અવલિયા-અંબિયાને. વળી, કેટલાક ફરિશ્તાઓને, તેથી જ અલ્લાહપાકે ફરમાવી દીધું કે અલ્લાહ તઆલા સૌને જાણે છે. જો એકને પણ નોખી કુદરત અને અધિકાર હોત તો અલ્લાહ તઆલા સૌને એકદમ ઈન્કાર ન કરત, પરંતુ અલ્લાહ તઆલા જબરદસ્ત હોવાથી તેને કોઈની સહાયતાની જરૂર નથી અને પોતે હિકમતવાળો હોવાથી તેને કોઈની સલાહની પણ જરૂર નથી.

અને આ ઉદાહરણોને અમે લોકોના (સમજાવવા) ખાતર વર્ણન કરીએ છીએ અને એ ઉદાહરણોને માત્ર જ્ઞાની લોકો જ સમજે છે. (૪૩) અલ્લાહ તઆલાએ આકાશો અને પૃથ્વીને યોગ્યતાપૂર્વક જ બનાવ્યા. ખરેખર, એમાં ઈમાનવાળાઓ માટે (તવહીદની) મહાન દલીલ છે. (૪૪)

ઘણી જ હિકમતપૂર્વક સર્જ્યા છે. કંઈ નકામા બનાવ્યા નથી. જ્યારે એવા મહાન કાર્ય તેણે એકલાએ કર્યા અને કોઈને શામિલ કરવાની જરૂર ન પડી તો નજીવા સાધારણ કામોમાં શરીક-સહાયકની શું જરૂર ? એથી જણાયું કે બંદગીના લાયક અલ્લાહ તઆલાના સિવાય કોઈ જ નથી.

## અલ્લાહપાક સિવાય બધા જ મઅ્બૂદોની કમઝોરીનો દાખલો :

જે લોકોએ અલ્લાહપાકના સિવાય અન્ય કાર્યસાધકો બનાવી રાખ્યા છે, તે લોકોનું કરોળિયા જેવું દૃષ્ટાંત છે. જેણે એક ઘર બનાવ્યું અને કોઈ શંકા નથી કે સૌ ઘરોમાં સૌથી નબળું કરોળિયાનું જ ઘર હોય છે (બસ, જેવું આ કરોળિયાએ પોતાના સ્થળે એક પોતાનું શરણ સ્થળ બનાવ્યું છે, પરંતુ વાસ્તવમાં તે શરણ ઘણું જ કમજોર હોવાના કારણે વ્યર્થ છે. એ જ પ્રમાણે આ મુશ્રિક લોકો પણ જૂઠા મઅ્બૂદોને પોતાની સમજમાં પોતાનું શરણ સમજે છે, પરંતુ વાસ્તવમાં તે કંઈ જ શરણ નથી.) જો તે (વાસ્તવિક પરિસ્થિતિને) જાણતા હોત તો આવું ન કરતા હોત (એટલે કે શિર્ક ન કરતા હોત, પરંતુ તેઓ ન જાણે તો શું થયું ?) અલ્લાહ (તો) તે બધી વસ્તુઓ(ની હકીકત અને કમજોરીઓ)ને જાણે છે, જેને જેને તે લોકો અલ્લાહપાકના સિવાય પૂજી રહ્યા છે. (બસ, તે વસ્તુઓ તો અત્યંત કમજોર છે) અને તે (પોતે એટલે કે અલ્લાહ તઆલા) જબરદસ્ત હિકમતવાળો છે. (જેનો ખુલાસો સંપૂર્ણ જ્ઞાન અને સંપૂર્ણ શક્તિવાળો હોવું છે) અને (કારણ કે અમે આ વસ્તુઓની હકીકતને જાણીએ છીએ એટલા માટે) અમે તે (કુર્બાની) ઉદાહરણોને (જેમાંથી એક ઉદાહરણ આ સ્થળે ઉપસ્થિત છે) લોકો(ને સમજાવવા) માટે વર્ણન કરીએ છીએ અને (તે ઉદાહરણોથી તે લોકોની અજ્ઞાનતા જ્ઞાનથી બદલાઈ જવી જોઈતી હતી, પરંતુ) આ ઉદાહરણોને બસ જ્ઞાનીઓ જ સમજે છે (ભલે તે જાતે આલિમ હોય અથવા પરિણામના આધારે એટલે કે જ્ઞાન અને સત્યનો તલબગાર હોય અને આ લોકો જ્ઞાની પણ નથી અને સત્યના તલબગાર પણ નથી. એટલા માટે અજ્ઞાનતામાં સપડાયેલા રહ્યા છે, પરંતુ તેમની અજ્ઞાનતાથી સત્ય સત્ય જ રહેશે, જેને

અલ્લાહ તઆલા જાણે છે અને પોતાના વર્ણનથી જાહેર કરે છે. બસ, ગયરૂલ્લાહનું ઈબાદતના હકદાર ન હોવું સાબિત થઈ ચૂક્યું. આગળ માત્ર અલ્લાહ તઆલા જ ઈબાદતનો હકદાર હોવાની દલીલ છે કે) અલ્લાહે આસમાનો અને જમીનને યોગ્ય રીતે બનાવ્યા છે (એટલા માટે તેઓ પણ સ્વીકાર કરે છે) ઈમાનવાળાઓ માટે તેમાં (તેના ઈબાદતના હકદાર હોવાની) મોટી દલીલ છે.

એ દેખીતું છે કે, સજીવોના જેટલા પ્રકારોના માળાઓ અને ઘરો પ્રચલિત છે, તેમાં આ જાળાના તાર સૌથી વધારે કમજોર છે કે, મામૂલી હવાથી પણ તૂટી શકે છે. આ આયતમાં અલ્લાહ તઆલાને છોડીને અન્યની પૂજા કરનારાઓ અને તેમના ઉપર ભરોસો રાખનારાઓનું દૃષ્ટાંત કરોળિયાના જાળાથી આપવામાં આવ્યું છે કે, જે અત્યંત કમજોર છે. એ જ પ્રમાણે જે લોકો અલ્લાહપાકને છોડીને મૂર્તિઓ અથવા કોઈ મનુષ્ય વગેરે ઉપર ભરોસો કરે છે, તો તેમનો ભરોસો એવો જ છે જેમકે આ કરોળિયો પોતાના જાળાના તાર ઉપર ભરોસો કરે છે.

**"તિલ્કલ્ અમ્થાલુ નદરિબુહા લિન્નાસિ વમા યઅ્કિલુહા ઈલ્લલ આલિમુન."** મુશ્રિકોના મઅ્બૂદોની કમજોરીનું ઉદાહરણ કરોળિયાના જાળાથી આપ્યા પછી વર્ણન કર્યું કે, અમે આવા આવા સ્પષ્ટ દૃષ્ટાંતોથી તવહીદની હકીકતને વર્ણન કરીએ છીએ, પરંતુ આ દૃષ્ટાંતોથી પણ સમજબૂઝ માત્ર દીનના વિદ્વાનો જ પ્રાપ્ત કરે છે, અન્ય લોકો ચિંતન અને મનન કરતા જ નથી કે સત્ય તેમના માટે સ્પષ્ટ થઈ જાય.

## અલ્લાહ તઆલા સમીપ વિદ્વાન કોણ છે ? :

ઈમામ બગવી (રહ.)એ પોતાની સનદ સાથે હઝરત જાબીર (રદી.)થી રિવાયત કરી છે કે, નબીએ કરીમ (સલ.)એ આ આયતની તિલાવત કરીને ફરમાવ્યું કે, આલિમ તે જ વ્યક્તિ છે, જે અલ્લાહ તઆલાના કલામમાં ચિંતન અને મનન કરે અને તેના આજ્ઞાપાલન ઉપર અમલ કરે અને તેને નારાજ કરનાર કાર્યથી બચે.

આથી જાણ થઈ કે, કુર્‌આન અને હદીષના માત્ર શબ્દો સમજી લેવાથી અલ્લાહ સમીપ કોઈ વ્યક્તિ આલિમ નથી બની શકતો, જ્યાં સુધી કુર્‌આનમાં ચિંતન-મનન કરવાની ટેવ ન બનાવે અને જ્યાં સુધી પોતાના કર્મોને કુર્‌આન પ્રમાણે ન બનાવે.

મુસ્નદે અહમદમાં હઝરત અમ્ર બિન આષ (રદી.)થી રિવાયત છે કે, મેં રસૂલે કરીમ (સલ.)થી એક હજાર ઉદાહરણો શીખ્યા છે. ઈબ્ને કષીર (રહ.) તેને નકલ કરીને લખે છે કે, આ હઝરત અમ્ર બિન આષ (રદી.)નું ઘણું મોટું સન્માન છે. કારણ કે અલ્લાહ તઆલાએ આ પ્રસ્તુત આયતમાં તે જ લોકોને આલિમ ઠરાવ્યા છે, જે અલ્લાહ અને રસૂલ (સલ.)ના વર્ણન કરેલ દૃષ્ટાંતોને સમજે.

હઝરત અમ્ર બિન મુર્રહે ફરમાવ્યું કે, જ્યારે હું કુર્‌આનની કોઈ આયત ઉપર પહોંચતો હોઉં છું, જે મારી સમજમાં ન આવે તો મને ઘણો રંજ થાય છે. કારણ કે અલ્લાહ તઆલા ફરમાવે છે : **"તિલ્ક અમ્ષાલુ નદરિબુહા લિન્નાસિ વમા યઅ્કિલુહા ઈલ્લલ આલિમુન."** *(ઈબ્ને કસીર)*

## (૩૯) કુફ્ર અને શિર્ક બરબાદીનું નિમિત્ત બને છે

حُنَفَآءَ لِلّٰهِ غَيْرَ مُشْرِكِيْنَ بِهٖ ۭ وَمَنْ يُّشْرِكْ بِاللّٰهِ فَكَاَنَّمَا خَرَّ مِنَ السَّمَآءِ
فَتَخْطَفُهُ الطَّيْرُ اَوْ تَهْوِيْ بِهِ الرِّيْحُ فِيْ مَكَانٍ سَحِيْقٍ ﴿٣١﴾ (حج:٣١)

એવી રીતે એક જ અલ્લાહ તઆલા તરફ ઝુકીને રહો, તેની સાથે (કોઈને) શરીક ન ઠેરવો, અને જેણે અલ્લાહ તઆલાનો શરીક બનાવ્યો તો (તેનું ઉદાહરણ એવું છે) જાણે તે આકાશથી પડી ગયો. ફરી (મુરદાર ખાનાર) પક્ષીઓએ તેની બોટીઓ તોડી ખાધી અથવા હવાએ તેને બહુ દૂર જગ્યાએ ફેંકી દીધો. (૩૧) *(સૂરહ હજ્જ)*

ચારે બાજુથી હટીને માત્ર એક જ અલ્લાહપાકના થઈને રહો. તમારા સઘળાં કામ, નિય્યતો અન્ય કોઈની શિર્કત વગર સંપૂર્ણ રીતે અલ્લાહપાકના જ માટે થવી જોઈએ.

આ ઉદાહરણમાં શિર્કનો અંજામ બતાવ્યો. સારાંશ કે તવહીદ અતિ ઉચ્ચ મુકામ છે તેને ત્યજી માણસ જ્યારે કોઈ પણ મખ્લૂકની આગળ ઝુકે છે તો પોતે પોતાને ઝલીલ કરી તવહીદના આકાશની ઊંચાઈથી નીચે નાખે છે. જાહેર છે કે એટલે ઊંચેથી પડીને કોઈ જીવી શકતો નથી. હવે કાં તો મનેચ્છાઓ અને વાસનાઓ રૂપી મુરદાર ખાનાર પ્રાણી ચારે બાજુથી તેને ફાડી ખાશે અથવા શયતાન તેને વંટોળિયા માફક ઉડાવી એવી ખીણમાં નાખશે કે તેના હાડકાંનો ચૂરો થઈ જશે.

હઝરત શાહ અબ્દુલ કાદિર (રહ.) લખે છે કે જેની નિય્યત એક જ અલ્લાહ પર છે તે કાયમ છે, પણ જ્યાં નિય્યત ચોતરફ ગઈ તો સૌ તેને પરેશાન કરી માર્ગમાંથી ઊંચકી જશે અથવા સૌનો ઈન્કાર કરી નાસ્તિક બની જશે તો જાણે વંટોળિયાએ તેને દૂર જ ફેંકી દીધો, તો સલામત રહી શકશે નહિ.

## (૪૦) હિદાયત અને ગુમરાહી બરાબર થઈ શકતા નથી

اَفَمَنۡ وَّعَدۡنٰهُ وَعۡدًا حَسَنًا فَهُوَ لَاقِيۡهِ كَمَنۡ مَّتَّعۡنٰهُ مَتَاعَ الۡحَيٰوةِ الدُّنۡيَا ثُمَّ
هُوَ يَوۡمَ الۡقِيٰمَةِ مِنَ الۡمُحۡضَرِيۡنَ ﴿٦١﴾ (قصص:٦١)

એક માણસ કે જેને અમે ભલા વાયદાનું વચન આપ્યું છે પછી તે (વાયદાની વસ્તુ)ને મેળવનાર છે. તો શું તે એવા માણસની બરાબર થઈ શકે છે કે જેને અમે આજીવિકાનો જૂજ લાભ આપ્યો. ફરી તે કિયામતના દિવસે એવા લોકોમાંથી થશે જેઓ પકડાઈને આવશે ? (૬૧)

મુઅમિન અને કાફિર પરિણામની રૂએ સરખા થઈ શકતા નથી. પહેલા માટે કાયમના ઐશ-આરામનો વાયદો છે, તે પૂર્ણ થઈને જ રહેશે અને બીજા માટે થોડી મુદ્દત માટે ઐશ-આરામ છે. પછી પકડ વોરંટ અને સદાની જેલ છે. એક માણસ સ્વપ્નામાં રાજપાટનું સુખ ભોગવતો રહયો. જાગૃત થતાં જ જુએ છે કે, પોલીસ પકડવા વોરંટ અને હાથકડીઓ લઈ ઉભી છે તો તરત પકડીને લઈ ગઈ અને કેસના ચુકાદામાં જેલ થઈ ગઈ. તો શું તેને

સ્વપ્નાનાં રાજપાટનું સુખ યાદ આવશે ?

અને (તે વખતને યાદ કરો) જે દિવસે અલ્લાહપાક તેઓને પુકારીને કહેશે કે મારા તે શરીકો જેઓનો તમે દાવો કરતા હતા તે ક્યાં છે ? (૬૨) જેઓના ઉપર (અઝાબની) વાત સાબિત થઈ ચૂકી. તેઓ કહેશે કે, હે અમારા પરવરદિગાર ! આ તે જ લોકો છે જેઓને અમે ભમાવ્યા હતા. અમે તેઓને (એવા જ) ભમાવ્યા જેવી રીતે કે અમો પોતે ભમી ગયા હતા. અમે તારી સમક્ષ (તેમનાં સંબંધનો) ઈન્કાર કરીએ છીએ. તેઓ અમને પૂજતા ન હતા. (૬૩)

કાફિરોથી સવાલ થતાં શયતાનો પણ ડરીને પોતાના બચાવમાં આ પ્રમાણે બોલી ઉઠશે કે એ લોકોને બહેકાવ્યા ખરા, પણ નેક લોકોનાં નામ લઈને. વળી, કંઈ બળજબરી નથી કરી. અમે કહ્યું અને એમણે સ્વેચ્છાએ માની લીધું તો ઈચ્છાના પૂજારી થયા. ખરી રીતે અમને પૂજતા ન હતા. મતલબ કે પોતે ગુમરાહ થઈ બીજાઓને ગુમરાહ કરવાનું કબૂલ કરશે, પરંતુ પોતાની બંદગી કરવાનો ઈન્કાર કરશે.

## હિદાયત અને ગુમરાહીનો માપદંડ :

ભલા તે વ્યક્તિ જેને અમે એક પસંદ કરેલ વાયદો કરી રાખ્યો છે, પછી તે વ્યક્તિ તે (વાયદાની વસ્તુ)ને પામનારો છે. શું તે એ વ્યક્તિ જેવો થઈ શકે છે, જેને અમે દુન્યવી જિંદગીનો અમુક દિવસ લાભ આપી રાખ્યો છે ? પછી તે કિયામતના દિવસે તે લોકોમાંથી હશે, જેઓને પકડીને લાવવામાં આવશે. (ભાવાર્થ : પ્રથમ વ્યક્તિથી મોમિનો છે, જેમને જન્નતનો વાયદો કરવામાં આવ્યો છે અને બીજા વ્યક્તિથી કાફિર છે, જેઓ અપરાધી બનીને આવશે અને કારણ કે દુનિયાની માલ-દૌલત જ તે લોકોની ભૂલનું કારણ છે. એટલા માટે તેનો ખુલાસો કરી દીધો, નહિતર આ બંનેનું સમાન ન હોવું તો એ કારણે છે કે, તેઓને ગિરફતાર કરીને હાજર કરવામાં આવશે અને મોમિનો જન્નતની નેઅમતોથી માલામાલ થશે.) અને (આગળ આ તફાવતના સ્વરૂપની વિગત એ પ્રમાણે છે કે, તે દિવસ પણ યાદ કરવાપાત્ર

છે) જે દિવસે અલ્લાહપાક તે કાફિરોને (સજા સ્વરૂપે) પોકાર કરીને કહેશે કે, તે મારા ભાગીદારો ક્યાં છે, જેમને તમે (અમારા ભાગીદાર) સમજી રહ્યા હતા. (ભાવાર્થ : તેનાથી શયતાનો છે કે, તેમની તાબેદારીથી સદંતર શિર્ક કરતા હતા એટલા માટે તેમના ભાગીદારોને કહ્યું, તેને સાંભળીને શયતાનો) જેમના ઉપર (લોકોને ગુમરાહ કરવાના કારણથી) અલ્લાહનું ફરમાન (અઝાબના હકદાર થવાથી જેમકે **લઅમ્ લઅન્ન જહન્નમ મિનલ જિન્નતી વન્નાસ**) સાબિત થઈ ચૂક્યું હશે, તેઓ (બહાના સ્વરૂપે) બોલી ઉઠશે કે, હે અમારા પરવરદિગાર ! બેશક, આ તે જ લોકો છે, જેમને અમે બહેકાવ્યા. (આ જવાબની પ્રસ્તાવના છે, આ બાબતનો ખુલાસો એટલા માટે કર્યો કે, જેમની સિફારસની તેમને ઉમ્મીદ છે, તે તેમની વિરૂદ્ધ ગવાહી આપશે અને આગળ જવાબ છે કે, અમે અવશ્ય બહેકાવ્યા, પરંતુ) અમે તેમને એમ જ (બળજબરી કે દબાણ વિના જ) બહેકાવ્યા, જેવી રીતે કે અમે પોતે (બળજબરી વિના કે દબાણ વિના) બહેક્યા હતા. (એટલે કે જે રીતે અમે પોતે પોતાના અધિકારથી ગુમરાહ થયા, કોઈએ અમને મજબૂર નથી કર્યા. એ જ પ્રમાણે અમે તેમના ઉપર બળજબરી કરી મજબૂર કર્યા ન હતા. અમારૂં કામ ફક્ત ભમાવવાનું હતું, પછી તેમણે તે જ માર્ગ અપનાવ્યો અને તેને પોતાના અધિકારથી સ્વીકાર્યો, જેમકે સૂરએ ઈબ્રાહીમમાં **"વમા કાન લિય અલયકુમ મિન સુલ્તાનિન ઈલ્લા અન્ દઅવતુકુમ ફસ્તજબ્તુમ લિ..."** છે. અર્થ એ છે કે, અમે પણ અપરાધી છે, પરંતુ તેઓ પણ અપરાધથી મુક્ત નથી.) અને અમે તારી સમક્ષ તેમનો (આ વિશે) ઈન્કાર કરીએ છીએ (અને) આ લોકો (વાસ્તવમાં માત્ર) અમને (જ) ન પૂજતા હતા (એટલે કે જ્યારે આ પોતાના અધિકારથી બહેક્યા છે, તો તેઓ પોતે પોતાની મનેચ્છાઓના પૂજારી થયા, ન કે માત્ર શયતાનના પૂજારીઓ. આ બધી વાતચીતનો હેતુ એ છે કે, જેના ભરોસે તેઓ બેઠા છે, તે કિયામતના દિવસે તેમનાથી અલગાવ જાહેર કરશે).

મહશરમાં કાફિરો અને મુશ્રિકોને પ્રથમ પ્રશ્ન શિર્ક વિશે થશે કે, જે શયતાનો વગેરેને તમે તમારા ભાગીદાર કહ્યા કરતા હતા અને તેમનું કહ્યું

માનતા હતા, તેઓ આજે ક્યાં છે ? શું તેઓ આજે તમારી કંઈ મદદ કરી શકે છે ? તેના જવાબમાં દેખીતું છે કે, આ મુશ્રિકો એ જવાબ આપશે કે, એમાં અમારો કોઈ વાંક નથી, અમે તો કોઈ શિર્ક કર્યું જ નથી, બલ્કે અમને તો આ શયતાનોએ બહેકાવ્યા હતા. એટલા માટે અલ્લાહ તઆલા પોતે તે શયતાનોના મુખેથી કહેવડાવશે કે, અમે તેમને અવશ્ય ભમાવ્યા હતા, પરંતુ તેમને મજબૂર કર્યા ન હતા. એટલા માટે અપરાધી અમે પણ છે, પરંતુ અપરાધથી તેઓ પણ મુક્ત નથી. કારણ કે જે રીતે અમે તેમને ભમાવ્યા હતા, તેનાથી વિપરીત અંબિયા (અલૈ.) અને તેમના નાયબોએ તેમને માર્ગદર્શન પણ આપ્યું હતું અને દલીલોની સાથે તેમના ઉપર સત્ય સ્પષ્ટ કરી આપ્યું હતું, તેમણે પોતાના અધિકારથી અંબિયા (અલૈ.)ની વાત ન માની અને અમારી વાત માની લીધી તો તેઓ કઈ રીતે મુક્ત હોઈ શકે છે ? એનાથી જાણ થઈ કે, જે વ્યક્તિની સામે સત્યની સ્પષ્ટ દલીલ મૌજૂદ હોય અને તે સત્યનું આમંત્રણ આપનારના બદલે માર્ગ ભટકેલ લોકોની વાત માનીને ગુમરાહીમાં પડી જાય તો તેનું કોઈ બહાનું ભરોસાપાત્ર નથી.

## (૪૧) અલ્લાહપાકના જ્ઞાન અને કુદરતનું ઉદાહરણ

وَلَوْ اَنَّ مَا فِى الْاَرْضِ مِنْ شَجَرَةٍ اَقْلَامٌ وَّالْبَحْرُ يَمُدُّهٗ مِنْۢ بَعْدِهٖ سَبْعَةُ اَبْحُرٍ
مَّا نَفِدَتْ كَلِمٰتُ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ﴿٢٧﴾ (لقمان:٢٧)

અને પૃથ્વીમાં જેટલા ઝાડ છે તે બધા જ અગર કલમ બની જાય અને સમુદ્ર તેની શાહી હોય (અને) તે ઉપરાંત બીજા સાત સમુદ્રો(ની શાહી) હોય તો પણ અલ્લાહપાકની વાતો પૂરી ન થાય. બેશક, અલ્લાહ તઆલા મહા બળવાન (અને) હિકમતવાળો છે. (૨૭) *(સૂરહ લુકમાન)*

અગર આખા જગતના વૃક્ષોને કાપી કલમ બનાવવામાં આવે, હાલના સમુદ્રની શાહી બનાવવામાં આવે ત્યાર પછી એવા બીજા સાત સમુદ્રોનો પણ એ જ ઉપયોગ કરવામાં આવે, પછી ધારો કે જગતના બધા જ લોકો પોતપોતાના ગજા મુજબ લખવા માંડે તો પણ અલ્લાહ તઆલાના કમાલો,

તેની મહત્તા તેમજ જલાલને દર્શાવતી વાતો પૂરી લખી શકે નહિ. લખનારાઓની જિંદગી પૂરી થઈ જાય, કલમો ઘસાઈને તૂટી જાય, શાહી ખૂટી જાય; છતાં અલ્લાહના વખાણ અને તેની ખૂબીઓ લખવાની બાકી જ રહી જાય. કેટલાક યહૂદીઓના નબી (સલ.)થી રૂહ સંબંધી સવાલના જવાબમાં અલ્લાહ તઆલાએ તેઓને અલ્પજ્ઞાની ફરમાવ્યું હતું. જેમકે પંદરમા સીપારામાં આવી ગયું ત્યારે તેઓ કહેવા લાગ્યા કે અમારી કિતાબ તવરાતમાં દરેક પ્રકારનો ઈલ્મ હોવાનું તમે પણ માનો છો, જેથી અમે મહાજ્ઞાની થયા. છતાં અમને અલ્પજ્ઞાની કેમ કહ્યા ? ત્યારે નબી (સલ.)એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાના મુકાબલામાં બધા જ અલ્પજ્ઞાની છે, તે ઉપરથી આ આયત ઉતરી.

## કુદરત - સજીવન :

અને (તેની ખૂબીઓ એટલા મોટા પ્રમાણમાં છે કે) જેટલા વૃક્ષો આખી પૃથ્વી ઉપર છે, જો તે બધા કલમ બની જાય (એટલે કે તેમના લાકડામાંથી કલમ બનાવી લેવામાં આવે અને દેખીતું છે કે, આ રીતે એક એક વૃક્ષમાંથી હજારો કલમ તૈયાર થશે) અને જે મહાસાગરો છે, તે ઉપરાંત સાત મહાસાગરો (શાહીના બદલે) તેમાં બીજા ઉમેરવામાં આવે (અને પછી તે કલમોથી અને આ શાહીથી અલ્લાહપાકની વિશિષ્ટતાઓ લખવાનું શરૂ કરવામાં આવે) તો (બધા કલમ અને શાહી પૂરી થઈ જાય અને) અલ્લાહની વાતો (એટલે કે તે વાક્યો જેનાથી અલ્લાહપાકની વિશિષ્ટતાઓનું વર્ણન થતું હોય તે) પૂર્ણ ન થાય. બેશક, અલ્લાહપાક જબરદસ્ત હિકમતવાળો છે (કે તે કુદરતમાં પણ સંપૂર્ણ છે અને જ્ઞાનમાં પણ અને આ બંને લક્ષણો કારણ કે બધા જ લક્ષણો અને કાર્યો સાથે સબંધ ધરાવે છે. કદાચ એટલા માટે અમુક સામાન્ય બાબતોને ખાસ સ્વરૂપે વર્ણન કરવામાં આવી.

**"વલવ અન્ન મા ફિલ્અર્દિ મિન શજરતિન અકલામ"** આ આયતમાં અલ્લાહ તઆલાએ પોતાની જાણકારી અને પોતાની કુદરતની નિશાનીઓ અને પોતાની નેઅમતોનું એક દૃષ્ટાંત આપ્યું છે કે, તે કદી ન પૂર્ણ થનાર

બાબત છે, ન કોઈ જીભથી તે બધું વર્ણન થઈ શકે છે અને ન જ કોઈ કલમથી બધું લખી શકાય છે. દૃષ્ટાંત એ વર્ણન કર્યું કે, સમગ્ર જમીનમાં જેટલા પણ વૃક્ષો છે, જો તેમની બધાની ડાળીઓની કલમ બનાવી લેવામાં આવે અને તેનાથી લખવા માટે સમંદરને શાહી બનાવી દેવામાં આવે અને આ બધી કલમો હક તઆલા શાનુહૂની જાણકારી અને તેના કુદરતના કરિશ્માઓને લખવાનું શરૂ કરે, તો મહાસાગરો પૂરા થઈ જશે, પરંતુ અલ્લાહપાકનું જ્ઞાન અને તેની કુદરતની વિશિષ્ટતાઓ કદી પૂર્ણ ન થશે અને એક સમંદર નહીં, તેના જેવા બીજા સાત મહાસાગરો પણ સામેલ કરી દેવામાં આવે તો પણ બધા મહાસાગરો પૂરા થઈ જશે, પરંતુ અલ્લાહ તઆલાની વિશેષતાઓનું વર્ણન પૂર્ણ થશે નહીં. **'કલિમાતુલ્લાહ'**થી ભાવાર્થ તેનું જ્ઞાન અને હિકમતની વિશેષતાઓ છે. *(રૂહ અને મઝહરી)* તથા કુદરતની નિશાનીઓ અને અલ્લાહ તઆલાની નેઅમતો પણ તેમાં સામેલ છે અને સાત મહાસાગરોનો અર્થ એ નથી કે, ક્યાંક સાત મહાસાગરો મૌજૂદ છે, બલ્કે ભાવાર્થ એ છે કે એક મહાસાગરની સાથે કલ્પના કરો અને સાત મહાસાગરો મળી જાય તો પણ તે બધાથી **'કલિમાતુલ્લાહ'**ને લખી શકાશે નહીં. અને સાતની સંખ્યા પણ અહીંયાં દૃષ્ટાંત સ્વરૂપે છે, મૂળ હેતુ નથી. અને તેની દલીલ કુર્આન શરીફની બીજી આયત છે : **"કુલ્ લવ કાનલ બહ્રુ મિદાદલ્લિકલિમાતિ રબ્બી લનફિદલ્ બહ્રુ કબ્લ અન્ તન્ફદ કલિમાતુ રબ્બિ વલવ જિઅ્ના બિમિષ્લિહિ મદદા."** એટલે કે જો સમંદરને **'કલિમાતુલ્લાહ'** અલ્લાહ તઆલાની વાતોનું વર્ણન લખવા માટે શાહી બનાવી લેવામાં આવે તો સમંદર પૂરા થઈ જશે, પરંતુ અલ્લાહપાકની વાતો કદી પૂર્ણ ન થશે. આ આયતમાં ઉદાહરણ સ્વરૂપે ફરમાવીને ઈશારો કરવામાં આવ્યો કે, આ ક્રમ દૂર સુધી ચલાવવામાં આવે કે આ મહાસાગર જેવા બીજા મહાસાગરો મળી ગયા પછી તેના જેવો ત્રીજો, ચોથો મતલબ કે મહાસાગરોનું કેટલુંય પ્રમાણ કલ્પી લો, તેની શાહી અલ્લાહપાકની વાતોનો તાગ મેળવી શકતી નથી. તાર્કિક રીતે પણ કારણ દેખીતું છે કે, મહાસાગરો સાત નહીં, પરંતુ સાત હજાર હોય તો પણ અંતે તે મર્યાદિત અને પૂર્ણ થનાર

છે, પરંતુ **'કલિમાતુલ્લાહ'** એટલે કે અલ્લાહ તઆલાની જાણકારી કદી પૂર્ણ ન થનાર અનંત છે. કોઈ અપૂર્ણ વસ્તુથી સંપૂર્ણ વસ્તુનો તાગ કઈ રીતે મેળવી શકાય છે ?

અમુક રિવાયતોમાં છે કે, આ આયત શરીફ યહૂદીઓના અહ્બાર (આલિમો)ના એક સવાલના જવાબ ઉપર નાઝિલ થઈ. કારણ એ હતું કે, કુર્આનની આયત છે : **"વમા ઉતીતુમ મિનલ્ ઈલ્મિ ઈલ્લા કલિલા"** એટલે કે, "તમને આપવામાં નથી આવ્યું, પરંતુ ઘણું થોડું જ્ઞાન." જ્યારે રસૂલે કરીમ (સલ.) મદીના તય્યિબહમાં આવ્યા, તો અમુક યહૂદીઓના અહ્બાર હાજર થયા અને આ આયત વિશે વાંધો ઉઠાવ્યો કે, આપ (સલ.) જે કહે છે કે, તમને થોડું જ્ઞાન આપવામાં આવ્યું છે, તે તમે પોતાની કૌમની હાલત વર્ણન કરી છે અથવા તેમાં તમે અમને પણ સામેલ કરી દીધા છે ? રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, મારો ભાવાર્થ બધા જ છે. એટલે કે અમારી કૌમ પણ અને યહૂદી તથા નસારા પણ. તો જેમણે આ વિરોધ દર્શાવ્યો કે અમને તો અલ્લાહ તઆલાએ તવરાત આપી છે, જેની શા'ન **"તિબ્યાનુલ લિકુલ્લિ શયઈન"** છે. એટલે કે, દરેક વસ્તુનું વર્ણન છે. રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, તે પણ અલ્લાહના જ્ઞાનના મુકાબલામાં થોડું જ છે. પછી તવરાતમાં જેટલું જ્ઞાન છે, તેનું પણ તમને સંપૂર્ણ જ્ઞાન નથી, જરૂર પૂરતું જ છે. એટલા માટે અલ્લાહ તઆલાના ઈલ્મના મુકાબલામાં સમગ્ર આસમાની કિતાબો અને બધા જ અંબિયા (અલૈ.)ના જ્ઞાનને એકઠા કરવામાં આવે તો પણ તે થોડું જ છે. આ જ બાબતના સમર્થન માટે આ આયત નાઝિલ થઈ : **"વલવ અન્ન મા ફિલ અર્દિ મિન શજરતિન અકલામ."** *(ઈબ્ને કષીર)*

## (૪૨) મૃત્યુ પછી ફરી સજીવન કરવાનું સાદુ ઉદાહરણ

مَا خَلْقُكُمْ وَلَا بَعْثُكُمْ اِلَّا كَنَفْسٍ وَّاحِدَةٍ ؕ اِنَّ اللّٰهَ سَمِيْعٌۢ بَصِيْرٌ ۝٢٨

(لقمان:٢٨)

તેની કુદરતની સિફતના કમાલનું એક પાસું આખિરતનું વિશ્વ પણ છે, જેને અણસમજ લોકો મુશ્કેલ સમજી રહ્યા છે, જ્યારે કે તે એવો મહાશક્તિશાળી છે કે) તમને બધાને પેદા કરવું અને પુનઃ સજીવન કરવું એવું જ છે, જેવું કે એક જ જીવનું. બેશક, અલ્લાહપાક સઘળું સાંભળનાર (અને) જોનાર છે. (૨૮)

અલ્લાહ તઆલાના નજીક આખા જગતને ઉત્પન્ન કરવું એક જ માણસને પેદા કરવા સમાન જ છે. એમાં કે તેમાં તેને કંઈ જ અડચણ નથી. કોઈ પણ વસ્તુનો ઈરાદો કરતાં જ તે હસ્તીમાં આવી જાય છે.

જેવી રીતે એક અવાજને સાંભળવું તથા જગતભરના સઘળા અવાજો એકસામટા સાંભળવું અથવા એક વસ્તુને જોવું તથા સઘળી વસ્તુઓને એકી વખતે જોવું તેના નજીક સરખું જ છે. તેવી જ રીતે આખા જગતને જીવન-મરણ આપવું તેની કુદરત આગળ સમાન જ છે, ત્યારે પુનઃ સજીવન કર્યા પછી એક વખતે સૌ આગલા-પાછલાઓની રજેરજ કરણીઓનો હિસાબ લઈ પરવારતાં પણ તેને કંઈ જ મુશ્કેલ નથી, કારણ કે તે સઘળી વાતોને સાંભળે છે અને સઘળી કરણીઓને જુએ છે. કોઈ પણ બાબત ત્યાં છૂપી જ નથી.

તમને સૌને (પ્રથમ વખતે) પેદા કરવું અને (બીજી વખતે) સજીવન કરવું (તેની પાસે) બસ એવું જ છે, જેમકે એક વ્યક્તિનું (પેદા કરવું અને સજીવન કરવું, મતલબ કે અહિંયાં સમજાવવાનો હેતુ સામાન્ય નિશાની છે કે, જે રીતે મૌત પછી સજીવન કરવાનું વર્ણન કર્યું છે, પરંતુ સર્જનના વર્ણનથી દલીલ વધારે મજબૂત થઈ ગઈ છે). બેશક, અલ્લાહ તઆલા સઘળું કંઈ સાંભળે અને બધું જ કંઈ જુએ છે (બસ, જે લોકો દલીલો હોવા છતાં કિયામતનો ઈન્કાર કરી રહ્યા છે અને એ જ હિંમત ઉપર દુષ્ટ અને નિર્લજ્જ કૃત્યો આચરે છે, તે બધાને સાંભળી રહ્યો છે, જોઈ રહ્યો છે, તેની સજા આપશે.



# (૪૩) નમુનો મૌજુદ હોવા છતાં નવસર્જનનો ઈન્કાર ?

اَوَلَمۡ يَرَوۡا اَنَّا نَسُوۡقُ الۡمَآءَ اِلَى الۡاَرۡضِ الۡجُرُزِ فَنُخۡرِجُ بِهٖ زَرۡعًا تَاۡكُلُ مِنۡهُ
اَنۡعَامُهُمۡ وَاَنۡفُسُهُمۡ ؕ اَفَلَا يُبۡصِرُوۡنَ ﴿۲۷﴾ (سجدہ:۲۷)

શું તેઓએ જોયું નથી કે અમે પાણીને સૂકી પડેલી જમીન તરફ પહોંચાડીએ છીએ. ફરી તે વડે અમે ખેતી ઉત્પન્ન કરીએ છીએ, જેમાંથી તેઓનાં પશુઓ તથા તેઓ પોતે પણ ખાય છે. છતાં શું તેઓ જોતા નથી ? (૨૭) અને તેઓ કહે છે કે જો તમે સાચા છો તો આ ફેંસલો કયારે થશે ? (૨૮) આપ ફરમાવી દો કે ફેંસલા (કિયામત)ના દિવસે કાફિરોને તેઓનું ઈમાન લાવવું કંઈ જ લાભ નહિ આપે અને ન તેઓને મોહલત આપવામાં આવશે. (૨૯)

સૂકી જમીન પર વરસાદ પડતાં જ તેમાંથી લીલોતરી ઉગે છે તે જોઈને જ વિચારતા હોય તો જણાય જાય કે એમાં ખુદાઈ કુદરત અને હિકમતની નિશાનીઓ છે. તો એવી જ રીતે કિયામતના દિવસે મુરદાઓને પુનઃ સજીવન કરવું કંઈ મુશ્કેલ નથી, પણ તેઓ આંધળા બની ઉલટા મશ્કરી તરીકે તે દિવસને ઉતાવળથી માંગે છે, પરંતુ તેના આવ્યા પછી તેમનું માનવું નકામું છે. ત્યાં તો ફરી જરા પણ મોહલત નહિ મળે.

માટે આપ એ લોકોનો ખ્યાલ છોડી દો અને (ફેંસલાની) રાહ જોતા રહો. ખરેખર, તેઓ પણ રાહ જોઈ રહ્યા છે. (૩૦)

એમાં હુઝૂર (સલ.)ને ધીરજ આપી કે એ કિયામતના જૂઠાડનારાઓની બેહૂદી વાતો પર કંઈ લક્ષ ન આપો, બલકે તેઓ તમારી બરબાદીની રાહ જૂએ છે, તેમ તમે તેઓની શિક્ષા માટે અલ્લાહના વાયદા મુજબ તે દિવસની રાહ જુઓ. નિયમિત વખતે તે દિવસ સૌની આંખો આગળ આવી જશે.

**કિયામત :**

તેમને જે કિયામત ન આવવાની શંકા છે તો શું તેમણે એ વાત ઉપર

દૃષ્ટિ નથી કરી કે અમે (વાદળો અથવા નહેરો વગેરે દ્વારા) સુક્કી જમીન તરફ પાણી પહોંચાડીએ છીએ, પછી તેના દ્વારા ખેતી પેદા કરીએ છીએ જેનાથી તેમના પશુઓ અને તેઓ પોતે પણ ખાય છે, તો શું (આ વાતને રાત-દિવસ) જોતા નથી ? (આ મૃત્યુ પછી જીવનના સ્પષ્ટ નમૂનાઓ છે, જેમકે ઘણા સ્થળોએ આ બાબતની ચર્ચા પસાર થઈ ચૂકી છે. બસ, બંને શંકાઓ નિર્મૂળ થઈ ગઈ) અને આ લોકો (કયામત અને ફેંસલાનું વર્ણન સાંભળીને ઠઠ્ઠો-મશ્કરી કરવા એવું) કહે છે કે, જો તમે (આ વાતમાં) સાચા છો તો (બતાવો) આ ફેંસલો ક્યારે થશે ? તમે કહી આપો કે (તમે 'અબશ'નો તકાદો કરો છો ? તમારા માટે તો તે સંપૂર્ણ મુસીબતનો દિવસ છે, કારણ કે) તે ફેંસલાના દિવસે કાફિરોને તેમનું ઈમાન લાવવું (બિલ્કુલ) લાભ આપશે નહીં (અને આ જ એક સ્વરૂપ તેમના બચાવનું હતું અને તે સ્વરૂપ જ ઉપસ્થિત નહીં થાય) અને (છૂટકારાનો લાભ તો શું થાય ! બલ્કે) તેમને મહોલત પણ નહીં મળે. બસ, (હે પયગમ્બર સલ. !) તેમની વાતોનો વિચાર ન કરો (જેના વિચારથી ગમ થાય છે) અને તમે (ગુપ્ત ફેંસલાની) રાહ જોતા રહો, તેઓ પણ (પોતાની રીતે આપ સલ.ના નુકસાનની) રાહ જુએ છે. પરંતુ જાણ થઈ જશે, કોની રાહ જોવી વાસ્તવિક્તા આધારિત છે અને કોની નથી, તેના જવાબમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : **"કુલ તરબ્બસુ ફઈન્ની મઅકુમ્ મિનલ મુતરબ્બિસીન."**

## (૪૪) સારા અને નરસાનો ફર્ક દર્શાવતો દાખલો

اَفَمَنۡ زُيِّنَ لَهٗ سُوۡٓءُ عَمَلِهٖ فَرَاٰهُ حَسَنًا ؕ فَاِنَّ اللّٰهَ يُضِلُّ مَنۡ يَّشَآءُ وَيَهۡدِىۡ مَنۡ يَّشَآءُ ۖ فَلَا تَذۡهَبۡ نَفۡسُكَ عَلَيۡهِمۡ حَسَرٰتٍ ؕ اِنَّ اللّٰهَ عَلِيۡمٌۢ بِمَا يَصۡنَعُوۡنَ ۝۸ (فاطر:۸)

એક (કાફિર) માણસ કે જેને તેનું નઠારું કામ ભલું દેખાડવામાં આવ્યું તો તે પેલા કામને ભલું સમજ્યો. કેમ કે અલ્લાહપાક ચાહે તેને ગુમરાહ રાખે છે, અને ચાહે તેને હિદાયત આપે છે. માટે તેઓના વિશે પસ્તાવો કરતાં આપનો પ્રાણ ન નીકળી જાય, અલ્લાહ તઆલાને તેઓના સૌ કામોની

ખબર છે. (૮) *(સૂરહ ફાતિર)*

શયતાને જેની જેની દષ્ટિમાં બુરા કામોને સારા દેખાડયા કે જેથી ભૂંડાને ભલું સમજવા લાગ્યો; શું તે માણસ એવા શખ્સના બરાબર થઈ શકે છે ? જે અલ્લાહની કૃપાથી ભલા–બુરાને ઓળખી, જેવું છે તેવું જ સમજે છે. જ્યારે બન્ને સરખા નથી તો બન્નેનું પરિણામ કયાંથી સરખું આવી શકે ? વળી, એમ ન વિચારો કે કોઈ માણસ દેખીતી રીતે બુરાઈ કે ભલાઈ કેવી રીતે સમજી જશે ? દુષ્ટતાના પાવરની વિશેષતાના કારણે અલ્લાહ તઆલા તેને ભમાવવા ચાહે તો એવી જ રીતે તેની અક્કલ મારી જાય છે અને શુભ પાવરના કારણે અલ્લાહપાક જેને હિદાયત આપવા ચાહે તો તેને અવળા માર્ગે દોરવા કે અવળી વાત સમજાવવાની શકિત પણ કોઈ પણ શયતાનમાં નથી. સારાંશ કે જે કોઈ શયતાનના ભમાવવાથી ભલાને બૂરું, ઝેરને તિરયાક (ઝેર ઉતારનાર દવા) સમજી લે, ત્યાર પછી શું તેના હિદાયત પર આવવાની આશા રાખી શકાય છે ? જ્યારે એવી આશા અશકય છે તેમજ હિદાયત તથા ગુમરાહી અલ્લાહ તઆલાની ઈચ્છા તથા હિકમતને જ આધિન છે, તો પણ એ વિરોધીઓની આટલી ચિંતા શા માટે ? એ કમભાગ્યો પોતાના લાભની વાત કેમ માનતા નથી ? તેના પસ્તાવામાં શું પોતાનો પ્રાણ આપી દેશો ? આપ તેઓના કિસ્સાને પડતા મૂકો. અલ્લાહ તઆલા તેઓનાં સઘળા કામ જાણે છે. પોતે જ તેઓ સાથે જોઈ લેશે, આપ દિલગીર ન થાઓ.

### હક્ક-બાતિલનો ફર્ક :

જે લોકો કાફિર થઈ ગયા (અને તે શયતાનના આમંત્રણ અને અભિમાનમાં ફસાઈ ગયા) તેમના માટે કઠોર અઝાબ છે. અને જે લોકો ઈમાન લાવ્યા અને ભલા કામો કર્યા (અને તેના આમંત્રણ અને છેતરપિંડીમાં ફસાયા નહીં) તેમના માટે (ગુનાહોની) માફી અને (ઈમાન અને નેક અમલો ઉપર) મોટો સવાબ છે. (અને જ્યારે કાફિરનું પરિણામ સખત અને મોમિનોનો અંજામ માફી અને મહાન બદલો છે) તો શું (બંને સમાન થઈ

શકે છે ? એટલે કે) એવો વ્યક્તિ જેને તેના ખરાબ કર્મો સારા કરીને બતાવવામાં આવ્યા પછી તે તેને ભલા સમજવા લાગ્યો અને એવો વ્યક્તિ જે બુરાને બુરૂં સમજે છે, કેવી રીતે બરાબર હોઈ શકે છે ? (પ્રથમ વ્યક્તિથી ભાવાર્થ કાફિર છે, જે શયતાનના બહેકાવવાથી બાતિલને સત્ય અને નુકસાનકર્તા વસ્તુને લાભદાયક વસ્તુ સમજે છે અને બીજા વ્યક્તિથી ભાવાર્થ તે વ્યક્તિ છે, જે અંબિયા (અલૈ.)નું અનુસરણ કરે છે અને શયતાનનો વિરોધી છે. બાતિલને બાતિલ અને સત્યને સત્ય તથા ગુમરાહીને ગુમરાહી અને લાભને લાભ જાણે છે. એટલે કે બંને સમાન કેવી રીતે થઈ શકે છે ! બલ્કે એક જહન્નમી અને બીજો જન્નતી છે. બસ, શયતાનના ધોકામાં આવનારા અને તેને દુશ્મન સમજનારાઓમાં આ તફાવત છે. તેથી અમે કહીએ છીએ : **"લા યગુર્રન્નકુમ"** અને **"ઈન્નશ-શયતાન લકુમ અદુવ્વુન"** અને જો આ બાબત ઉપર આશ્ચર્ય થાય કે તે બુદ્ધિશાળી વ્યક્તિ ખરાબને ભલું કઈ રીતે સમજી લે છે ?) બસ (તેનું કારણ એ છે કે) અલ્લાહ તઆલા જેને ઈચ્છે છે ગુમરાહ રાખે છે (તેની બુદ્ધિ અવળા માર્ગે જાય છે) અને જેને ઈચ્છે છે હિદાયત આપે છે (કે તેની સારું-નરસું પારખવાની શક્તિ સાચી રહે છે, પછી જ્યારે હિદાયત અને ગુમરાહીનો આધાર અલ્લાહ તઆલાની ઈચ્છા છે) તો તેના ઉપર અફસોસ કરીને ક્યાંક તમારા પ્રાણ ચાલ્યા ન જાય ! (એટલે કે કંઈ અફસોસ ન કરો, સબ્ર કરીને બેઠા રહો) અલ્લાહ તઆલાને તેમના કામોની બધી ખબર છે (સમય આવ્યે તેમની સાથે સમજી લેશે).

## (૪૫) મૃત્યુ બાદ સજીવન થવા બાબતે વરસાદના પાણીનો દાખલો

وَاللّٰهُ الَّذِیْۤ اَرْسَلَ الرِّیٰحَ فَتُثِیْرُ سَحَابًا فَسُقْنٰهُ اِلٰی بَلَدٍ مَّیِّتٍ فَاَحْیَیْنَا بِهِ
الْاَرْضَ بَعْدَ مَوْتِهَا ؕ كَذٰلِكَ النُّشُوْرُ ۞ (فاطر:٩)

અને અલ્લાહપાક એવો છે, જે (પ્રથમ) હવાઓ મોકલે છે, ફરી તે (હવાઓ) વાદળોને ઉઠાવે છે, પછી અમે તેને મરેલા (સૂકા) પ્રદેશ તરફ

હાંકી લઈ જઈએ છીએ, પછી અમે તે(ના પાણી) વડે જમીનને તેના મરી (સૂકાઈ) જવા પછી જીવતી કરીએ છીએ, એવી જ રીતે (કિયામતમાં) સજીવન થવાનું છે. (૯)

અલ્લાહ તઆલાના હુકમથી પવન વાદળાને ઘસડી લાવે છે અને સૂકા પ્રદેશમાં જ્યાં ખેતી-લીલોતરી કંઈ જ ન હતું, ચોમેર ધૂળ ઉડતી હતી, વરસાદના પાણીથી તેમાં પ્રાણ આવી જાય છે. એવી જ રીતે સમજો કે અલ્લાહ તઆલા તમને પણ તમારા મરણ પછી પાછા સજીવન કરશે. રિવાયતોમાં છે કે અલ્લાહ તઆલા જ્યારે મુરદાઓને સજીવન કરવા ચાહશે, ત્યારે અર્શની નીચેથી (ખાસ પ્રકારનો) વરસાદ પડશે, તો તેના પડતાં જ મુરદાઓ એવી રીતે સજીવન થઈ ઉઠશે, જેવી રીતે કે ઘાસ-દાણા આ વરસાદથી ઉગી નીકળે છે.

### હશ્ર ઉપર દલીલો :

અને અલ્લાહપાક એવો (સર્વશક્તિમાન) છે, જે (વરસાદ પહેલાં) હવાઓને મોકલે છે, પછી તે (હવાઓ) વાદળોને ઉઠાવે છે, પછી અમે તે વાદળોને સૂક્કા ભૂ-ભાગ તરફ હાંકીને લઈ જઈએ છીએ, (જેનાથી ત્યાં વરસાદ થાય છે) પછી અમે તેના દ્વારા (એટલે કે આ વાદળના પાણી દ્વારા) જમીનને (વનસ્પતિથી) જીવતી કરીએ છીએ (અને જે રીતે જમીનના યોગ્ય છે એ પ્રમાણેની ઝિંદગી અર્પણ કરીએ છીએ). એ જ પ્રમાણે (કિયામતમાં મનુષ્યોનું) જીવી ઉઠવું છે (કે તેમને તેમના યોગ્ય સ્વરૂપનું જીવન અર્પણ થશે, આ સમાનતાનું દૃષ્ટાંત આપવાથી દેખીતું છે કે બંનેમાં એકસરખું લક્ષણ એટલે કે નષ્ટ થઈ જવાનું જોવા મળે છે. રૂહ વિશેનો વિષય તથા સજા અને જઝાની દલીલો તવહીદના સંદર્ભમાં સ્વાભાવિક રીતે આવી ગઈ છે, પછી આ પ્રસ્તુત દલીલ પ્રમાણે એક બીજો વિષય પણ છે તે એ કે, જ્યારે કિયામતમાં સજીવન થવાનું છે, તો ત્યાંના અપમાન અને રુસ્વાઈથી બચવાની ફિકર કરવી જરૂરી છે. મુશ્રિકો પોતે ઘડી કાઢેલા પોતાના પૂજ્યોને શયતાનના ધોકામાં આવીને ઈજ્જત પ્રાપ્ત કરવાનું માધ્યમ

સમજતા હતા, તેઓ કહેતા હતા **"હા-ઉલાઈ શુફઆઉ ના-ઈન્દલ્લાહ"** એટલે કે તેઓ અમારા સિફારશ કરનાર છે દુનિયાના કામોમાં પણ અને કિયામત જો કોઈ વસ્તુ છે, તો તે આખિરતના છૂટકારા માટે પણ અમારા સિફારશી છે. જેમકે અલ્લાહ તઆલા સૂરએ મરયમમાં ઈર્શાદ ફરમાવ્યો છે : **"વત્તખઝુ મિન દુનિલ્લાહી આલિહતલ્લિયકુનુ લહુમ ઈઝ્ઝા"** તેના વિશે અત્રે ઈરશાદ થાય છે) જે વ્યક્તિ (આખિરતમાં) ઈજ્જત પ્રાપ્ત કરવા ઈચ્છે (અને આ ઈચ્છવું એટલા માટે જરૂરી પણ છે કે આખિરતનું આવવું નિશ્ચિત બાબત છે) તો (તેણે અલ્લાહ તઆલા પાસેથી ઈજ્જત પ્રાપ્ત કરવી જોઈએ. કારણ કે) બધી જ ઈજ્જત અલ્લાહ(ની જાત)ને જ (પ્રાપ્ત) છે (અને બીજાના માટે જ્યારે તે પ્રાપ્ત થશે, તો તે અલ્લાહની આપેલી હશે અને આપેલી ઈજ્જત હંમેશા આપનારની ઋણી હોય છે. બસ, તેમાં બધા જ અલ્લાહ તઆલાના મોહતાજ છે અને અલ્લાહ તઆલાથી તેને પ્રાપ્ત કરવાની રીત આ છે કે, શબ્દોથી અથવા કર્મથી તેનું આજ્ઞાપાલન અને અનુસરણ અપનાવે કે અલ્લાહપાક સમીપ આ જ વસ્તુઓ પસંદ કરવામાં આવેલ છે.

## (૪૬) કાફિરોની મુસાબિહત કરવાની મનાઈ

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ لَا تَكُونُوا۟ كَٱلَّذِينَ كَفَرُوا۟ وَقَالُوا۟ لِإِخْوَٰنِهِمْ إِذَا ضَرَبُوا۟
فِى ٱلْأَرْضِ أَوْ كَانُوا۟ غُزًّى لَّوْ كَانُوا۟ عِندَنَا مَا مَاتُوا۟ وَمَا قُتِلُوا۟ لِيَجْعَلَ ٱللَّهُ
ذَٰلِكَ حَسْرَةً فِى قُلُوبِهِمْ ۗ وَٱللَّهُ يُحْىِۦ وَيُمِيتُ ۗ وَٱللَّهُ بِمَا تَعْمَلُونَ بَصِيرٌ ﴿١٥٦﴾
(آل عمران:١٥٦)

હે ઈમાનવાળાઓ ! તમે તે (મુનાફિક) લોકો જેવા ન થશો કે જેઓ કાફિર છે, અને જેઓ પોતાના ભાઈઓ વિશે જ્યારે કે તેઓ પૃથ્વી પર ક્યાંયે મુસાફરી કરે છે અથવા (લડાઈમાં) ગાઝી બને છે (ત્યારે) એમ કહે છે કે જો તેઓ અમારી પાસે રહ્યા હોત (સફર કે જિહાદમાં ગયા ન હોત) તો તેઓને મૃત્યુ ન આવત અને માર્યા ન જાત; (તેઓના દિલોમાં આ વાત) એટલા માટે (આવે છે) કે અલ્લાહ એ વાતને તેઓનાં દિલોમાં અફસોસનું

કારણ બનાવે અને અલ્લાહ જ જિવાડે અને મૃત્યુ આપે છે અને તમે જે કંઈ કરો છો તે સર્વ અલ્લાહપાક નિહાળે છે. (૧૫૬)

એટલે તમે આ કાફિર મુનાફિકો જેવા ખોટા વિચારોને કદી પણ દિલમાં સ્થાન આપશો નહિ કે ઘરમાં બેસી રહેત તો મરત નહિ કે માર્યા જાત નહિ.

મુનાફિકોના મોઢે આ ખેદજનક વાક્યો એટલા માટે જારી કરાવ્યા કે તેઓના પશ્ચાત્તાપ અને દિલગીરીમાં વૃદ્ધિ થતી રહે. વળી, એટલા માટે કે પાકા મુસલમાનો અને મુનાફિકોની સારી રીતે ઓળખાણ થાય.

એટલે જીવાડવું અને મારવું એ કામ તો અલ્લાહ તઆલાનું જ છે. ઘણા માણસોની આખી ઉંમર મુસાફરીમાં જ પસાર થાય છે અને ઘણાય રણસંગ્રામમાં જાય છે, પરંતુ તેઓ ઘરે આવી પથારીમાં મરણ પામે છે અને ઘણા પોતાના ઘરની બહાર કદમ મૂકતા નથી, પણ અલ્લાહપાક કોઈ એવો સબબ પેદા કરી દે છે કે ઘરથી નીકળવા લાચાર બની મરી જાય છે અથવા કોઈના હાથે માર્યા જાય છે. માણસના અટકાવવાથી એ મોત ટળતું નથી કે બદલાતું નથી. હઝરત ખાલિદ બિન વલીદ (રદી.)એ વફાત પામતી વેળા ફરમાવ્યું કે, ''મારા અંગ પર એક વેંત સરખી જગ્યા પણ તલવાર કે બરછીના જખમથી ખાલી નથી; પણ હું આજે એક ઊંટની માફક પથારીવશ થઈ મરી રહ્યો છું.'' અલ્લાહપાક એથી નામર્દોની આંખો ખોલે.

હે ઈમાનવાળાઓ ! તમે તે લોકો જેવા ન થઈ જાઓ, જેઓ (વાસ્તવમાં) કાફિર છે (ભલે દેખીતી રીતે ઈસ્લામનો દાવો કરે છે) અને કહે છે પોતાના (કુટુંબીજનો અને સાથીઓને તથા) ભાઈઓને જ્યારે તે લોકો પૃથ્વી ઉપર કોઈ પ્રદેશમાં (અલ્લાહપાકના રસ્તામાં) મુસાફરી કરે છે (અને ત્યાં અચાનક મૃત્યુ પામે છે) અથવા તે લોકો કોઈ જગ્યાએ ગાઝી (વિજેતા) બને છે (અને તેમાં પોતાની કિસ્મતમાં માર્યા જવાનું લખ્યું હોવાથી માર્યા જાય છે તો આ મુનાફિકો કહે છે) કે, જો આ લોકો અમારી પાસે રહ્યા હોત (મુસાફરીમાં અથવા યુદ્ધમાં ન ગયા હોત) તો ન મર્યા હોત અને ન માર્યા ગયા હોત. (આ વાત તેમના દિલ અને જીભ ઉપર એટલા માટે આવી છે)

જેથી અલ્લાહ તઆલા આ વાતને તેમના દિલો માટે અફસોસનું કારણ બનાવી દે (એટલે કે આવી વાતોનું પરિણામ અફસોસ સિવાય કંઈ જ નથી) અને મારનારો તથા જીવાડનારો તો અલ્લાહ તઆલા જ છે. (ભલે મુસાફરીમાં હોય અથવા સ્થાયી, યુદ્ધમાં હોય કે સલામતીમાં) અને અલ્લાહ તઆલા જે કંઈ તમે કરી રહ્યા છો, તે બધું જ જોઈ રહ્યો છે કે જો તમે પણ આવી વાતો કરશો અથવા આવા વિચારોમાં પડી જશો, તો તે અલ્લાહ તઆલાથી છાનું રહેશે નહીં.

## (૪૭) મુઅ્મિન અને કાફિરની સમજશક્તિનો દાખલો

وَمَا يَسْتَوِى الْاَعْمٰى وَالْبَصِيْرُ ۟ۙ﴿۱۹﴾ وَلَا الظُّلُمٰتُ وَلَا النُّوْرُ ۟ۙ﴿۲۰﴾ وَلَا الظِّلُّ وَلَا
الْحَرُوْرُ ۟ۚ﴿۲۱﴾ وَمَا يَسْتَوِى الْاَحْيَآءُ وَلَا الْاَمْوَاتُ ؕ اِنَّ اللّٰهَ يُسْمِعُ مَنْ يَّشَآءُ ۚ
وَمَآ اَنْتَ بِمُسْمِعٍ مَّنْ فِى الْقُبُوْرِ ﴿۲۲﴾ اِنْ اَنْتَ اِلَّا نَذِيْرٌ ﴿۲۳﴾ (فاطر:۱۹-۲۳)

અને આંધળો તથા દેખતો સરખા નથી, (૧૯) અને ન અંધકાર તથા પ્રકાશ, (૨૦) અને ન (શીતળ) છાયા તથા સખત તાપ (સરખાં છે.) (૨૧) અને સજીવ તથા નિર્જીવ સરખાં નથી. અલ્લાહ તઆલા ચાહે તેને સંભળાવે છે અને આપ કબરોમાં પડેલાઓને સંભળાવી શકનાર નથી. (૨૨) આપ તો માત્ર ડરાવનાર છો. (૨૩) *(સૂરહ ફ઼ાતિર)*

મુઅમિનને અલ્લાહ તઆલાએ દિલની આંખો આપી છે, તેથી તે સત્યના પ્રકાશમાં પંથ કાપી જન્નતના બાગો તથા અલ્લાહની રહમતની છાયામાં પહોંચી જાય છે. તો શું દિલનો આંધળો, ગુમરાહીના અંધકારોમાં અટવાતો, દોઝખની આગ તથા તેની ગરમ લૂ તરફ કૂચ કરતો કાફિર મજકૂર મુઅમિનના બરાબર થઈ શકે છે ? કદી નહિ. કદાચ એવું થાય તો સજીવ અને નિર્જીવ સરખા ઠરશે. ખરેખર, મુઅમિન અને કાફિર વચ્ચે એક બળવાન સજીવ માણસ અને લાશ વચ્ચે જેટલો તફાવત છે, તેથી પણ અધિક તફાવત છે. મૂળ જિંદગી માત્ર ઈમાનથી જ મળે છે. એથી કોરો

માણસ હજાર મુરદાઓ કરતાં પણ વધુ બુરો છે.

સઘળી મખ્લૂક સરખી નહિ હોવાથી કેટલાક લોકો ઈમાનની દૌલત આપવા લાયક નથી. તો જેઓ ઈમાન આપવા લાયક છે તેમને જ હિદાયત મળશે. બીજાઓ માટે આપ ગમે તેટલી અભિલાષા કરો તો તેથી શું થઈ શકે છે ? અત્રે ફરમાવ્યું કે કબરમાં પડેલાં એટલે મરેલાઓને આપ સંભળાવી શકતા નથી, પરંતુ હદીસમાં છે કે મુરદાઓને સલામ અલૈક કહો, તેઓ સાંભળે છે, અને ઘણી જગ્યાએ હુઝૂર (સલ.)એ મુરદાઓને ઉદ્દેશ્યા છે, તો એની હકીકત એ છે કે મુરદાની રૂહ સાંભળે છે અને કબરમાં જે ધડ પડયું છે, તે કંઈ સાંભળતું નથી.

## મુઅમિન-કાફિરનો દાખલો :

અને (તે લોકોથી શું આશા રાખવામાં આવે કે તેમનું જ્ઞાન અને સમજ-શક્તિ મુસલમાનો પ્રમાણે હોય અને મુસલમાનોની જેમ તેઓ પણ સત્યનો સ્વીકાર કરી લે તો સત્યના દીની લાભાલાભમાં આ લોકો પણ ભાગીદાર થઈ જાય. કારણ કે મો'મિનોનું દૃષ્ટાંત સત્ય જોવામાં દૃષ્ટિવાળા વ્યક્તિ જેવું છે અને આ લોકો સત્ય બાબતે આંધળા વ્યક્તિ જેવા છે અને એ જ પ્રમાણે મો'મિન સત્યને સમજ દ્વારા જે રીતે હિદાયત અપનાવે છે, એ જ પ્રમાણે સત્યનું ઉદાહરણ એક પ્રકાશ જેવું છે અને કાફિરો સત્યની સમજ ધરાવતા ન હોવાના કારણે એક અંધારાનું ઉદાહરણ છે. જેમકે અલ્લાહ ફરમાવે છે : وَجَعَلْنَا لَهٗ نُوْرًا يَّمْشِىْ بِهٖ فِى النَّاسِ كَمَنْ مَّثَلُهٗ فِى الظُّلُمٰتِ لَيْسَ بِخَارِجٍ مِّنْهَا અને આ જ પ્રમાણે સત્ય સ્વીકારવાનો લાભ જન્નત વગેરે છે. તેમનું ઉદાહરણ **"ઝિલ્લી બારિદ"** (છાંયડા)નું છે અને જે જહન્નમ વગેરે બાતિલ તરીકા ઉપર ચાલવાથી પરિણામ સ્વરૂપે આવશે તેનું ઉદાહરણ બાળી નાંખનાર તડકા જેવું છે. (અને દેખીતું છે કે) આંધળો અને દૃષ્ટિવાળો સમાન નથી અને ન જ અંધારું અને પ્રકાશ તથા છાંયડો અને તડકો (બસ, ન તો તેમનું અને ન જ મો'મિનોનું જ્ઞાન તથા સમજશક્તિ સમાન હશે અને ન તો તેમનો તરીકો અને ન જ આ તરીકાનો લાભ) અને (મો'મિન અને

કાફિરોમાં જે તફાવત આંધળા અને દેખતાનો વર્ણન કરવામાં આવ્યો છે, તો તેનો હેતુ ઉણપનો નકાર કરવાનો છે, ન કે વધારાનો. કારણ કે તેમાં તફાવત જીવંત અને મૃત જેવો છે. બસ, તેમની સમાનતાના નકાર માટે એવું કહેવું પણ સાચું છે કે) જીવંત અને મૃત સમાન નથી હોઈ શકતા (અને જ્યારે તેઓ મૃત છે, તો મુરદાંઓને જીવીત કરવા તો માત્ર અલ્લાહના કાબૂમાં છે, બંદાના કાબૂમાં નથી. બસ, જો અલ્લાહ જ તેમને હિદાયત આપી દે તો તે બીજી વાત છે. કારણ કે) અલ્લાહ તઆલા જેને ઈચ્છે સંભળાવી આપે છે (નહિતર પોતાના પ્રયત્નથી આ લોકો સત્યનો સ્વીકાર કરશે નહીં. કારણ કે તેમનું દૃષ્ટાંત તો મુરદાઓ જેવું છે) અને તમે તે લોકોને સંભળાવી નથી શકતા, જે કબરોમાં (દફન થઈ ચૂક્યા) છે. (માટે જો તેઓ માને નહીં તો તમે ગમ ન કરો, કારણ કે) તમે તો (કાફિરોના હકમાં) માત્ર ડરાવનારા છે (તમારી જવાબદારી એ નથી કે તે કાફિરો ડરીને માની પણ જાય અને તમારું આ ડરાવવું તમારા તરફથી નથી. જેમકે નુબૂવ્વતના ઈન્કારીઓ કહેતા હતા, બલ્કે અમારા તરફથી છે. કારણ કે) અમે જ તમને સત્ય (દીને હક્ક) આપીને (મુસલમાનોને) ખુશખબરી સંભળાવનાર અને (કાફિરોને) ડર સંભળાવનાર બનાવીને મોકલ્યા છે અને (આ મોકલવું કોઈ અનોખી બાબત નથી. જેમકે કાફિરો કહેતા હતા, બલ્કે) કોઈ એવી ઉમ્મત નથી થઈ, જેમાં કોઈ ડર સંભળાવનાર (એટલે કે પયગમ્બર) ન થયા હોય.

## (૪૮) કુફ્ર બાબતે હઠધર્મી કરવી હિદાયતથી મહરૂમીનું કારણરૂપ

إِنَّا جَعَلْنَا فِي أَعْنَاقِهِمْ أَغْلَالًا فَهِيَ إِلَى الْأَذْقَانِ فَهُمْ مُقْمَحُونَ ۝٨ وَجَعَلْنَا
مِنْ بَيْنِ أَيْدِيهِمْ سَدًّا وَمِنْ خَلْفِهِمْ سَدًّا فَأَغْشَيْنَاهُمْ فَهُمْ لَا يُبْصِرُونَ ۝٩

(يٰس: ٨، ٩)

તેઓ માંહેના ઘણાખરાની ઉપર (અઝાબની) વાત સાબિત થઈ ચૂકી

છે, જેથી તેઓ (કદી) ઈમાન લાવશે નહિ. (૭) *(સૂરહ યાસીન)*

એ અજ્ઞાન બેખબર અરબો પાસે સૈકાઓથી કોઈ ચેતવણી આપનાર સુધારક આવ્યો નથી, તેઓને કુર્આન દ્વારા જાગૃત અને હોશિયાર કરવા એ અતિ કઠિન કામ આપને સોંપવામાં આવ્યું છે. જેઓ અજ્ઞાન હોવા ઉપરાંત ભવિષ્યના પરિણામથી નચિંત, ભલા બુરાનો ભેદ સમજવાની શકિત પણ ધરાવતા ન હોય તેઓને અનેક પ્રકારના અંધકારોમાંથી બહાર કાઢી હિદાયતની સીધી સડક પર પહોંચાડી દેવા કોઈ સાધારણ અને સહેલું કામ નથી. બેશક, આપ ડ્યૂટી બજાવી તેઓને અજ્ઞાનતા તથા ગફલતના બુરા પરિણામથી ખૂબ ડરાવી સફળતાના શિખરે પહોંચાડવાની પૂરતી કોશિશ કરશો કે જેથી એ કૌમ પોતે સફળતાના શિખરે પહોંચતા આખા જગત માટે સફળતાના દ્વાર ખુલ્લા કરી દે. છતાં ઘણાં લોકો એવા પણ મળશે, જેઓ કોઈ પણ બોધની વાત સાંભળશે નહિ. એ જ કારણથી એવા લોકો પર શયતાન પોતાનો પૂરતો કાબૂ જમાવી તેઓની મૂર્ખાઈઓ–શરારતોને તેઓની દષ્ટિમાં ભલી દેખાડે છે. ગંદા દુરાચારોને પણ સારા રૂપમાં જાહેર કરે છે. પરિણામે એવા લોકો આખિરતની જિંદગીનો ઈન્કાર કરી પોતાની ઈચ્છાઓ પૂરી પાડવાને જ જીવનનો અંતિમ હેતુ સમજે છે. એ વખતે શયતાનના પાકા ચેલા બની કાયમના દોઝખી સાબિત થાય છે. નહિ તો અલ્લાહપાક પોતે પ્રથમથી જ જાણે છે કે અમુક કૌમના ફલાણા ઈસમો પોતાની નાલાયકી અને બેપરવાઈને કારણે શયતાનના શિકાર થઈ દોઝખી બનશે તો એવા લોકોના માનવાની આશા થઈ શકતી નથી, જેથી આપ પોતાના કામ દરમિયાન એવા લોકોની વિરુદ્ધતાથી દિલગીર ન થતાં પોતાનું કામ બજાવતા રહો અને પરિણામ અલ્લાહને સોંપી દો.

(તો જાણે) અમે તેઓની ગરદનોમાં તૌક નાખ્યા છે, તો તે હડપચીઓ સુધી (અડી ગયેલા) હોવાથી તેઓના માથાં ઉલરી ગયા છે. (૮)

ઉપર વર્ણિત લોકોની જ આ દશા છે કે આપવડાઈ, વડીલોના અનુકરણ તથા રસમો-રિવાજોના તૌક રૂપી બંધનોએ તેઓના ગળાં દાબી રાખ્યા હતા અને અભિમાનથી ગરદન નીચી થતી ન હતી.

તેમજ અમે એક આડ તેઓની આગળ તથા એક આડ તેઓની પાછળ કરી દીધી, જેથી અમે તેઓને (ચોમેરથી) ઢાંકી દીધા, તો તેઓને કંઈ સૂઝતું નથી. (૯)

નબીની અદાવતે તેઓની અને હિદાયતની વચ્ચે અંતરાયરૂપે દિવાલો ઉભી કરી, જેથી તેઓ લાભ કે નુકસાન, સારું કે નરસું કંઈ જ જોવા કે સમજવા જેવા રબ નથી.

અને (એ સ્થિતિમાં) તેઓને આપનું ડરાવવું કે નહિ ડરાવવું બન્ને સરખું જ છે, તેઓ (કદી પણ) માનશે નહિ. (૧૦)

જો કે તેઓ માટે સમજવું લાભકારક નથી, પરંતુ ઉપદેશક માટે મહાન સવાબ છે.

આપ તો તેને જ ડરાવી શકશો, જે બોધ ગ્રહણ કરે અને અલ્લાહ તઆલાથી (તેને) જોયા વિના જ ડરે તો તેને માફી તથા સારા બદલાની ખુશખબર આપો. (૧૧)

ડરાવવું એવા માણસને જ લાભકારી નીવડે છે, જે બોધ ગ્રહણ કરે અને દિલમાં અલ્લાહપાકનો ડર રાખે. નીડર અને બેપરવા માટે કંઈ જ નથી. આગળ આ વાતનો ઈશારો છે કે, બન્ને પક્ષની સફળતા-નિષ્ફળતા તથા ખરી ઈઝઝત-ઝિલ્લતનો ફેંસલો બીજા જીવનમાં થશે, જેનું પહેલું પગથિયું મરણ છે.

## હઠધર્મી :

તવહીદનું આમંત્રણ કોઈ નવી વસ્તુ નથી. આ તો હંમેશા તેમના બાપ-દાદાઓમાં પણ ચાલુ જ રહ્યું છે. પરંતુ નબી આવવાથી જે પ્રમાણે ચેતવણી મળે છે, માત્રે તેની ખબરો અને અમુક નકલ થયેલા હુકમો પહોંચવાથી જ્યારે કે તે અધૂરી અને બિનભરોસાપાત્ર પણ હોય, આવી ચેતવણી મળતી નથી અને પ્રથમ આપ (સલ.)એ કુરૈશને ડરાવનારા હતા. એટલા માટે આ સ્થળે તેમનું જ વર્ણન કરવામાં આવ્યું છે. પછી સામાન્ય

લોકોને પણ આપ (સલ.)એ ઈસ્લામનું આમંત્રણ આપ્યું. કારણ કે આપ (સલ.)નું આગમન જાહેર અને વ્યાપક છે તથા તમારી રિસાલત સાચી હોવા છતાં તથા કુર્આન સત્ય હોવા છતાં આ લોકો જે નથી માનતા, તમે તેનાથી દિલગીર ન થાઓ. કારણ કે) તેમનામાં ઘણા લોકો ઉપર (તકદીરી) વાત સાબિત થઈ ચૂકી છે (તે વાત એ છે કે, તેઓ હિદાયતના માર્ગ ઉપર આવશે નહીં) બસ, આ લોકો કદાપિ ઈમાન લાવશે નહીં. (આ પરિસ્થિતિ તેમનામાં ઘણા લોકોની હતી અને અમુકના કિસ્મતમાં ઈમાન પણ હતું, તે ઈમાન પણ લઈ આવ્યા અને બાકીના લોકોનું ઉદાહરણ ઈમાનથી દૂર હોવામાં એવું થઈ ગયું જાણે કે) અમે તેમની ગરદનોમાં (ભારે ભારે) તૌક (લોખંડના પટ્ટા) નાંખી દીધા છે. પછી તે હડપચીઓ સુધી (અડેલા) છે, જેનાથી તેમના માથા ઉપરની બાજુએ ઉલળી ગયા (એટલે કે ઉંચાને ઉંચા રહી ગયા, નીચા નથી વળી શકતા. બસ, એ કારણે કે તૌક એટલે કે લોખંડના પટ્ટાઓ એવા છે કે, જે હડપચીઓ સુધી અડેલા હોય અને તેના કારણે તેમની ગરદનો અધ્ધર જ રહે. મતલબ કે તેઓ નીચે નથી જોઈ શકતા. એ જ રીતે તેઓ સીધો માર્ગ જોવાથી પણ વંચિત રહ્યા) અને (વળી તેમની ઈમાનથી દૂરીનું ઉદાહરણ એવું થઈ ગયું કે જાણે) અમે એક આડશ તેમની સામે કરી દીધી અને એક આડશ તેમની પાછળ કરી દીધી. જેનાથી અમે (દરેક બાજુએથી) તેમને (પડદાઓમાં) ઘેરી દીધા. બસ, તેઓ (આ પડદાના કારણે કોઈ વસ્તુને) જોઈ નથી શકતા અને (બંને ઉદાહરણોનો ખુલાસો એ છે કે) તેમને વાસ્તવમાં તમારૂં ડરાવવું અથવા ન ડરાવવું બંને સમાન છે. આ (કોઈ હાલતમાં પણ) ઈમાન લાવશે નહીં (એટલા માટે આપ (સલ.) તેમનાથી આશાવાદી ન બનો અને રાહતનો શ્વાસ લો) બસ તમે તો (એવું ડરાવવું જેના ઉપર લાભ નિશ્ચિત હોય માત્ર) એવા લોકોને ડરાવી શકો છો, જે બોધપાઠ ઉપર ચાલે અને અલ્લાહને વિના જોયે ડરે (કે આ ડર જ સત્યની તલબ છે અને સત્યની તલબથી ડરના કારણે જ ડરે છે) બસ (જે એવો વ્યક્તિ હોય) તમે તેને (ગુનાહોથી) માફી અને (તેના આજ્ઞા-પાલન ઉપર) ઉત્તમ બદલાની ખુશખબરી સંભળાવી આપો (અને તેનાથી

એ બાબત ઉપર પણ દલીલ થઈ ગઈ કે, જેઓ ગુમરાહી અને વિરોધ કરવા તત્પર રહ્યા છે, તેઓ મગફિરત અને સારા બદલાથી વંચિત અને અઝાબના હકદાર છે.

આગળ તેમની પરિસ્થિતિનું એક દૃષ્ટાંત વર્ણન કર્યું છે કે, તેમનું ઉદાહરણ એવું છે કે, જેના ગળામાં એવો તોક (લોખંડનો પટ્ટો) નાંખી દેવામાં આવ્યો હોય કે તેનો ચહેરો અને આંખો ઉપર ઉઠી જાય, નીચે રસ્તા તરફ જોઈ જ ના શકે, તો દેખીતું છે કે, તે પોતાને કોઈ ખાડામાં પડવાથી બચાવી નથી શકતો.

બીજું ઉદાહરણ એ આપ્યું જેમકે કોઈ વ્યક્તિની ચારે બાજુએ દીવાલ ઉભી કરી દેવામાં આવે, તો તે આ ચાર દીવાલોમાં કેદ થઈને રહી જશે અને બહારની વસ્તુઓથી બેખબર થઈ જાય છે. આ કાફિરોની આજુબાજુ પણ તેમની અજ્ઞાનતા અને તેના ઉપર દુશ્મનાવટ અને હઠધર્મીએ ઘેરો ઘાલ્યો છે કે, બહારથી સત્ય વાતો તેમના સુધી જાણે પહોંચતી જ નથી.

ઈમામ રાઝી (રહ.)એ ફરમાવ્યું કે, દૃષ્ટિના અવરોધકોના બે પ્રકારો હોય છે. એક અવરોધ તો એવો હોય છે કે, પોતે પોતાના અસ્તિત્વને પણ ન જોઈ શકે. બીજો એ કે, પોતાની આજુબાજુની પરિસ્થિતિને ન નિહાળી શકે. આ કાફિરો માટે સત્ય જોવાથી બંને પ્રકારના અવરોધકો ઉપસ્થિત હતા. એટલા માટે પ્રથમ ઉદાહરણ પ્રથમ અવરોધકનું છે કે જેમની ગરદનો નીચે વળી જ નથી શકતી અને તેઓ પોતાના અસ્તિત્વને પણ નથી જોઈ શકતા અને બીજું ઉદાહરણ બીજા અવરોધકનું છે કે, તેઓ પોતાની આજુબાજુ પણ જોઈ શકતા નથી. *(રૂહુલ મઆની)*

## (૪૯) ચાંદ અને સૂરજ કુદરતની મહાન નિશાનીઓ

وَالْقَمَرَ قَدَّرْنٰهُ مَنَازِلَ حَتّٰى عَادَ كَالْعُرْجُوْنِ الْقَدِيْمِ ۝٣٩ لَا الشَّمْسُ يَنْۢبَغِيْ
لَهَآ اَنْ تُدْرِكَ الْقَمَرَ وَلَا الَّيْلُ سَابِقُ النَّهَارِ ۭ وَكُلٌّ فِيْ فَلَكٍ يَّسْبَحُوْنَ ۝٤٠

(يٰس: ٣٩، ٤٠)

એક નિશાની તેઓના માટે રાત્રિ પણ છે, જેના ઉપરથી અમે દિવસને ખેંચી લઈએ છીએ, તો એકદમ તેઓ અંધકારમાં રહી જાય છે. (૩૭)

*(સૂરહ યાસીન)*

અસલમાં અંધારું હતું, પાછળથી સૂર્યનો પ્રકાશ હસ્તીમાં આવ્યો. એટલે જાણે અંધકારને દિવસે ઢાંકી લીધો. ફરી દિવસ પૂરો થતાં જાણે પ્રકાશનો પડદો ઉપરથી ખેંચી લેવાથી અંધકાર જ રહ્યો. ફરી સૂર્યથી પ્રકાશ ફેલાયો. એવી જ રીતે સમયસર રાત્રિ–દિવસના ફેરફારમાં આ વાતની દલીલ છે કે અલ્લાહ તઆલા રિસાલતના સૂર્યનો પ્રકાશ ફેલાવશે તેમજ આખરે જગતને ફના કરી ફરીથી સજીવન કરશે.

અને સૂર્ય પણ (એક નિશાની છે) જે પોતાના ઠેકાણા તરફ ચાલતો રહે છે. આ નિયમ સર્વ શકિતમાન સર્વજ્ઞ (અલ્લાહ)નો નિર્માણ કરેલો છે.(૩૮)

સૂર્ય નિર્માણ થયેલી ગતિ મુજબ તેના માર્ગે નિરંતર ચાલ્યા જ કરે છે. તેમાં લેશમાત્ર ફેરફાર થતો નથી. જરા આઘો–પાછો જતો નથી કે થોભતો નથી. દરરોજના તેમજ વાર્ષિક ચક્કરમાં જ્યાં જ્યાં તેને પહોંચવાનું ઠેરવ્યું છે ત્યાં પહોંચે છે અને ખુદાઈ આજ્ઞા મેળવી નવો ચક્કર શરૂ કરે છે. સદા એવું થયા કરશે, પરંતુ કિયામત નજીક આવતાં એક દિવસ તેને હુકમ થશે કે જ્યાંથી આવ્યો ત્યાં જ પાછો જા ત્યારે એક જ દિવસ સૂર્યોદય પશ્ચિમથી થશે. તે પછી કોઈની તૌબા અને ઈમાન કબૂલ થશે નહિ. હદીસોમાં છે કે સૂર્ય અર્શ તળે સિજદો કરે છે. પછી હુકમ મળતાં પૂર્વ તરફથી નીકળે છે તો એનો મતલબ ટૂંકમાં એમ સમજો કે અર્શ સૌ આકાશો ઉપર હોઈ સૌથી મહાન છે. તો દરેક વસ્તુ તેની નીચે જ થઈ, પરંતુ હદીસ શરીફમાં નીચેના શબ્દથી અમુક ખાસ જગ્યા મુરાદ છે, જેને અલ્લાહ તઆલા જાણે છે. ત્યાં પહોંચીને સૂર્ય આગળ વધવા પરવાનગી માગે છે. એ માટે સૂર્યનું થોભવું કંઈ જરૂરી નથી.

અને ચંદ્ર પણ (એક નિશાની છે) જેની અમે મંઝિલો નીમી દીધી છે, એટલે સુધી કે તે ખજૂરીની પુરાની ડાળી જેવો (પાતળો વાંકો થઈ) ફરી

નીકળી આવે છે. (૩૯)

સૂર્યની માફક ચંદ્ર એક જ સ્થિતિમાં રહેતો નથી. તેમાં વધઘટ થાય છે. ચંદ્રની અટ્ઠાવીસ મંઝિલો છે, જેને તે કાયદેસર કાપે છે, જેથી દરેક માસની આખરમાં ચંદ્ર સૂર્યની સાથે થઈ જતાં અદશ્ય થઈ જાય છે. ફરી આગળ વધતાં ઝીણો સરખો દેખાય છે, જે ચાંદરાત કહેવાય છે. પછી દરરોજ વધતા વધતા પૂર્ણ થઈ પાછો ઘટવા લાગે છે. આખરે ખજૂરીની પુરાણી પાતળી ડાળી જેવો રહી જાય છે.

સૂર્યની મજાલ નથી કે ચંદ્રને પકડી પાડે, અને ન રાત દિવસ કરતાં આગળ વધી શકે છે; અને દરેક એકેક જુદા જુદા વર્તુળમાં ફરે છે. (૪૦)

ચંદ્રની ગતિ સૂર્ય કરતાં વધુ હોવાથી સૂર્ય ચંદ્રને પકડી શકતો નથી, બલકે ચંદ્ર પકડી પાડે છે. સૂર્ય દિવસનો છે, ચંદ્ર રાત્રિનો છે. તો પ્રત્યેક દેશમાં અનેક મોસમ માટે રાત્રિ–દિવસનો જે ટાઈમ છે, તેથી એક મિનિટ પણ બન્નેનું આગળ–પાછળ થવું અસંભવિત છે. વળી, બધા ગ્રહો, તારાઓ પોતાના વર્તુળમાં નિયમિત રીતે ફરતા રહે છે, આકાશમાં ટાંકેલા નથી, તો એમાં સંપૂર્ણ દલીલ છે કે આવું મહાન કારખાનું કાયમી વ્યવસ્થાપૂર્વક ચલાવનાર હસ્તી માનવીને ફરી સજીવન કરી શકે છે.

## સૂર્ય-ચંદ્ર :

અમુક આસમાનની અવકાશી બાબતોની નિશાનીઓ દ્વારા દલીલ કરવામાં આવી છે, એટલે કે) એક નિશાની તે લોકો માટે રાત(નો સમય) છે કે (મૂળ અંધારું જ હોવાના કારણે જાણે કે મૂળ રાત્રિ જ હતી અને સૂર્યનો પ્રકાશ નિશ્ચિત સમય સુધી હતો. જાણે કે આ અંધારાને દિવસે છૂપાવી લીધું હતું, જેમકે બકરીના માંસને તેનું ચામડું છુપાવી લે છે. બસ) અમે (આ જ સૂર્યના નિશ્ચિત સમયને દૂર કરીને જાણે) એ (રાત્રિ) ઉપરથી દિવસને ઉતારી લઈએ છીએ. બસ, એકાએક (ફરી રાત્રિ આવી પડે છે અને) તે લોકો અંધારામાં રહી જાય છે અને (એક નિશાની) સૂર્ય (છે કે તે) પોતાના ઠેકાણા તરફ ચાલતો રહે છે (આ સામાન્ય તે મુદ્દાનો પણ ખુલાસો

કરે છે કે, પરિભ્રમણની સાથે સાથે પરિક્રમણની ગતિ પણ હોય છે. એટલે કે દિવસ બદલાવાની સાથે સાથે ઋતુઓ પણ બદલાય છે અને દિવસની ગતિ ચોવીસ કલાકમાં પૂરી કરી સૂર્ય અથમાય જાય છે) અને આ નિર્ધારિત કરેલું છે તે (અલ્લાહ)નું (જે) જબરદસ્ત (એટલે કે સંપૂર્ણ શક્તિ ધરાવનાર અને) સંપૂર્ણ જ્ઞાન ધરાવનાર છે (કે પોતાના જ્ઞાનથી આ વ્યવસ્થાની મસ્લિહત અને હિકમતને જાણે છે અને પોતાની કુદરત દ્વારા આ વ્યવસ્થાને લાગુ પાડે છે) અને (એક નિશાની) ચંદ્ર (છે કે તેની ચાલ) માટે મંઝિલો નક્કી કરી (કે દરરોજ એક મંઝિલ કાપે છે) એટલે સુધી કે (પોતાની અંતિમ મંઝિલોમાં પાતળો થતો થતો) એવો રહી જાય છે, જેમકે ખજૂરની જૂની ડાળી (કે તે પાતળી અને ધારવાળી હોય છે અને શક્ય છે કે, પ્રકાશ ઓછો હોવાના કારણે તેની પીળાશના આધારે પણ આ ઉદાહરણ આપવામાં આવ્યું હોય તથા સૂરજ અને ચંદ્રની ગતિ તથા રાત અને દિવસનું આવવું-જવું એવી નિર્ધારિત વ્યવસ્થા ઉપર રાખવામાં આવ્યું છે કે) ન તો સૂર્યની મજાલ છે કે ચંદ્રને (તેના પ્રકાશ જાહેર થવાના સમયે એટલે કે જ્યારે રાત પ્રકાશિત હોય) જઈને પકડે (એટલે કે સમય પહેલાં ઉગીને તેને અને તેના સમય એટલે કે રાતને હટાવીને દિવસ બનાવી લે. જેમકે ચંદ્ર પણ એ જ રીતે સૂર્યને અને તેના પ્રકાશ જાહેર થવાના સમયને નથી પકડી શકતો કે દિવસને હટાવીને રાત બનાવી દે અને તેમાં ચંદ્રના પ્રકાશને જાહેર કરી દે) અને (એ જ પ્રમાણે) ન જ રાત્રિ દિવસ(નો નિશ્ચિત સમય પૂર્ણ થવા)થી પહેલાં આવી શકે છે (જેમકે દિવસ પણ રાત્રિનો નિશ્ચિત સમય પૂર્ણ થતાં પહેલાં આવી નથી શકતો) અને (ચંદ્ર અને સૂર્ય) બંને એક-એકના વર્તુળમાં (ગણતરીપૂર્વક પોતાની ભ્રમણકક્ષામાં ગતિ કરી રહ્યા છે. જેમકે જાણે) તરી રહ્યા છે (અને તે ગણતરીથી બહાર નથી જઈ શકતા કે રાત-દિવસના હિસાબમાં કોઈ ભૂલચૂક થાય).

وَاٰيَةٌ لَّهُمُ الَّيْلُ نَسْلَخُ مِنْهُ النَّهَارَ એટલે કે, મખ્લૂકોમાં અલ્લાહપાકની કુદરતની નિશાનીઓ વર્ણન કર્યા પછી આસમાની અને અવકાશી મખ્લૂકોનું વર્ણન છે. سَلْخٌ નો શાબ્દિક અર્થ ચામડું ઉતારવાનો થાય છે. કોઈ પશુનું

ઉપરનું ચામડું અથવા બીજી વસ્તુઓ ઉપરથી ગિલાફ ઉતારવામાં આવે તો અંદરની વસ્તુ જાહેર થઈ જાય છે. અલ્લાહ તઆલાએ આ ઉદાહરણમાં ફરમાવ્યું છે કે, આ દુનિયામાં મૂળ અંધારું જ અંધારું છે, પ્રકાશ અસ્થાયી છે, જે તારાઓ અને ગ્રહો-ઉપગ્રહો દ્વારા પૃથ્વી ઉપર છવાય છે. અલ્લાહ તઆલાની આ વૈશ્વિક વ્યવસ્થામાં નિશ્ચિત સમયે આ પ્રકાશ જે દુનિયાના અંધારાઓ ઉપર છવાયેલો હોય છે, તેના પડને ઉપરથી હટાવી લેવામાં આવે છે, તો ફરીવાર અંધારું જ અંધારું રહી જાય છે. તેને જ સામાન્ય પ્રચલિત બોલચાલની ભાષામાં રાત્રિ કહેવામાં આવે છે.

وَالشَّمۡسُ تَجۡرِىۡ لِمُسۡتَقَرٍّ لَّهَا ذٰلِكَ تَقۡدِيۡرُ الۡعَزِيۡزِ الۡعَلِيۡمِ આયતનો ભાવાર્થ એ છે કે, સૂર્ય ચાલતો રહે છે પોતાના નિશ્ચિત માર્ગે. ‘‘મુસ્તકર્ર’’ એ ‘‘થોભવાની જગ્યા’’ને પણ કહેવામાં આવે છે, અને ‘‘આરામ કરવાના સમય’’ને પણ. એટલે કે ‘‘મુસ્તકર્રે ઝમાની’’ પણ હોઈ શકે છે અને ‘‘મકાની’’ પણ તથા શબ્દ ‘‘મુસ્તકર્ર’’ ‘‘મુસાફરીનો અંત’’ થવાના અર્થમાં પણ આવે છે. જો કે તેની સાથે જ કોઈ થોભવા અથવા સ્થગિત થયા વિના çkeS ð¾íkLke{ WMkkVhe þY ÚkE ò Þ Au *(ઈબ્ને કષીરના વર્ણન પ્રમાણે)*

અમુક તફસીરકારોએ તો આ સ્થળે ‘‘મુસ્તકર્ર’’થી ‘‘મુસ્તકર્રે ઝમાની’’ ભાવાર્થ તરીકે લીધું છે. એટલે કે તે સમયે જ્યારે કે સૂર્ય પોતાની નિશ્ચિત ગતિ કરવાનું સમાપ્ત કરશે તે દિવસ કિયામતનો દિવસ છે. આ તફસીર ઉપર આયતનો ભાવાર્થ એ છે કે, સૂર્ય પોતાની ભ્રમણ કક્ષા ઉપર એવો સ્થાપિત અને મજબૂત વ્યવસ્થા સાથે ગતિ કરી રહ્યો છે, જેમાં ક્યારેય એક મિનિટ કે સેકન્ડનો ફરક થતો નથી. હજારો વર્ષોથી આ નિશ્ચિત ભ્રમણકક્ષાની ગતિ ઉપર ભ્રમણ કરી રહ્યો છે, પરંતુ આ સર્વકાંઈ કાયમી નથી. તેનો પણ એક ખાસ નિશ્ચિત ‘‘મુસ્તકર્ર’’ થોભવાનો સમય છે. જ્યાં પહોંચીને આ સૌર-મંડળની વ્યવસ્થા અને તેની ગતિ બંધ અને સમાપ્ત થઈ જશે અને તે કિયામતનો દિવસ છે. આ તફસીર હઝરત કતાદહ (રદીયલ્લાહુ અન્હુ)થી નકલ થઈ છે. *(ઈબ્ને કષીર)*

કુર્આને કરીમની સૂરએ ઝુમરની એક આયતમાં પણ તેનું સમર્થન થાય છે કે, ''મુસ્તકર્ર'' ભાવાર્થ ''મુસ્તકર્રે ઝમાની'' એટલે કે ''કિયામતનો દિવસ'' છે. સૂરએ ઝુમરની આયતમાં (૩૯:૫) આ પ્રમાણે છે :

خَلَقَ السَّمٰوٰتِ وَ الْاَرْضَ بِالْحَقِّ یُكَوِّرُ الَّیْلَ عَلَى النَّهَارِ وَ یُكَوِّرُ النَّهَارَ
عَلَى الَّیْلِ وَ سَخَّرَ الشَّمْسَ وَ الْقَمَرَ كُلٌّ یَّجْرِیْ لِاَجَلٍ مُّسَمًّى

આ આયતમાં લગભગ તે જ વર્ણન છે, જે સૂરએ યા-સીનની પ્રસ્તુત આયતમાં છે કે, પ્રથમ રાત અને દિવસના પરિવર્તનને સામાન્ય દૃષ્ટિ પ્રમાણે એક દૃષ્ટાંત આપી વર્ણન કરવામાં આવ્યું છે કે, અલ્લાહ તઆલા રાતને દિવસ ઉપર ઢાંકી દે છે અને દિવસને રાત ઉપર. જાણે કે રાત અને દિવસને બે ગિલાફો દ્વારા ઓળખાવવામાં આવ્યા છે. રાતનો ગિલાફ દિવસ ઉપર ચઢાવવામાં આવે છે, તો રાત થાય છે અને દિવસનો ગિલાફ રાત ઉપર ચઢાવવામાં આવે છે, તો દિવસ થાય છે. ત્યાર બાદ ફરમાવ્યું કે, સૂર્ય અને ચંદ્ર બંને અલ્લાહ તઆલાએ મનુષ્ય માટે કામે લગાડ્યા છે અને તે અલ્લાહ તઆલાના ફરમાનના તાબે છે. તેમાં દરેકની એક ખાસ નિશ્ચિત સમયસીમા છે અને તે પ્રમાણે તે ગતિ કરી રહ્યા છે. અહીંયાં ''અજલુમ્મુસમ્મા''ના શબ્દો છે, જેનો અર્થ નિશ્ચિત સમયસીમા છે. અને આયતનો ભાવાર્થ એ છે કે, સૂર્ય અને ચંદ્ર બંનેની ગતિઓ કાયમી નથી. એક નિશ્ચિત સમયસીમા એટલે કે કિયામતના દિવસ ઉપર પહોંચીને તે સમાપ્ત થઈ જશે અને કપાઈ જશે. સૂરએ યા-સીનની પ્રસ્તુત આયતથી પણ એ જ જાહેર થાય છે કે, શબ્દ ''મુસ્તકર્ર'' દ્વારા આ જ નિશ્ચિત સમયસીમા એટલે કે ''મુસ્તકર્રે ઝમાની'' ભાવાર્થ સ્વરૂપે છે. એટલે કે આ તફસીરમાં ન તો આયતના ભાવાર્થ અને અર્થમાં કોઈ શંકા છે અને ન જ ખગોળીય નિયમો સાથે કોઈ વિરોધાભાસ.

અમુક તફસીરકાર લોકોએ તેનો ભાવાર્થ ''મુસ્તકર્રે મકાની'' લીધો, જેનો આધાર એક હદીષ ઉપર છે. જે સહીહૈન, બુખારી, મુસ્લિમ વગેરેમાં અનેક સહાબા (રદી.)થી વિવિધ સનદો સાથે નકલ થયેલ છે. હઝરત

અબૂઝર ગિફારી (રદી.)ની રિવાયત છે કે, તેઓ એક દિવસે રસૂલે કરીમ (સલ.) સાથે સૂર્યાસ્તના સમયે મસ્જિદમાં હાજર હતા, આપ (સલ.)એ તેમને સંબોધન કરીને પ્રશ્ન કર્યો : હે અબૂઝર ! તમે જાણો છો કે સૂર્ય ક્યાં આથમે છે ? તેઓ કહે છે કે, મેં વિનંતી કરી કે, અલ્લાહ અને તેના રસૂલ જ વધારે જાણે છે. તેના ઉપર રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, સૂર્ય ચાલતો રહે છે, એટલે સુધી કે તે અર્શની નીચે પહોંચીને સિજ્દહ કરે છે. પછી ફરમાવ્યું કે, આ આયતમાં "મુસ્તકર્ર"નો આ જ ભાવાર્થ છે. وَالشَّمۡسُ تَجۡرِىۡ لِمُسۡتَقَرٍّ لَّهَا

હઝરત અબૂઝર (રદી.)ની રિવાયતમાં આ શબ્દો પણ છે કે, મેં રસૂલે કરીમ (સલ.)થી وَالشَّمۡسُ تَجۡرِىۡ لِمُسۡتَقَرٍّ لَّهَا ની તફસીર પૂછી, તો આપ (સલ.)એ ફરમાવ્યું : "મુસ્તકર્રુહા તહ્તલ્અર્શ" બુખારીએ આ રિવાયતને વિવિધ સ્થળોએ નકલ કરી છે અને ઈબ્ને માજહ ઉપરાંત બધી જ સિહાહની કિતાબોમાં આ રિવાયત મૌજૂદ છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.)થી પણ આ જ વિષયની હદીષ નકલ થયેલ છે. જેમાં અમુક વધારો છે. જેનો ભાવાર્થ એ છે કે, દરરોજ સૂર્ય અર્શ નીચે પહોંચીને સિજ્દહ કરે છે અને નવી મુસાફરીની પરવાનગી માંગે છે. પરવાનગી મેળવીને નવી મુસાફરી શરૂ કરે છે. એટલે સુધી કે એક દિવસ એવો આવશે, જ્યારે તેને નવેસરથી મુસાફરી કરવાની પરવાનગી નહીં મળે, બલ્કે એવો હુકમ આપવામાં આવશે કે જે તરફથી આવ્યો છે, તે તરફ પાછો ચાલ્યો જા. એટલે કે પશ્ચિમ તરફથી જમીનની નીચે ગયો, પછી પશ્ચિમ તરફથી જ પાછો વળીને પશ્ચિમ તરફથી નીકળ. જે દિવસ આવો હશે તે કિયામતના બિલ્કુલ નજીક હોવાની નિશાની હશે અને તે જ સમયે તવબહ કરવાનો અથવા ઈમાન લાવવાનો દરવાજો બંધ કરી દેવામાં આવશે. તે સમયે કોઈ ગુનાહમાં સંડોવાયેલાના ગુનાહથી અને શિર્ક તથા કુફ્રના ગુનાહમાં સંડોવાયેલાની પોતાના કુફ્રની તવબહ કબૂલ થશે નહીં.

કુર્આન શરીફ અને હદીષના પ્રસ્તુત ખુલાસાથી એ વાત સ્પષ્ટ રીતે

સાબિત થઈ કે સૂર્ય અને ચંદ્ર બંને ગતિશીલ છે. એક નિશ્ચિત સમય સુધી ગતિમાં રહેશે. તેનાથી એ નવા દૃષ્ટિકોણનો નકાર થાય છે, જે સૂર્ય ગતિમાં હોવાનું સ્વીકારતો નથી અને અત્યાધુનિક સંશોધનોએ પોતે પણ તેને ખોટું સાબિત કરી દીધું છે. وَالْقَمَرَ قَدَّرْنٰهُ مَنَازِلَ حَتّٰى عَادَ كَالْعُرْجُوْنِ الْقَدِيْمِ માં શબ્દ "ઉર્જુન" ખજૂરના ઝાડની ડાળીને કહેવામાં આવે છે, જે વળીને કમાન જેવી થઈ જાય છે.

## ચંદ્રની કળાઓ (મંઝિલો) :

શબ્દ "મનાઝિલ" એ "મંઝિલ"નું બહુવચન છે. ઉતરવાના સ્થળને મંઝિલ કહેવામાં આવે છે. અલ્લાહ તઆલાએ સૂર્ય અને ચંદ્ર બંનેની ગતિ માટે ખાસ હદો નિશ્ચિત કરી છે, જેમાંથી દરેકને મંઝિલ (કક્ષા) કહેવામાં આવે છે. ચંદ્ર કારણ કે પોતાની કળાઓ એક મહિનામાં પૂરી કરે છે એટલા માટે તેની મંઝિલો ૩૦ અથવા ૨૯ હોય છે, કારણ કે દરેક મહિનામાં ચંદ્ર ઓછામાં ઓછો એક દિવસ (અમાસના દિવસે) ગાયબ રહે છે, એટલા માટે તેની મંઝિલો ૨૮ કહેવામાં આવે છે. ખગોળવિદો અથવા અવકાશ-શાસ્ત્રએ આ મંઝિલોના ખાસ ખાસ નામો તેના તારાઓના સંદર્ભમાં રાખ્યા છે, જે આ મંઝિલોની આસપાસ જોવા મળે છે. ઈસ્લામ પહેલાંના અજ્ઞાનતા-કાળમાં અરબોમાં પણ આ જ નામોથી મંઝિલો નિશ્ચિત કરવામાં આવતી હતી. કુર્આને કરીમ આ પારિભાષિક નામોથી ઉપરવટ છે તેનો ભાવાર્થ માત્ર તે અંતર છે, જેને ચંદ્ર ખાસ ખાસ દિવસોમાં પૂરૂં કરે છે.

સૂરએ યૂનુસમાં તેની વિગત આવી ચૂકી છે, જે 'મઆરિફુલ કુર્આન'ની સૂરએ યૂનુસની તફસીરમાં આવી ચૂકી છે, તેને જોઈ લેવામાં આવે. સૂરએ યૂનુસની આયતમાં સૂર્ય અને ચંદ્ર બંનેની મંઝિલોનું વર્ણન છે. جَعَلَ الشَّمْسَ ضِيَآءً وَّالْقَمَرَ نُوْرًا وَّقَدَّرَهٗ مَنَازِلَ.... (૧૦:૫) ફરક એટલો છે કે, ચંદ્રની મંઝિલો નજરે જોયેલી સાબિતી સાથે ઓળખી શકાય છે, જ્યારે સૂર્યની મંઝિલો ખગોળીય હિસાબો દ્વારા; حَتّٰى عَادَ كَالْعُرْجُوْنِ الْقَدِيْمِ માં ચંદ્રનું સ્વરૂપ મહિનાના અંતનું બતાવવામાં આવ્યું છે, જ્યારે તે સંપૂર્ણ પૂનમ પછી ઘટતો

ઘટતો એક પાતળી કમાન સ્વરૂપે દેખાય છે. અરબોના માહોલના સંદર્ભમાં તેનું ઉદાહરણ ખજૂરની સૂકી ડાળીનું આપવામાં આવ્યું છે, જે ચંદ્ર જેવી દેખાય છે.

وَكُلٌّ فِيْ فَلَكٍ يَّسْبَحُوْنَ એટલે કે સૂર્ય અને ચંદ્ર બંને પોતપોતાની ભ્રમણ-કક્ષામાં તરતા રહે છે. ''ફલક''નો શાબ્દિક અર્થ આસમાન નથી, બલ્કે તે વર્તુળ (કક્ષા) છે. જેમાં કોઈ ગ્રહ કે તારો ગતિ કરે છે. આ આયત સૂરએ અંબિયામાં પણ પસાર થઈ ચૂકી છે, જેમાં આ બતાવવામાં આવ્યું છે. આ આયતથી જાણ થઈ કે ચંદ્ર કોઈ આસમાનની અંદર ઉપસ્થિત નથી, જેમકે ટૉલેમીના ખગોળીય સિદ્ધાંતોમાં છે, બલ્કે તે આસમાનની નીચે એક ખાસ નિશ્ચિત કક્ષામાં ગતિ કરે છે અને વર્તમાન સમયના નવા સંશોધનો તથા ચંદ્ર સુધી મનુષ્યની પહોંચે આ સિદ્ધાંતોને બિલ્કુલ નિશ્ચિત જેવા બનાવી દીધા છે.

## (૫૦) લોકોને સમજાવવા માટે વિવિધ દાખલાઓ રજૂ કરવા

وَلَقَدْ ضَرَبْنَا لِلنَّاسِ فِيْ هٰذَا الْقُرْاٰنِ مِنْ كُلِّ مَثَلٍ لَّعَلَّهُمْ يَتَذَكَّرُوْنَ ﴿٢٧﴾
قُرْاٰنًا عَرَبِيًّا غَيْرَ ذِيْ عِوَجٍ لَّعَلَّهُمْ يَتَّقُوْنَ ﴿٢٨﴾ (زمر:٢٧،٢٨)

અને ખરેખર, અમે આ કુર્આન શરીફમાં લોકો(ની સમજૂતી) માટે દરેક પ્રકારના (જરૂરી) દષ્ટાંતો આપ્યાં કે જેથી લોકો બોધ ગ્રહણ કરે. (૨૭) અરબી ભાષાનું કુર્આન (ઉતાર્યું) જેમાં કંઇ વાંકચૂક (ખામી) નથી કે કદાચને તેઓ અલ્લાહ તઆલાથી ડરતા રહે. (૨૮) *(સૂરહ ઝુમર)*

તેઓનું નહિ સમજવું પોતાની ગફલત અને મૂર્ખાઇ જ છે. કુર્આને તો સમજાવવામાં કસર રાખી નથી. દરેક વખતે દાખલા–દલીલો સાથે સમજાવે છે કે જેથી લોકો તેમાં વિચાર કરી પોતાની આખિરત સુધારે. કુર્આન એક સ્પષ્ટ અરબી ભાષાની કિતાબ છે. પ્રથમ જે લોકો પાસે આવ્યું તેઓની માતૃભાષા પણ અરબી જ હતી. એમાં કંઇ આડી અવળી વાતો નથી. સરળ

અને સ્પષ્ટ વાતો છે, જેને સદ્બુદ્ધિ માન્ય રાખે છે. એમાં કોઇ ખામી નથી. અસંભવિત વાતોને માનવા કે અશકય કામો કરવાનું ફરમાન કરતો નથી. સારાંશ કે એનો હેતુ એ જ છે કે લોકો સહેલાઈપૂર્વક એનાથી લાભ લે. અકીદહ તથા અમલમાં ભૂલો કરવાથી બચી જઈ સ્પષ્ટ નસીહતો સાંભળી અલ્લાહ તઆલાથી ડરતા રહે.

### કુર્આની દાખલાઓનું કારણ :

અમે લોકો(ની હિદાયત)ના માટે આ કુર્આનમાં દરેક પ્રકારના (જરૂરી) ઉમદા વિષયો વર્ણન કર્યા છે, જેથી આ લોકો બોધપાઠ ગ્રહણ કરે. જેનું સ્વરૂપ એ છે કે, તે અરબી કુર્આન છે. જેમાં જરા પણ વાંકચૂક નથી (અને આ વિષયો એટલા માટે લાવવામાં આવ્યા) જેથી આ લોકો (તે સત્ય અને સ્પષ્ટ વિષયોને સાંભળીને) ડરે. (જાણ થઈ કે કુર્આને પાકને ''કિતાબુલ હિદાયા''-હિદાયતની કિતાબ હોવામાં જે લક્ષણો જરૂરી હતા, તે બધા તેમાં એકઠા છે કે તેના વિષયો પણ બધા સત્ય, સ્પષ્ટ અને સાફ-સાફ છે અને ભાષા પણ અરબી છે. જેને ઉપસ્થિત શ્રોતા પ્રત્યક્ષ રીતે પણ સમજી શકે છે. પછી તેમના માધ્યમથી બીજાઓએ પણ સમજી લેવું સરળ બની શકે છે. મતલબ કે આ હિદાયતની કિતાબમાં તો કોઈ ઉણપ નથી, કોઈનામાં કબૂલ કરવાની ક્ષમતા અને સલાહિયત જ ન હોય તો શું કરી શકાય ?!

## (૫૧) ફક્ત એક અલ્લાહપાકને માનનાર અને વિવિધ ખુદાઓને માનનારાઓનું ઉદાહરણ

ضَرَبَ اللّٰهُ مَثَلًا رَّجُلًا فِيْهِ شُرَكَآءُ مُتَشٰكِسُوْنَ وَرَجُلًا سَلَمًا لِّرَجُلٍ ؕ هَلْ
يَسْتَوِيٰنِ مَثَلًا ؕ اَلْحَمْدُ لِلّٰهِ ؕ بَلْ اَكْثَرُهُمْ لَا يَعْلَمُوْنَ ﴿٢٩﴾ (زمر:٢٩)

અલ્લાહપાક એક ઉદાહરણ વર્ણવે છે કે એક માણસ (ગુલામ) છે, જેમાં એકબીજાથી વિરુદ્ધ કેટલાક ભાગીદારો છે અને બીજો એક માણસ પૂરો એકનો જ (ગુલામ) છે, શું તે બન્ને (પોતાની) સ્થિતિમાં સરખા થઈ શકે છે ? (કદી નહિ.) અલ્લાહપાકના જ માટે સઘળા વખાણ છે, પણ

તેઓમાંના ઘણાં ખરા સમજતા જ નથી. (૨૯) *(સૂરહ ઝુમર)*

જે ગુલામ ઘણા માણસોના ભાગમાં હોય તેને કોઈ પણ પોતાનો નહિ ગણે. તેથી તેની પૂરતી ખબર રાખશે નહિ. વળી, તે માલિકોમાં વિરુદ્ધતા હોય ત્યારે તો ઘણી જ ખેંચતાણ થાય છે. અને કોની વાત માને અને કોની ન માને ? તે તો સૌનો જ તાબેદાર ઠર્યો, જેથી સૌને રાઝી રાખવાની ચિંતા. આ મિસાલ કાફિરની છે, જે અનેકને પૂજ્ય માને છે, તેથી કદી ખુદાની તરફ દોડે છે, તો કદી બીજાઓ તરફ. તેમાં પણ તેને કોઈ એકના ઉપર વિશ્વાસ હોતો નથી, પણ જે ગુલામ એક જ માણસનો હોય તો માલિક તેને પોતાનો સમજી તેની દેખરેખ રાખશે. તેમજ તેને પણ એક જ માલિકની સેવા બજાવ્યા પછી નિરાંત છે. આ મિસાલ મુસલમાનોની છે જેઓ એક જ અલ્લાહપાકને માને છે, તો અલ્લાહ તઆલા તેમની પૂરતી ખબર રાખશે. તો જેવી રીતે વર્ણિત બે ગુલામો સરખા નથી તેવી જ રીતે મુસ્લિમ અને કાફિર પણ સરખા થઈ શકતા નથી.

સઘળી ખૂબી અલ્લાહ તઆલાને જ માટે છે, જે આવા ગહન વિષયો અને હકીકતોને કેવા સ્પષ્ટ અને ઘટમાં ઉતરી જનાર દાખલા-દલીલો વડે સમજાવી દે છે. છતાં ઘણાંખરા કમનસીબો એવા છે કે એવા ખુલ્લા દાખલાઓને સમજવા કોશિશ કરતા નથી.

બેશક, તમારે મરવાનું છે અને તેઓ પણ મરનાર છે. (૩૦) ફરી કિયામતના દિવસે તમે તમારા પરવરદિગાર આગળ ઝઘડો કરશો. (૩૧)

એવી રીતે કાફિરો ઈન્કાર કરી કહેશે કે અમને કોઈએ હુકમ પહોંચાડયા જ નથી તેમજ તેઓ પોતાના ગુનાહોનો પણ ઈન્કાર કરશે. પછી ફરિશ્તા-ઓની તેમજ આકાશો, પૃથ્વી તથા ખૂદ તેમના હાથ-પગની સાક્ષીથી સાબિત થશે. એ ઝઘડા ઉપરાંત ગુમરાહ લોકો પોતાના ગુમરાહ કરનાર સરદારો અને શયતાન સાથે પણ ઝઘડો કરશે. જેમ કે તેરમા અને બાવીસમા સીપારામાં આવ્યું છે.

## મુશ્રિક-મુઅ્મીનનો ફર્ક :

અલ્લાહ તઆલાએ (તવહીદવાળા અને મુશ્રિકો વિશે) એક દૃષ્ટાંત વર્ણન કર્યું કે, એક (ગુલામ) વ્યક્તિ છે, જેમાં કેટલાય ભાગીદાર છે. જેમાં પરસ્પર વાદ-વિવાદ (પણ) છે અને એક બીજો (ગુલામ) વ્યક્તિ છે કે સંપૂર્ણ એક જ વ્યક્તિનો (ગુલામ) છે (તો) શું તે બંનેની હાલત સરખી (હોઈ શકે) છે ? (અને દેખીતું છે કે તે બંને સમાન નથી. પ્રથમ વ્યક્તિ તકલીફમાં છે કે હંમેશા અસમંજસમાં રહે છે કે, કોનું કહ્યું માનું અને કોનું ન માનું ? અને બીજો રાહતમાં છે કે એક જ વ્યક્તિ સાથે સબંધ છે. બસ, પ્રથમ દૃષ્ટાંત મુશ્રિકોનું છે કે હંમેશા હાલક-ડોલક રહે છે. ક્યારેક ગયરૂલ્લાહ તરફ દોડે છે, ક્યારેક અલ્લાહ તઆલા તરફ દોડે છે. પછી ગયરૂલ્લાહમાં પણ એક ઉપર સંતોષ નથી હોતો, ક્યારેક કોઈના તરફ રજુ થાય છે, ક્યારેક કોઈ બીજાના તરફ. આ પ્રશ્નનો ઉત્તર કાફિરો પણ એવો જ આપશે કે સામૂહિક ભાગીદારીનો ગુલામ ઘણી મુસીબતમાં રહે છે. આ દૃષ્ટાંતથી તેમના ઉપર દલીલ પૂર્ણ થઈ ગઈ અને આ દલીલ પૂર્ણ થવા ઉપર ફરમાવ્યું) અલ્હમ્દુલિલ્લાહ ! (સત્ય સાબિત થઈ ગયું, પરંતુ પછી પણ આ લોકો સ્વીકાર નથી કરતા) તેમનામાં ઘણા લોકો સમજતા પણ નથી (કારણ કે સમજવાનો ઈરાદો જ નથી કરતા).

## (૫૨) વગર જરૂરતે જોરથી બુમો પાડવી ગધેડાની આદત છે

وَاقْصِدْ فِيْ مَشْيِكَ وَاغْضُضْ مِنْ صَوْتِكَ ۭ اِنَّ اَنْكَرَ الْاَصْوَاتِ لَصَوْتُ الْحَمِيْرِ ۝۱۹ (لقمان:۱۹)

અને લોકોના તરફ (અભિમાનથી) પોતાના ગાલ ન ફુલાવ તથા પૃથ્વી પર ઈતરાજીથી ન ચાલ. બેશક, અલ્લાહપાકને કોઈ ઈતરાજીવાળો ગર્વિષ્ઠ ગમતો નથી. (૧૮)

મોઢું ચઢાવી અભિમાનથી ન જો. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ

એનો મતલબ એ પ્રમાણે બયાન કર્યો છે કે, અભિમાન અને આપવડાઈ ન કર. અલ્લાહપાકના બંદા જ્યારે તારી સાથે વાત કરવા ચાહે, તો તેમને તુચ્છ ગણી તેમના તરફથી મોં ફેરવી વાત ન કર, બલ્કે હસમુખ બની લોકોથી મુલાકાત-વાતચીત કર.

ઈતરાવા અને શેખી મારવાથી માણસની ઈઝઝત કંઈ વધતી નથી, બલ્કે ઉલટો હલકો પડે છે. સૌની સામે નહિ તો પીઠ પાછળ તો તેને વખોડે જ છે.

અને તારી ચાલમાં મધ્યમ ગતિ રાખ અને (બોલતી વેળા) પોતાના અવાજને ધીમો કર. બેશક, સૌથી બુરો અવાજ ગધેડાનો અવાજ છે. (૧૯)

નાદાનો માફક બહુ ઝડપથી કે દોડીને ન ચાલ તેમજ ગણી-ગણીને પણ ડગલાં ન ભર. કેમ કે એ ગર્વિષ્ઠો-અભિમાનીઓની ચાલ છે. બલ્કે મધ્યમ રીતે નમ્રતાઈ અને સાદગીથી ચાલ અને જોરજોરથી બૂમો પાડી વાત ન કર; જરૂર પૂરતા અવાજથી બોલ. મોટા સાદે ભૂંકવું એ ગધેડાનું લક્ષણ હોવાથી માણસને તેમ કરવાની શું જરૂર ? ગધેડાના ભૂંકવાથી અણગમો ઉપજે છે. તેવી જ રીતે કોઈના બરાડા પાડી બોલવાથી પણ અણગમો થાય છે.

# (૫૩) જન્નતની હુરોની
# વિવિધ ખાસીયતોનું ઉદાહરણ

وَعِنْدَهُمْ قٰصِرٰتُ الطَّرْفِ عِيْنٌ ﴿٤٨﴾ كَاَنَّهُنَّ بَيْضٌ مَّكْنُوْنٌ ﴿٤٩﴾ (صافات:٤٨،٤٩)

(તો હે જૂઠાડનારાઓ !) બેશક, તમારે દુઃખદાયક અઝાબ ચાખવો પડશે, (૩૮) અને તમને તેનો જ બદલો મળશે, જે કંઈ તમે કર્યા કરતા હતા, (૩૯) પરંતુ જેઓ અલ્લાહપાકના ખાસ ચુનંદા (ઈમાનવાળા) બંદા છે. (તે બચી જશે.) (૪૦)

તેમના સાધારણ ગુનાહો માફ થઈ જશે અને નેકીઓનો સંપૂર્ણ બદલો મળશે.

તેઓને માટે નિર્માણ થયેલી રોજી છે. (૪૧) એટલે (દરેક જાતના) ફળો અને તેઓ માનવંત છે. (૪૨)

જન્નતમાં કયા કયા પ્રકારે કેવું માન મળશે એ તો સંપૂર્ણ રીતે અલ્લાહ તઆલા જ જાણે છે.

(તેઓ) નેઅમતના બગીચાઓમાં; (૪૩) (જડાઉ) તખ્તો પર સામ-સામા બેઠા હશે. (૪૪) તેમની પાસે વહેતી સ્વચ્છ શરાબના (ભરેલા) પ્યાલાંનો દૌર ચાલુ રહેશે. (૪૫) જે રંગે સફેદ હોઈ પીનારાઓ માટે સ્વાદિષ્ટ હશે. (૪૬) ન તેથી માથું ચઢશે અને ન તેઓ છાકટા બનશે. (૪૭)

દુનિયાના દારૂમાં જેટલી ખરાબીઓ છે તે તેમાં તદ્દન નથી, બલ્કે ત્યાં શરાબની એક નહેર ચાલતી હશે, જેમાંથી લઈ પિવડાવવામાં આવશે, તે પિવડાવનાર છોકરાઓ હશે, જેમ કે સૂરએ દહ્રમાં આવશે.

અને તેમની પાસે નીચી નજરોવાળી (ને) મોટી મોટી આંખોવાળી (હૂરો) હશે, (૪૮) જાણે કે (સ્વચ્છતામાં) ઢંકાયેલાં ઈંડાં છે. (૪૯)

તે હૂરોનો રંગ ઈંડાના કોચલામાં જે પરદો હોય છે, તેના જેવો ચમકદાર હશે. કેટલાક આલિમોના મત પ્રમાણે એથી મુરાદ શાહમૃગનાં ઈંડાં છે, જે અતિ રૂપાળા સરસ રંગના હોય છે. સારાંશ કે તે હૂરો બેહદ ખૂબસુરત હશે. બુખારી શરીફમાં અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે જન્નતની હૂરોનો પોશાક એવો હશે કે એક તેણીની ઓઢણી જ દુનિયાની તમામ વસ્તુઓથી વધુ કિમતી હશે. જન્નતની નેઅમતોની પૂરતી હકીકત તો ત્યારે જ જણાશે જ્યારે અલ્લાહપાક પોતાની કૃપાથી જન્નતમાં લઈ જશે. બુખારી શરીફમાં રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, દુનિયામાં એક ઘોડેસવાર જેટલી જગ્યામાં ચાબુક મૂકે છે, તેટલી જ જન્નતની જગ્યા તમામ દુનિયાથી બેહતર છે.

## જન્નતની હુરો :

અલ્લાહના મકબૂલ બંદાઓના માટે એવી રોજી છે, જેની હાલત (બીજી સૂરતોમાં) જાણ (થઈ ચૂકી) છે. એટલે કે ફળો (જેનું મળવું સૂરએ યાસીનની આયત لَهُمْ فِيهَا فَاكِهَةٌ માં અને જેના લક્ષણો સૂરએ વાકિઅહની આયત

وَّ فَاكِهَةٍ كَثِيْرَةٍ لَّا مَقْطُوْعَةٍ وَّلَا مَمْنُوْعَةٍ માં આથી પહેલાં વર્ણન થઈ ચૂક્યું છે. કારણ કે સૂરએ યા-સીન અને સૂરએ વાકિઅહ સૂરએ સાફ્ફાતથી પહેલાં નાઝિલ થઈ છે. -અલ ઈત્કાન) અને તે લોકો ઘણા સન્માન સાથે આરામના બગીચાઓમાં બાજઠો ઉપર સામ-સામે બેઠા હશે (અને) તેમની પાસે એવા શરાબના જામ લાવવામાં આવશે (એટલે કે ગિલમાન-નવયુવાન કિશોરો તે લઈને આવશે) જે વહેતી શરાબમાંથી ભરવામાં આવશે (તેનાથી શરાબનું મોટું પ્રમાણ અને તેના સ્વાદની જાણ થાય છે અને જોવામાં) સફેદ હશે (અને પીવામાં) પીનારાઓને સ્વાદિષ્ટ લાગશે, (અને) ન તો તેમાં માથું ચઢશે (જેમકે દુનિયાની શરાબમાં હોય છે, જેને નશો કહે છે) અને ન જ તેનાથી બુદ્ધિમાં ખલેલ આવશે અને તેમની પાસે નીચી નિગાહોવાળી મોટી આંખોવાળી (હૂરો) હશે (જેનો રંગ એવો ચોખ્ખો હશે કે) જાણે ઈંડું છે (જે પાંખોની નીચે) છૂપાયેલું છે (કે ધૂળ અને ડાઘ વગેરેથી બિલ્કુલ સુરક્ષિત હોય છે. આ ઉદાહરણનો હેતુ માત્ર તેમની સ્વચ્છતા વર્ણન કરવાનો છે).

**"કઅન્નહુન્ન બય્દુમ્ મક્નૂન"** આ આયતમાં જન્નતની હૂરોને 'ઢંકાયેલા ઈંડા' સાથે સરખાવવામાં આવી છે. અરબોમાં આ ઉદાહરણ ખૂબ પ્રચલિત હતું. જે ઈંડાઓ પાંખોમાં ઢંકાયેલા હોય તેના ઉપર બહારની ધૂળ કે ગંદકીની અસર પહોંચતી નથી. એટલા માટે તે ખૂબ ચોખ્ખા અને સાફ હોય છે. તદુપરાંત તેનો રંગ પીળાશ પડતો સફેદ હોય છે, જે અરબોમાં સ્ત્રીઓ માટે ખૂબ આકર્ષણયુક્ત રંગ ગણાતો હતો. એટલા માટે તેનું ઉદાહરણ આપવામાં આવ્યું. અને અમુક તફસીરકારોએ ફરમાવ્યું કે, અત્રે ઈંડાઓની સરખામણી નથી, બલ્કે ઈંડાની તે જરદીનું વર્ણન છે, જે તેના કોચલાની અંદર છુપાયેલું હોય છે. અને ભાવાર્થ એ છે કે, આ સ્ત્રીઓ તે જરદી જેવી નાજુક, નમણી અને સુંવાળી હશે. વલ્લાહુ અઅ્લમુ. *(રૂહુલ મઆની)*

## (૫૪) દોઝખ (નર્ક)વાસીઓના ખાવા-પીવાનો દાખલો

لِمِثْلِ هٰذَا فَلْيَعْمَلِ الْعٰمِلُوْنَ ﴿٦١﴾ اَذٰلِكَ خَيْرٌ نُّزُلًا اَمْ شَجَرَةُ الزَّقُّوْمِ ﴿٦٢﴾ اِنَّا
جَعَلْنٰهَا فِتْنَةً لِّلظّٰلِمِيْنَ ﴿٦٣﴾ اِنَّهَا شَجَرَةٌ تَخْرُجُ فِيْٓ اَصْلِ الْجَحِيْمِ ﴿٦٤﴾ طَلْعُهَا

كَاَنَّهٗ رُءُوْسُ الشَّيٰطِيْنِ۝ فَاِنَّهُمْ لَاٰكِلُوْنَ مِنْهَا فَمَالِـُٔوْنَ مِنْهَا الْبُطُوْنَ۝
ثُمَّ اِنَّ لَهُمْ عَلَيْهَا لَشَوْبًا مِّنْ حَمِيْمٍ۝ ثُمَّ اِنَّ مَرْجِعَهُمْ لَاِلَى الْجَحِيْمِ۝
(صافات:٦١-٦٨)

(બતાવો) આ મહેમાનગતિ બેહતર છે અથવા ઝક્કૂમનું ઝાડ ? (૬૨) અમે તે ઝાડને જુલ્મીઓ માટે એક આફતરૂપ બનાવ્યું છે. (૬૩) તે એક એવું ઝાડ છે, જે જહન્નમના તળિયેથી નીકળે છે. (૬૪)

"ઝક્કૂમ" દુનિયામાં થોર અથવા ફાફડા જેવું અતિશય કડવું દુર્ગંધ-વાળું ઝાડ છે. જાલિમો માટે આખિરતમાં મહાન આફત છે કે અતિશય ભૂખમાં તે ખાવું પડશે, પણ ગળામાં ઉતરતાં અથવા તે પછી અતિશય તકલીફ આપશે. તેમજ દુનિયામાં પણ આફતરૂપ એટલે આજમાઈશ છે કે તેઓ જૂઠાડી વધુ ગુમરાહીમાં પડે છે કે દોઝખની આગ વચ્ચે લીલું ઝાડ કયાંથી થઈ શકે ? પરંતુ જાણતા નથી કે અલ્લાહ સર્વ શકિતમાન છે.

તેનાં ફળ એવાં છે, જાણે શયતાનોનાં માથાં. (૬૫)

દરેક બિહામણી વસ્તુને અરબો શયતાન જેવી કહેતા હતા, તેથી એ ફળોને પણ શયતાનનાં માથાં જેવાં ફરમાવ્યું અથવા સાપને પણ તેઓ શયતાન કહેતા હતા, તો એ મતલબ થશે કે, સાપની ફેણ જેવા તેનાં ફળ હશે. એ જ મળતાપણાંના કારણે હિંદુસ્તાનમાં એક ઝાડનું નામ નાગફેણ છે.

તો તેઓ તેમાંથી ખાશે અને તે વડે જ પેટ ભરશે. (૬૬)

તિરમિઝી વગેરેમાં રિવાયત છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું, 'ઝક્કૂમ'ના રસનું એક જ ટીપું દુનિયામાં પડી જાય તો લોકોનું જીવવું ભારે પડે અને જો સમુદ્રોમાં પડી જાય તો બધા પાણીની મઝા-સ્વાદ બગડી જાય. એથી જણાયું કે અતિશય ખરાબ ઝાડ છે. અલ્લાહ તઆલા બચાવે.

ફરી તેઓને (તરસ લાગતાં) તેના ઉપરથી છછરતું પાણી (પરૂમાં) મેળવી આપવામાં આવશે. (૬૭) ફરી તેઓનું આખરી રહેઠાણ દોઝખ તરફ જ થશે. (૬૮)

તેઓ અતિશય ભૂખ્યા થશે ત્યારે આ ખવડાવી ફરી પાછા આગમાં નાખી દેશે.

(કારણ કે) તેઓએ પોતાના વડીલોને ગુમરાહ અવસ્થામાં જોયા હતા, (૬૯) પછી એ લોકો પણ તેઓના જ પગલે ઉતાવળે ચાલતા હતા. (૭૦) અને પૂર્વેના ઘણા લોકો એમના પહેલાં ગુમરાહ થઈ ચૂકયા હતા. (૭૧) અને અમે તેઓમાં પણ ડરાવનારા (નબી) મોકલ્યા હતા. (૭૨) તો જોઈ લો કે તે ડરાવવામાં આવેલાઓનું પરિણામ કેવું (બુરું) થયું ? (૭૩) પરંતુ જેઓ અલ્લાહપાકના ચુનંદા બંદા હતા (તે બચી ગયા). (૭૪)

પ્રત્યેક કાળમાં પરિણામથી ડરાવનારા નબી આવી સૌને જ ખુદાઈ શિક્ષાનો ડર સંભળાવે છે, પણ નેક લોકો ફરમાંબરદારી કરી તે શિક્ષાથી બચી જાય છે અને બુરા લોકો નાફરમાની વડે સપડાય છે.

### ઝક્કુમનું ઝાડ :

અઝાબ અને સવાબ બંનેની સરખામણી કર્યા પછી હવે ઈમાનવાળા-ઓને પ્રોત્સાહન અને કાફિરોને ધમકી આપવામાં આવે છે કે, બતાવો ભલા આ (જન્નતની નેઅમતોનું) આમંત્રણ ઉત્તમ છે (જે ઈમાનવાળાઓ માટે છે) અથવા ઝક્કુમનું ઝાડ (જે કાફિરો માટે છે) ? અમે તે વૃક્ષને (આખિરતની સજા બનાવવા ઉપરાંત દુનિયામાં પણ તે) જાલિમો માટે કસોટીનું કારણ બનાવ્યું છે (કે તેને સાંભળીને સમર્થન કરે છે અથવા જૂઠાડીને તેનો ઠઠ્ઠો-મશ્કરી કરે છે. પરંતુ કાફિરો જૂઠાડવા અને ઠઠ્ઠો-મશ્કરી કરવાના સ્વરૂપમાં સામે આવ્યા. કહેવા લાગ્યા કે, ઝક્કુમ તો મશ્કા અને ખુરમા વાનગીને કહે છે, જે ખૂબ સ્વાદિષ્ટ વસ્તુ છે અને કહેવા લાગ્યા કે, ઝક્કુમ જો ઝાડ છે તો દોઝખમાં તો આગ જ આગ છે, ત્યાં ઝાડ કેવી રીતે હોઈ શકે છે ? તેનો જવાબ અલ્લાહ તઆલાએ આ આપ્યો છે કે) તે એક વૃક્ષ છે, જે દોઝખના તળિયેથી નીકળે છે (એટલે કે કોઈ ઉમદા વાનગી નથી અને કારણ કે તે પોતે આગથી જ પેદા થાય છે, એટલા માટે ત્યાંનું ત્યાં રહેવું કોઈ આશ્ચર્યની વાત નથી. જેમકે ‘‘સમુન્દર’’ નામનું જાનવર આગમાં પૈદા થાય છે અને

આગમાં જ રહે છે. આથી બંને વાતોનો જવાબ થઈ ગયો. આગળ ઝક્કુમનું એક સ્વરૂપ ઉપસ્થિત છે કે) તેના ફળ એવા (કદરૂપા) છે, જેમકે સાપના ફણ (બસ, આવા ઝાડથી જાલિમોની દાવત થશે) તો તે લોકો (ભૂખની સખ્તીમાં જ્યારે અન્ય કંઈ મળશે નહીં ત્યારે) તેને ખાશે અને (કારણ કે ભૂખથી બેચેન થશે) તેનાથી પેટ ભરશે. પછી (જ્યારે તરસથી આકુળ-વ્યાકુળ થઈને પાણી માંગશે તો) તેમને ઉકળતું પાણી (ગસ્સાક એટલે કે પરૂમાં) મિશ્રણ કરી આપવામાં આવશે અને (એવું નથી કે આ મુસીબતનો અંત આવી જશે, બલ્કે ત્યાર પછી) ફરી અંતિમ ઠેકાણું તેમનું દોઝખ તરફ જ હશે (એટલે કે તેમને ત્યાર પછી કાયમ માટે ત્યાં જ રહેવાનું છે અને તેમને આ સજા એટલા માટે આપવામાં આવી કે) તેમણે (અલ્લાહ તઆલાની હિદાયતનું અનુસરણ કર્યું ન હતું, બલ્કે) પોતાના વડીલોને માર્ગ ભટકેલા પામ્યા હતા. પછી તેઓ પણ તેમના જ પગલે-પગલે ઉતાવળે ચાલતા હતા (એટલે કે શોખથી અને આનંદથી આ ખોટા માર્ગે ચાલતા હતા) અને આ (હાલના કાફિરો)થી પહેલાં પણ આગલા લોકોમાં ઘણા માર્ગ ભટકી ચૂક્યા છે અને અમે તેમનામાં પણ ડરાવનારા (પયગમ્બર) મોકલ્યા હતા. બસ, જોઈ લો તે લોકોનું કેવું (ખરાબ) પરિણામ આવ્યું, જે લોકોને ડરાવવામાં આવ્યા હતા (અને તેમણે ન માન્યું હતું, તો તેમના ઉપર દુનિયામાં જ કેવો કેવો અઝાબ નાઝિલ થયો ?) હા, પરંતુ જેઓ અલ્લાહ તઆલાના ખાસ કરેલા (એટલે કે ઈમાનવાળા) બંદાઓ હતા (તેઓ આ દુન્યવી અઝાબથી સુરક્ષિત છે).

ઝક્કુમ નામનું એ વૃક્ષ અરબ ટાપુના તિહામહના પ્રદેશમાં જોવા મળે છે. અલ્લામહ આલૂસી (રહ.)એ લખ્યું છે કે, આ વૃક્ષ બીજા વેરાન રણમાં પણ થાય છે. અમુક લોકોએ કહ્યું છે કે, આ તે જ વૃક્ષ છે, જેને ગુજરાતીમાં ‘‘થોર’’ (Euphorbia neriifolia or antiquorum) કહેવામાં આવે છે. તેના જ જેવું એક અન્ય ઝાડ ભારતમાં ‘‘નાગફણી’’ (Hood of Serpent)ના નામથી પ્રચલિત છે. અમુક લોકોએ તેને ઝક્કુમ ઠરાવ્યું છે અને આ વધારે સાચું અનુમાન લાગે છે. હવે તફસીરકારોના અભિપ્રાય તેમાં વિવિધ પ્રકારના

છે કે, જહન્નમીઓને જે વૃક્ષ ખવડાવવામાં આવશે, તે આ જ દુનિયાનું ઝક્કુમ છે અથવા કોઈ અન્ય વૃક્ષ છે. અમુક લોકોએ કહ્યું કે, આ જ દુનિયાનું ઝક્કુમ ભાવાર્થ સ્વરૂપે છે અને અમુકે કહ્યું કે, દોઝખનું ઝક્કુમ બિલ્કુલ અલગ વસ્તુ છે, દુનિયાના ઝક્કુમ સાથે કોઈ સબંધ નથી. દેખીતી રીતે એવું લાગે છે કે, દુનિયામાં પણ જે રીતે સાપ, વીંછી વગેરે હોય છે, એ જ પ્રમાણે દોઝખમાં પણ હોય છે. પરંતુ દોઝખના સાપ, વીંછીઓ અહીંયાના સાપ-વીંછીઓ કરતાં વધારે ભયાનક હશે. એ જ પ્રમાણે દોઝખનું ઝક્કુમ પણ પોતાની પ્રજાતિના આધારે દુનિયાના ઝક્કુમ જેવું જ હશે, પરંતુ અહીંયાંના ઝક્કુમથી કેટલુંય ઘણું વધારે ભયાનક અને ખાવામાં કેટલુંય વધારે કષ્ટદાયક હશે.

طَلْعُهَا كَاَنَّهٗ رُءُوْسُ الشَّيٰطِيْنِ આ આયતમાં ઝક્કુમના ફળની શયતાનોના માથાઓ સાથે સરખામણી કરવામાં આવી છે. અમુક તફસીરકારોએ તો અહીંયાં શયતાનનો તરજુમો ''સાપ''થી કર્યો છે. એટલે કે ઝક્કુમનું ફળ એવા સ્વરૂપનું હશે, જેમકે સાપના ફણ. ગુજરાતીમાં તેને નાગફણી એટલા જ માટે કહેવામાં આવે છે. પરંતુ ઘણા તફસીરકારોએ ફરમાવ્યું કે, અહીંયાં શયતાનો તેના પ્રચલિત અર્થમાં જ ભાવાર્થ સ્વરૂપે છે અને અર્થ એ છે કે, ઝક્કુમનું ફળ પોતાના કદરૂપાપણાંમાં શયતાનોના માથા જેવું છે. હવે અહીંયાં એ શંકા ન રહેવી જોઈએ કે, શયતાનને તો કોઈએ જોયો નથી, પછી તેની સાથે સરખામણી કેમ કરવામાં આવી ? એટલા માટે કે, આ એક રૂપક સ્વરૂપનું દૃષ્ટાંત છે. રૂઢિપ્રયોગમાં કદરૂપાપણાંને અને આંખોને ન ગમે એવી વસ્તુને શયતાન અથવા જિન ભૂત સાથે સરખાવવામાં આવે છે, તેનો હેતુ માત્ર અંતિમ કક્ષાનું કદરૂપાપણું વર્ણન કરવાનું હોય છે. અહીંયાં પણ આ દૃષ્ટાંત તે જ સ્વરૂપનું છે. *(રૂહુલ મઆની)*



# (૫૫) કુર્આન શરીફ બાબતે કાફિરોની હઠધર્મીનો દાખલો

وَلَوْ جَعَلْنٰهُ قُرْاٰنًا اَعْجَمِيًّا لَّقَالُوْا لَوْلَا فُصِّلَتْ اٰيٰتُهٗ ؕ ءَاَعْجَمِيٌّ وَّعَرَبِيٌّ ؕ قُلْ هُوَ
لِلَّذِيْنَ اٰمَنُوْا هُدًى وَّشِفَآءٌ ؕ وَالَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ فِيْۤ اٰذَانِهِمْ وَقْرٌ
وَّهُوَ عَلَيْهِمْ عَمًى ؕ اُولٰٓئِكَ يُنَادَوْنَ مِنْ مَّكَانٍۢ بَعِيْدٍ ﴿٤٤﴾ (حم سجدہ: ۴۴)

બેશક, જે લોકોએ આ કુર્આન જ્યારે તેઓની પાસે આવ્યું તો તેનો ઈન્કાર કર્યો, (તેઓને કંઈ જ ભાન નથી) અને બેશક, આ (કુર્આન) તો એક અજોડ કિતાબ છે. (૪૧) જેમાં તેની આગળથી કે પાછળથી (કોઈ રીતે) અસત્ય વાત આવી શકતી જ નથી; એ તો હિકમતવાળા સ્તુત્ય (અલ્લાહ તઆલા)ની ઉતારેલી (કિતાબ) છે. (૪૨)

તેઓ નાહક પોતાની અવળી સમજથી આ બોધવચનમાં શંકાઓ ઉત્પન્ન કરે છે, નહિ તો એમાં કોઈ બાજુથી કોઈ પ્રકારે અસત્યની ગુંજાઈશ નથી. તે એક સ્પષ્ટ, અજોડ કિતાબ છે. નર્યા મૂર્ખ કે જક્કી બદમાશ માણસ સિવાય કોઈ પણ તેનો ઈન્કાર કરી શકે તેમ જ નથી.

એની ઉતારેલી કિતાબ, જેનો રક્ષક પણ તે જ હોય તેમાં જૂઠાણું કયાંથી આવે ?

(હે રસૂલ સલ. !) આપને પણ તે જ વાતો કહેવામાં આવે છે, જે આપનાથી પહેલાના રસૂલોને કહેવામાં આવી હતી. બેશક, આપનો પરવર– દિગાર બહુ બખ્શનારો તેમજ દુ:ખદાયક શિક્ષા આપનારો પણ છે. (૪૩)

હુઝૂર (સલ.)ને દિલાસો આપ્યો છે કે, એ લોકો કુર્આનને જાદૂ તથા આપને જાદૂગર વગેરે કહીને જે જે ઈજાઓ પહોંચાડે છે, તે કંઈ નવી વાત નથી. દરેક કાળના કાફિરોએ નબીઓ સાથે એવું જ કર્યું છે કે, નબીઓની શુભેચ્છકતાના મુકાબલામાં તેઓ સદા સતાવતા જ રહ્યા, છતાં નબીઓએ ધીરજ રાખી સહન કર્યું; માટે આપ પણ સબર કરો. પરિણામે કેટલાક લોકો ઈમાન લાવશે, તેમને અલ્લાહપાક માફ કરશે અને કેટલાક કુફ્ર પર

કાયમ રહેશે તો તેઓને શિક્ષા આપશે.

અને જો અમે એને બીજી ભાષાનું કુર્આન બનાવ્યું હોત તો અલબત્ત, તેઓ કહી નાખત કે એની આયતો (અરબીમાં) સ્પષ્ટ કેમ બયાન કરવામાં ન આવી ? શું પરભાષાની કિતાબ અને (અમારી ભાષા) અરબી ! (એ કંઇ વાજબી છે ? પણ) આપ ફરમાવી દો કે આ જે (કુર્આન) ઈમાનવાળાઓ માટે હિદાયત અને (દિલોના) રોગ દૂર કરનાર છે; પણ જેઓ યકીન લાવતા નથી તેઓના કાનોમાં બોજા (રૂપે) છે, અને આ કુર્આન તેઓના હકમાં અંધાપો છે. એ લોકો (એવા છે જાણે) કોઈ દૂરની જગ્યાથી પુકારવામાં આવતા હોય. (૪૪)

માણસને કોઈ વાત હઠધર્મીથી માનવી ન હોય તો તેમાં હજાર બહાના કાઢે છે. મતાના કાફિરોએ કંઇ ન બન્યું તો એ જ બહાનું કાઢયું કે કુર્આન અરબી સિવાય અન્ય કોઇ ભાષામાં ઉતર્યું હોત તો અમે એને મુઅજિઝો માનત, પરંતુ કદાચને એવું થયું હોત તો જૂઠાડવા માટે એવું કહી નાખત કે વાહ ! અમારી ભાષા તો અરબી છે, પણ કિતાબ એવી ભાષામાં મોકલી, જેને અમે સમજી શકીએ નહિ.

નકામી શંકાઓનો તો કદી અંત આવશે જ નહિ, પરંતુ આ પવિત્ર કિતાબ પોતાના સાચા માનનારા અને પાકા અનુયાયીઓને કેવી હિદાયત અને સૂઝ આપે છે તથા તેઓના વર્ષોના દિલી રોગોને કેવી રીતે નાબૂદ કરે છે, તેનો અનુભવ પ્રત્યેક માણસ કરી શકે છે.

ઘૂવડની આંખો સૂર્યના પ્રકાશથી અંજાઇ જાય છે, તેવી જ રીતે એ કાફિરોને કુર્આનનો પ્રકાશ કંઇ જ દેખાતો નથી. એમાં કુર્આનની શું ખામી ? તેઓને જોઈએ કે પોતાની આંખોની ખામી સમજીને ઈલાજ કરે.

કોઈને બહુ દૂરથી પુકારવામાં આવે તો સાંભળતો જ નથી અથવા સાંભળે તો સમજી શકતો નથી. તેવી જ રીતે આ કાફિરો કુર્આનની સત્યતાથી એટલા દૂર છે કે સત્યનો અવાજ દિલના કાને સાંભળતા નથી અને કદાચ સાંભળી લે તો મૂળ મતલબ સમજી શકતા નથી.

## કુર્આન બાબતે હઠધર્મી :

નિ:શંક ! જે લોકો અમારી આયતોમાં વંકાઈને ચાલે છે (એટલે કે અમારી આયતોનો તકાદો એ છે કે, તેના ઉપર ઈમાન લાવવામાં આવે અને તેના ઉપર કાયમ રહેવામાં આવે, તેઓ તેને છોડીને તેને જૂઠાડે છે. -દૂર્રે મન્થૂર, કતાદહ) તે લોકો અમારાથી છૂપા નથી (તેમને અમે જહન્નમનો અઝાબ આપીશું). બસ, ભલા તે વ્યક્તિ જે જહન્નમમાં નાંખવામાં આવે (જેમકે કાફિર) તે સારો છે અથવા તે વ્યક્તિ જે કિયામતના દિવસે શાંતિ અને સલામતીની સાથે (જન્નતમાં) આવે ? (આગળ તેમને ડરાવવા માટે ઈરશાદ છે કે) જે મન ચાહે (ખૂબ) કરી લો, તે તમારું સઘળું કરેલું જોઈ રહ્યો છે (સમય આવ્યે સજા આપશે). જે લોકો આ કુર્આનનો જ્યારે કે તે તેમની પાસે પહોંચે છે, ઈન્કાર કરે છે (તેમનામાં પોતે વિચારશક્તિની ખામી છે) અને (આ કુર્આનમાં કોઈ ખામી નથી. કારણ કે) આ (કુર્આન) મહાન અજોડ કિતાબ છે. જેમાં અસત્ય વાત ન તેની આગળની તરફથી આવી શકે છે, અને ન જ તેની પાછળથી તરફથી (એટલે કે તેના કોઈ પાસામાં અને કોઈ વિભાગમાં અસત્યની સંભાવના સુદ્ધાં નથી. કારણ કે આ કુર્આન અલ્લાહ તઆલા તરફથી ઉતારેલું છે અને પછી અસત્ય વાતને કેવી રીતે અલ્લાહ તઆલા તરફથી ઉતારેલું કહી દેવામાં આવે ? જેવી રીતે કે કાફિરો આપ (સલ.) ઉપર એવી જ શંકા કરતા હતા. અલ્લાહ તઆલાએ એક કાયમી નિયમ પ્રમાણે આ શંકાને દૂર કરી દીધી અને તે એ રીતે કે તેનું સન્માન દરેક સમીપ સ્વીકાર્ય છે એટલા માટે એ સાબિત થઈ ગયું કે) આ હિકમતવાળા સઘળા વખાણવાળા (અલ્લાહ તઆલા) તરફથી નાઝિલ કરવામાં આવી છે (અને તે છતાં જે રીતે આ લોકો તમને જૂઠાડી રહ્યા છે.... તો એ જાણીને સાંત્વના પ્રાપ્ત કરી લો કે) તમને તે જ વાતો (જૂઠાડવાની અને કષ્ટ પહોંચાડવાની) કહેવામાં આવે છે, જે તમારા અગાઉના રસૂલોને કહેવામાં આવી છે (તેમણે ધૈર્ય દાખવ્યું હતું, તમે પણ સબ્ર કરો અને તેનાથી સાંત્વના પ્રાપ્ત કરો કે) તમારો પરવરદિગાર મહાન માફીવાળો અને દર્દનાક સજા આપનારો છે. (બસ, જો આ વિરોધીઓ

વિરોધથી અટકીને માફીના હકદાર ન થયા તો તેમને સજા પણ આપીશ, પછી તમે પરેશાન ન થાઓ) અને (આ લોકો એક શંકા એવી કરે છે કે, કુર્આનનો અમુક ભાગ અજમી પણ હોવો જોઈતો હતો, જેમકે તફસીરે દૂર્રે મન્શૂરમાં કુરૈશનું આવું નિવેદન હઝરત સઈદ ઈબ્ને ઝુબૈર (રદી.)થી નકલ કરવામાં આવ્યું છે, જેનાથી તેનું સન્માન ખૂબ જાહેર થયું હોત કે નબીએ કરીમ (સલ.) જો અજમી ભાષા નથી જાણતા તો અજમી -બિનઅરબ ભાષામાં વાતચીત કરે. બસ, વાત એમ છે કે) જો અમે તેને (સંપૂર્ણ અથવા અમુક) અજમી (ભાષાનું) કુર્આન બનાવ્યું હોત (તો એવું કદાપિ ન થયું હોત કે તેને તેઓએ તેને માની લીધું હોત, બલ્કે તેમાં એક પ્રકારની બહાનાબાજી કરી હોત. કારણ કે જ્યારે માનવાનો અને સમજવાનો ઈરાદો જ ન હોય તો કોઈને કોઈ બહાનું શોધી જ કાઢવામાં આવે છે. તેથી જો એવું થયું હોત) તો તેઓ એવું કહેતા હોત કે તેની આયતો (એ રીતે) સાફ સાફ કેમ વર્ણન કરવામાં ન આવી (કે અમે સમજી લીધી હોત એટલે કે અરબીમાં કેમ ન આવી ? જો અમુક અજમી હોત તો તેઓએ એવું કહ્યું હોત કે હવે આ કુર્આન તો અરબીમાં છે, અજમી કેમ નથી ? અને જો અજમી હોત તો એવું કહેત કે, અરબી કેમ નથી ? કોઈ પણ હાલતમાં તેમને શાંતિ નથી, પછી તેના અજમી હોવાનો શું લાભ થયો હોત ! આ વિષયનો જવાબ આપવા માટે હુકમ થાય છે કે, હે પયગમ્બર (સલ.) ! તમે કહી આપો કે આ કુર્આન ઈમાનવાળાઓ માટે તો (નેક કામો બતાવવામાં) માર્ગદર્શક છે અને (બૂરા કામોથી જે રોગ દિલોમાં પેદા થઈ જાય છે, જ્યારે આ કુર્આનના માર્ગદર્શન ઉપર અમલ કરવામાં આવે છે, તો આ તે રોગોનો) ઉપચાર છે. (બસ, કારણ કે ઈમાનવાળાઓમાં સમજશક્તિ અને સત્ય પ્રાપ્ત કરવાની કમી ન હતી, તેમના હકમાં કુર્આન પોતાની હક્કાનિય્યતના કારણે લાભદાયક સાબિત થયું) અને જેઓ (સત્ય જાહેર થવા છતાં દુશ્મનાવટના કારણે) ઈમાન નથી લાવતા તેમના કાનોમાં ડાટા છે (જેનાથી સત્ય અને ન્યાય તથા સમજશક્તિ દ્વારા નથી સાંભળતા અને તે કમી આ જ છે) અને (આ ઉણપના કારણે) તે કુર્આન શરીફ તેમના હકમાં અંધાપો

છે (સમજશક્તિ ઓછી હોવાના કારણે તથા ન્યાયથી ન વર્તવાના કારણે પૂર્વગ્રહથી પીડાય છે અને પૂર્વગ્રહ હિદાયત સ્વીકારવામાં અવરોધરૂપ છે, બલ્કે તે વધારે ગુમરાહીનું કારણ બની જાય છે, અંધાપાનું કારણ હોવાનું આ જ વિધાન છે. જેમકે સૂર્ય દુનિયાને પ્રકાશ આપે છે, પરંતુ ‘‘ખફાશ’’ -ઉલ્લુને આંધળું કરી દે છે અને) આ લોકો (સત્ય વાત સાંભળવા છતાં જે રીતે લાભથી વંચિત રહે છે તેઓ એવા જ છે) જાણે કે કોઈ દૂરના સ્થળેથી પોકારવામાં આવી રહ્યા હોય (કે અવાજ તો સાંભળે છે, પરંતુ સમજતા નથી).

## આધુનિક યુગમાં કુફ્ર અને ઈલ્હાદનું ગરમ બજાર :

આધુનિક યુગમાં એક તરફ તો દીન અને દીના હુકમોથી અજ્ઞાનતા અને ગફલત તેની પરાકાષ્ઠાએ પહોંચી ચૂકી છે. ભણેલા-ગણેલા લોકો ઘણી બધી જરૂરિયાતે દીનથી પણ નાવાકેફ રહે છે. બીજી બાજુ આધુનિક અલ્લાહ વિહોણા શિક્ષણ જેનો પાયો ભૌતિકતાની પૂજા ઉપર આધારિત છે, કંઈક તેની અસરથી વળી તેના ઉપર વિશેષમાં યુરોપના મુસ્તશ્રિકીનોએ ફેલાવેલ ઈસ્લામ વિરૂદ્ધની શંકાઓ અને સંદેહોથી પ્રભાવિત થઈને ઘણા એવા લોકોએ ઈસ્લામ અને ઈસ્લામના સિદ્ધાંતો ઉપર બહસ અને ગુપ્ત વાતચીત શરૂ કરી દીધી છે, જેને ઈસ્લાના સિદ્ધાંતો તથા તેની ગૌણ બાબતો અને કુર્આન તથા હદીષના જ્ઞાન સાથે કોઈ સબંધ નથી. તેમણે ઈસ્લામ વિશે જો કોઈ જાણકારી પણ પ્રાપ્ત કરી છે, તો યુરોપવાળા ઈસ્લામના દુશ્મનો પાસેથી પ્રાપ્ત કરી છે. આવા લોકોએ કુર્આન અને હદીષની ‘‘કતઈ નુસૂસે જરૂરિયહ’’માં જાતજાતની ખોટી તા’વીલો કરીને ઈસ્લામી શરીઅતના સર્વસહમત અને કતઈ નુસૂસોથી સાબિત થયેલ હુકમોથી આડા ફંટાવાને ઈસ્લામની સેવા સમજી લીધી છે. જ્યારે તેમને કહેવામાં આવે છે કે આ ઉઘાડું કુફ્ર છે, તો તેઓ પ્રખ્યાત સિદ્ધાંતનો સહારો લઈને કહે છે કે, અમે આ હુકમના ઈન્કારી તો નથી, બલ્કે એક તા’વીલ કરી રહ્યા છે. એટલા માટે અમારા ઉપર આ કુફ્ર લાગુ પડતું નથી.

આથી સમયની તાતી જરૂરત સમજીને હઝરત મવલાના સય્યિદ અનવરશાહ કશ્મિરી (રહ.)એ આ મસ્અલાની તહકીક માટે આગવી કિતાબ લખી છે. જેનું નામ **"ઈક્ફારૂલ મુલ્હિદીન વલ્ મુતઅવ્વિલીન ફી શય્ઈમ મિન જરૂરિયાતિ દ્દીન"** છે. તેમાં દરેક વર્ગ, દરેક મસ્લકના ઉલમા અને ફુકહાના ખુલાસાથી સાબિત કર્યું છે કે, જરૂરિયાતે દીનમાં કોઈની તા'વીલ સ્વીકાર્ય નથી. અને આ તા'વીલ તેમના કુફ્ર ઉપર હોવાનું જાહેર કરવાથી અવરોધક નથી. આ કિતાબ અરબી ભાષામાં પ્રકાશિત થઈ છે. તેનો ખુલાસો ઉર્દૂ ભાષામાં **"કુફ્ર ઔર ઇસ્લામ કુર્આનકી રોશનીમેં"**ના નામથી પ્રકાશિત કર્યો છે અને અહકામુલ કુર્આનના પાંચમાં ભાગમાં તેનો ખુલાસો અરબી ભાષામાં વર્ણન કર્યો છે, તેને જોઈ શકાય છે. અત્રે તેનો ખુલાસો હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દીસ દહેલ્વી (રહ.)ના એક લખાણ વડે નકલ કરવાને પૂરતું સમજવામાં આવે છે.

હઝરત શાહ અબ્દુલ અઝીઝ (રહ.)એ ફરમાવ્યું કે, કુર્આન પાકની આયતોમાં બાતિલ તા'વીલ કે જેને કુર્આનની પ્રસ્તુત આયતમાં ઈલ્હાદ કહેવામાં આવ્યો છે, તેના બે પ્રકારો છે. પ્રથમ તે બાતિલ તા'વીલ જે નુસૂસે કતઈય્યહ મુતવાતિરાહ અથવા કતઈ ઈજ્માઅ્ના વિરૂદ્ધ હોય તો તે નિઃશંક કુફ્ર છે. બીજું એ કે તે એવી નુસૂસના વિરૂદ્ધ હોય, જો કે પેટાવિભાગ છે, પરંતુ યકીનની બિલ્કુલ નિકટ છે અથવા તો ઈજ્માએ ઉરફીના વિરૂદ્ધ હોય એવી તા'વીલ ગુમરાહી અને ફિસ્ક છે, કુફ્ર નથી. આ બંને પ્રકારની તા'વીલો ઉપરાંત બાકી તા'વીલો જે કુર્આન અને હદીષના શબ્દોમાં વિવિધ સંભાવનાઓ હોવાની બીના પર હોય, તે તા'વીલ સામાન્ય ફુક્હાએ ઉમ્મતના ઈજ્તિહાદનું મેદાન છે, જે હદીષના ખુલાસાઓ વડે દરેક પરિસ્થિતિમાં સવાબ અને નેકીનું કાર્ય છે.

આયતોના પ્રસ્તુત ખુલાસાનો વિષય એ થયો કે જે લોકો પોતાને મુસલમાન જાહેર કરે છે તે લોકો ખુલીને કુર્આન શરીફનો ઈન્કાર તો નથી કરતા, પરંતુ કુર્આનની આયતોમાં બાતિલ તા'વીલો દ્વારા કામ લઈને તેને

એવા અર્થો સાથે જોડે છે, જે કુર્આન અને રસૂલે કરીમ (સલ.)ના કતઈ ખુલાસાઓથી વિરૂદ્ધ છે. તેમની હેરફેરથી પણ અલ્લાહ તઆલાએ પોતાની કિતાબને એવી સુરક્ષિત કરી દીધી છે કે, કોઈના પણ ઘડેલ અર્થ ચાલી શકતા નથી. કુર્આન અને હદીષની બીજી નુસૂસ અને ઉલમાએ ઉમ્મત તેમની ચાલને છતી કરી દે છે તથા સહીહ હદીષોના ખુલાસા પ્રમાણે કિયામત સુધી મુસલમાનોમાં એવી જમાઅત કાયમ રહેશે, જે હેરફેર કરનારાઓની હેરફેરનો પડદો ચીરીને કુર્આનના સહી અર્થોને સ્પષ્ટ કરી આપશે અને હેરફેર કરનારાઓ દુનિયાથી પોતાના કુફ્રને ગમે તેવું સંતાડે, પરંતુ અલ્લાહ તઆલાથી છૂપાવી શકાતું નથી અને જ્યારે અલ્લાહ તઆલા તેમના આ ષડયંત્રથી વાકેફ છે, તો તેમને તેની સજા મળવી પણ આવશ્યક છે.

**"અઅ્જમીય્યુંવ વઅરબિય્ય"** અરબ સિવાય જેટલી પણ કૌમો દુનિયામાં છે, તે બધા "અજ્મી" કહેવામાં આવે છે. અને જ્યારે તેના ઉપર હમ્ઝા વધારીને "અઅ્જમ" કહેવામાં આવે તો તેનો અર્થ જે કલામ ઉચ્ચ કક્ષાનું ન હોય તેને કહેવામાં આવે છે. એટલા માટે "અજમી" એવા વ્યક્તિને કહેવામાં આવે છે, જે અરબી નથી. ભલે તે ખૂબ ઉંચી વાત કરતો હોય અને "અઅ્જમી" તેને કહેવામાં આવે છે, જે ઉચ્ચ કક્ષાની વાત ન કરી શકતો હોય. *(કુર્તુબી)*

પ્રસ્તુત આયતમાં "અઅ્જમી" કહેવામાં આવ્યું છે, તેનો અર્થ એ થયો કે, જો કુર્આનને અરબી ભાષા સિવાય અન્ય ભાષામાં મોકલ્યું હોત તો અરબ કુરૈશ જેઓ કુર્આનના પ્રથમ શ્રોતા છે, તેમની એવી ફરિયાદ હોત કે આ કિતાબ અમારી સમજમાં આવતી નથી અને તાજ્જુબ પામી કહેતા હોત કે નબી તો અરબી છે અને કિતાબ અઅ્ઝમી છે, જે ઉચ્ચ કક્ષાનું કલામ નથી.

قُلْ هُوَ لِلَّذِيْنَ اٰمَنُوْا هُدًى وَّ شِفَآءٌ અત્રે કુર્આનના બે લક્ષણો બતાવવામાં આવ્યા છે. એક એ કે તે હિદાયત છે, જિંદગીના દરેક ક્ષેત્રમાં માનવીને એવો માર્ગ બતાવે છે, જે તેના માટે લાભદાયક અને ફાયદાકારક જ હોય.

બીજું એ કે તે શિફા (ઉપચાર) છે. કુર્આને કરીમનું બાતિનની બીમારીઓ એટલે કે કુફ્ર, શિર્ક, અભિમાન, અદેખાઈ, લોભ, લાલચ વગેરેની શિફા હોવું તો દેખીતું જ છે, બલ્કે જાહેર અને શારીરિક બીમારીઓથી શિફા હોવું પણ તેમાં સામેલ છે. જેમકે નજરે જોઈ શકાય છે કે, ઘણી બધી શારીરિક બીમારીઓનો ઈલાજ કુર્આની દુઆઓથી થાય છે અને તે સફળ થાય છે.

અર્થ એ છે કે, કારણ કે આ લોકો કુર્આનની હિદાયતોને સાંભળવા અને સમજવાનો ઈરાદો નથી રાખતા એટલા માટે જાણે તેમના કાન બહેરા છે અને આંખો આંધળી છે. તેમને હિદાયતની તઅલીમ આપવી એવું જ છે, જેમકે કોઈને ઘણે દૂરથી પોકારવામાં આવે કે તેના કાનો સુધી તેનો અવાજ જ ન પહોંચે.

## (૫૬) દુન્યા અને આખિરતની ખેતીના સ્પષ્ટ ઉદાહરણો

مَنۡ كَانَ يُرِيۡدُ حَرۡثَ الۡاٰخِرَةِ نَزِدۡ لَهٗ فِىۡ حَرۡثِهٖ‌ ۚ وَمَنۡ كَانَ يُرِيۡدُ حَرۡثَ الدُّنۡيَا
نُؤۡتِهٖ مِنۡهَا وَمَا لَهٗ فِى الۡاٰخِرَةِ مِنۡ نَّصِيۡبٍ ۝٢٠ (شوریٰ:٢٠)

જે કોઇ આખિરતની ખેતી ચાહતો હોય તેના માટે તેની ખેતીને અમે વધારીશું અને જે કોઇ દુનિયાની ખેતી ચાહતો હોય તેને અમે તેમાંથી કંઈક આપીશું, પણ તેના માટે આખિરતમાં કાંઈ હિસ્સો નથી. (૨૦) *(સૂરહ શુરા)*

આખિરત ચાહનારને તેની નેકીનો અનેકગણો સવાબ આપીશું, પણ દુનિયાની ખાતર મહેનત કરનારને જેટલું તેની કિસ્મતમાં છે તેટલું તેને મળીને જ રહેશે. ફરી તે મહેનતનો આખિરતમાં કંઈ ફાયદો નથી.

### દુન્યા અને આખિરતનો ફર્ક :

અને તે લોકો જેઓ દુનિયાની ઝાકઝમાળ અને નેઅમતો ઉપર ગર્વિષ્ઠ બની આખિરતને ભૂલાવી બેઠા છે અને એવું સમજે અને કહે છે કે, જો અમારા અમલ અલ્લાહ તઆલાની મરજી વિરૂદ્ધ હોત તો અમને આ રાહત અને આરામ કેમ આપે છે ? સારી રીતે સમજી લો કે, આવું સમજવું તેમની

ભૂલ છે. આ દુનિયાની દોલત અને નેઅમત અલ્લાહ તઆલાની ખુશીની દલીલ નથી, બલ્કે તેનું કારણ તો એ છે કે અલ્લાહ (દુનિયામાં) પોતાના બંદાઓ ઉપર (સામાન્ય રીતે) મહેરબાન છે (તે જ જાહેર નેઅમતના કારણે બધાને રોજી આપે છે, સ્વાસ્થ્ય અને તંદુરસ્તી આપે છે, જેમાં મસ્લિહતો અને હિકમતોની બીના પર ઓછું-વત્તું પણ હોય છે કે) જેને (જે પ્રમાણે) ઈચ્છે છે રોજી આપે છે (પરંતુ રોજી મળવી બધામાં સમાન બાબત છે) અને (દુનિયામાં આ નરમી અને મહેરબાનીથી એવું સમજી લેવું કે તેઓ સાચા તરીકા ઉપર છે અને આખિરતમાં પણ નરમી અને મહેરબાની તેમના ઉપર ચાલુ રહેશે, એ સદંતર ધોકો છે. ત્યાં તો તેમના દુષ્કર્મો ઉપર અઝાબ થશે, જે કોઈ અસંભવ વાત નથી. કારણ કે) તે (અલ્લાહ તઆલા) મહાશક્તિશાળી મહાબળવાન છે. (મતલબ કે તેમની બધી જ ખરાબીઓની જડ દુનિયા ઉપર ગર્વિષ્ઠ થવું છે. તેઓએ તેનાથી અટકી જવું જોઈએ અને આખિરતની ચિંતા કરવી જોઈએ. કારણ કે) જે વ્યક્તિ આખિરતની ખેતીનો ઈચ્છુક હોય, અમે તેમને તેની ખેતીમાં વધારો આપીશું (એટલે કે નેક અમલોની ખેતી અને તેના ઉપર મળનારો સવાબ તેનું ફળ છે અને તેની પ્રગતિ એ છે કે, તેનો સવાબ વધારે મળશે. જેમકે કુર્આનમાં ઈર્શાદ છે : એક નેકીનો બદલો દસ ગણો મળશે) અને જેઓ દુનિયાની ખેતીના ઈચ્છુક હોય (એટલે કે સમગ્ર અમલનો હેતુ અને મકસદ દુનિયાની માલમતા છે, આખિરત માટે કંઈ કોશિશ ન કરે) તો અમે તેને કંઈક દુનિયા (જો ઈચ્છીશું) આપી દઈશું અને આખિરતમાં તેનો કોઈ હિસ્સો નથી (કારણ કે તેની શરત ઈમાન છે, તે તેમનામાં નથી).

## (૫૭) અલ્લાહપાકની સંપૂર્ણ કુદરત દર્શાવતા દાખલાઓ

وَمِنْ اٰيٰتِهِ الْجَوَارِ فِي الْبَحْرِ كَالْاَعْلَامِ ﴿٣٢﴾ اِنْ يَّشَاْ يُسْكِنِ الرِّيْحَ فَيَظْلَلْنَ
رَوَاكِدَ عَلٰى ظَهْرِهٖ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّكُلِّ صَبَّارٍ شَكُوْرٍ ﴿٣٣﴾ اَوْ يُوْبِقْهُنَّ بِمَا

كَسَبُوْا وَيَعْفُ عَنْ كَثِيْرٍ ۝ وَّيَعْلَمَ الَّذِيْنَ يُجَادِلُوْنَ فِيْۤ اٰيٰتِنَا ؕ مَا لَهُمْ مِّنْ مَّحِيْصٍ ۝ (شوریٰ:۳۲-۳۵)

અને તેની નિશાનીઓ પૈકી એક એ છે કે, સમુદ્રમાં વહાણો ચાલે છે (જે ઊંચાઈમાં) જાણે પહાડ છે, (૩૨) જો તે ચાહે તો હવાને અટકાવી દે, તો વહાણ સમુદ્રની સપાટી પર જ સ્થિર રહી જાય. બેશક, એમાં દરેક ધીરજવાન ઉપકાર માનનાર માટે નિશાનીઓ છે. (૩૩) *(સૂરહ શુરા)*

હવા પણ અલ્લાહના જ કબજામાં છે, જો પવનને તદન બંધ કરી દે તો સઘળા વહાણ સમુદ્રની સપાટી પર જ્યાંને ત્યાં જ ઉભા રહી જાય. સારાંશ કે હવા-પાણી બધું જ તેના અધિકારમાં છે.

જે લોકો દરેક બાબતને પોતાની કાર્યકુશળતા તથા યુકિતનું પરિણામ સમજે છે, તેઓ પણ તે વખતે લાચાર રહી જશે અને કહેશે કે અલ્લાહ તઆલા જે કરે તે ખરું.

અથવા (જો ધારે તો) તે વહાણોને (જોશભેર પવન ફૂંકી) તેઓની બૂરી કરણીના સબબે ગારત કરી નાખે અને (તેમાંથી) ઘણાઓને માફ પણ કરી દે. (૩૪) અને (જો એમ કરે તો) જે લોકો અમારી કુદરતોમાં ઝઘડો કરે છે તેઓ પણ જાણી લે કે (હવે) તેઓના માટે નાસવાનો મોકો નથી. (૩૫) તો જે કંઈ વસ્તુ તમને આપવામાં આવી છે તે માત્ર દુનિયાની જિંદગીના ઉપયોગ માટે જ છે, પણ જે કંઈ અલ્લાહ તઆલાની પાસે છે તે એવા લોકો માટે બેહતર અને કાયમ રહેનાર છે, જેઓ ઈમાન લાવ્યા અને પોતાના પરવરદિગાર પર યકીન રાખે છે. (૩૬)

આ સઘળું સાંભળી માણસને જોઈએ કે અલ્લાહપાકને રાજી રાખવા પ્રયત્ન કરે. કારણ કે દુનિયાની વસ્તુઓનો ફાયદો જિંદગી સુધી જ છે. છતાં દુનિયાની કોઈ આરામની વસ્તુ એવી નથી, જેની પાછળ કંઈ ને કંઈ દુઃખ ન હોય. તંદુરસ્તી સાથે માંદગી, સુખ પછી દુઃખ, ખુશી પછી ગમી અને જિંદગી પછી મૌત લાગેલું છે, પરંતુ આખિરતનો સવાબ અને જન્નતની

નેઅમતો સદા રહેનાર છે. માટે તેની તલબમાં પૂરતી કોશિશ કરવી જોઈએ. જે વસ્તુથી કે જે કામથી દીનમાં ખામી આવે તે ખરાબ અને છોડી દેવા પાત્ર છે, પરંતુ દુનિયાની જે વાત કે કામથી દીનનો ફાયદો થાય તે બહુ જ ઉત્તમ છે.

## કુદરતની નિશાની - વહાણો :

અને તેની (સંપૂર્ણ કુદરતની) નિશાનીઓમાં જહાઝ છે સમંદરમાં (એવા ઉંચા) જેમકે પહાડ. (ભાવાર્થ એ છે કે, તેમનું સમંદરમાં ચાલવું અલ્લાહ તઆલાની આશ્ચર્યજનક કારીગીરીની દલીલ છે, નહિતર) જો તે ઈચ્છે તો હવાને રોકી રાખે તો તે (જહાઝ) સમંદરની સપાટી ઉપર જ ઉભા રહી જાય (એ તેનું જ કામ છે કે હવાને ચલાવે છે અને તેનાથી તે જહાઝ ચાલે છે). બેશક ! તેમાં (કુદરત ઉપર દલીલો કરનારી) નિશાનીઓ છે દરેક સબ્ર કરનાર અને શુક્ર કરનાર (એટલે કે મુઅમિન) માટે. (તેનો ખુલાસો સૂરએ લુકમાનના અતિમ રુકૂઅ્માં આ પ્રમાણેની આયત હેઠળ પસાર થઈ ચૂક્યો છે. મતલબ કે, જો તે ઈચ્છે તો હવાને થોભાવીને જહાઝને ઉભું કરી દે) અથવા (જો તે ઈચ્છે તો તેજ ગતિવાળી હવા ચલાવીને) તે જહાઝ(ના સવારો)ને તેમના (કુફ્ર અને શિર્ક જેવા ખરાબ) અમલોના કારણે તબાહ કરી દે અને (તેમનામાં) ઘણા વ્યક્તિઓથી દરગુઝર કરવામાં આવે (એટલે કે તે સમયે તેઓ ડૂબે નહીં, ભલે આખિરતમાં તેમને સજા મળે) અને (આ તબાહીના સમયે) તે લોકોને જેઓ અમારી આયતોમાં ઝઘડો કરે છે, ખબર થઈ જાય કે (હવે) તેમના માટે ક્યાંય બચાવ(નું સ્વરૂપ) નથી (એવા સમયે તેઓ પણ પોતાના આગેવાનોને લાચાર સમજે છે).

## (૫૮) કુફ્રની ઝિંદગી હેતુ-મકસદ વગરની છે

إِنَّ اللَّهَ يُدْخِلُ الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ جَنَّاتٍ تَجْرِي مِنْ تَحْتِهَا
الْأَنْهَارُ ۖ وَالَّذِينَ كَفَرُوا يَتَمَتَّعُونَ وَيَأْكُلُونَ كَمَا تَأْكُلُ الْأَنْعَامُ وَالنَّارُ
مَثْوًى لَهُمْ ﴿١٢﴾ (محمد:١٢)

બેશક, અલ્લાહપાક જે લોકો ઈમાન લાવ્યા અને ભલાં કામ કર્યાં તેમને (જન્નતના) એવા બગીચાઓમાં દાખલ કરશે જેમની નીચે નહેરો વહે છે; અને જે કાફિરો છે તે (દુનિયામાં) મોજ માણી રહ્યા છે અને (આખિરતથી) નચિંત (બની) એવું ખાય છે જેવું કે ઢોરો ખાય છે, પણ જહન્નમ તેઓનું ઠેકાણું છે. (૧૨) *(સૂરહ મુહમ્મદ)*

મુસલમાનોની શાન એ છે કે પોતાની ભૂખ મટાડવા પૂરતું ખાધા પછી અલ્લાહનો શુક્ર અને તેના વખાણ કરે છે, પરંતુ કાફિરો પશુઓ માફક ખાય છે. એટલે હરામ, હલાલ, પોતાનું કે પારકું, વધારે કે ઓછું કંઈ જ જોતા નથી અને લોભથી ખાયા જ કરે છે, પણ સમજતા નથી કે એ બધું અવળું નીકળશે. વારું, થોડા દિવસ મોજ માણી લો, અંતે દોઝખ તૈયાર જ છે.

અને ઘણીખરી વસ્તીઓ એવી હતી જે (દરેક પ્રકારના) બળમાં આપની આ વસતી કરતાં અધિક હતી કે જ્યાંના રહીશોએ આપને કાઢી મૂકયા, અમે તેઓનો નાશ કર્યો તો તેઓનો કોઈ સહાયક ન બન્યો. (૧૩)

હિજરત વખતે જ્યારે હુઝૂર (સલ.) મક્કા શરીફથી નીકળ્યા તો આપે પાછા ફરીને જોયું અને ફરમાવ્યું કે દુનિયાના તમામ શહેરોથી આ શહેર મને વધુ પસંદ છે. જો કુરૈશીઓએ બળજબરી કરી મને અહીંથી કાઢયો ન હોત તો હું કદી અહીંથી જાત નહિ. ત્યારે આ આયત ઉતરી કે એમના પહેલાં ઘણી બળવાન કૌમો પળવારમાં અતિ બુરા હાલથી હલાક થઈ છે. તેવી જ રીતે જો એ લોકો પણ શરારતથી અટકશે નહિ તો તેમની માફક જ ખુવાર થશે. ખરેખર, અલ્લાહ તઆલાનો વાયદો પૂરો થઈને રહ્યો કે મક્કાથી કાઢી મૂકનાર મોટા મોટા કાફિર સરદારો બદ્રની લડાઈમાં બુરી રીતે માર્યા ગયા. તેમજ જે મૂર્તિઓની હિમાયતમાં આપને મક્કા શરીફથી કાઢી મૂકયા હતા તે જ મૂર્તિઓને મક્કા ફતેહ થયું તે દિવસે તોડી નાખવામાં આવી ત્યારે તેનો કોઈ પૂજક કે રક્ષક રહેવા પામ્યો નહિ.

ત્યારે જે કોઈ પોતાના પરવરદિગાર તરફના સ્પષ્ટ માર્ગ પર હોય તે શું એવાઓના સમાન થઈ શકે છે ? જેઓને પોતાના દુષ્ટ કામ ભલા

દેખાયા અને તેઓ પોતાની મનેચ્છાઓ પ્રમાણે ચાલે છે. (૧૪)

સદ્‌બુદ્ધિપૂર્વક સત્યની સીધી સડક ઉપર બેધડક ચાલનાર અને સારા બુરાને નહિ સમજતાં મનેચ્છાઓ પાછળ આંધળો બની અંધકારોમાં ઠોકરો ખાનાર બંને સરખા થઈ શકતા જ નથી.

## કુફ્રની ઝિંદગી જાનવરો જેવી :

બેશક ! અલ્લાહ તઆલા તે લોકોને જેઓ ઈમાન લાવ્યા અને એમણે સારા કામ કર્યા (જન્નતના) એવા બગીચાઓમાં દાખલ કરશે જેની નીચેથી નહેરો વહેતી હશે અને જે લોકો કાફિર છે તેઓ (દુનિયામાં) મોજમજા માણી રહ્યા છે અને એ રીતે (આખિરતથી નચિંત થઈને) ખાય(-પીએ) છે, જે રીતે ઢોરો ખાય છે (કે તેઓ વિચારતા નથી કે તમને કેમ ખવડાવવામાં-પીવડાવવામાં આવે છે અને અમારા માથે તેનો શું હક વાજિબ છે ?) અને જહન્નમ તે લોકોનું ઠેકાણું છે (અને ઉપર જે કાફિરોનું દુનિયામાં ઐયાશી કરવાનું વર્ણન થયું તેનાથી તમારા વિરોધીઓ ધોકો ન ખાય બેશે અને ન જ તમારે તેમની એ ગફલત ઉપર કંઈ દિલગીરી કે ભય સેવવો જોઈએ, જે તેમના વિરોધનું કારણ બન્યું છે. એટલે સુધી કે તેમણે તમને તંગ કરીને મક્કામાં રહેવા દીધા નથી. કારણ કે) ઘણી બધી વસ્તીઓ એવી હતી, જે શક્તિ (એટલે કે શારીરિક શક્તિ અને આર્થિક શક્તિ તથા હોદ્દા મરતબા)માં તમારી આ વસ્તીથી વધેલી હતી. જ્યાંના રહેનારાઓએ તમને તમારા ઘરથી બેઘર કરી દીધા કે અમે તેમનો (અઝાબથી) નાશ કરી નાંખ્યો. બસ, તેમનો કોઈ મદદગાર ન થયો (તો આ બીચારા શું વસ્તુ છે !? તેમણે ઘમંડી ન બનવું જોઈએ. કારણ કે જ્યારે અલ્લાહ તઆલા ઈચ્છે તેમની સફાઈ કરી શકે છે અને તમે તેમના અમુક દિવસના ઐશ આરામથી દિલગીર ન થાઓ. કારણ કે અલ્લાહ તઆલા પોતાના નિશ્ચિત સમયે તેમને પણ સજા આપવાનો છે) તો જે લોકો પોતાના પરવરદિગારના સ્પષ્ટ (દલીલથી સાબિત થયેલ) માર્ગ ઉપર હોય શું તે તે વ્યક્તિઓની જેમ હોઈ શકે છે, જેમના દુષ્કૃત્યો તેમને ભલા જણાતા હોય છે અને જેઓ પોતાની મનેચ્છાઓ

ઉપર ચાલે છે (એટલે કે જ્યારે તે બંને પક્ષોના અમલોમાં તફાવત છે, તો તેમના અંજામમાં પણ તફાવત આવશ્યક છે. સત્યવાળાઓને સવાબ અને જૂઠાઓ ક્રોધ અને અઝાબના હકદાર છે).

## (૫૯) જન્નતની નેઅમતોના વિવિધ ઉદાહરણો

مَثَلُ الْجَنَّةِ الَّتِیْ وُعِدَ الْمُتَّقُوْنَ ؕ فِیْهَاۤ اَنْهٰرٌ مِّنْ مَّآءٍ غَیْرِ اٰسِنٍ ۚ وَ اَنْهٰرٌ مِّنْ لَّبَنٍ لَّمْ یَتَغَیَّرْ طَعْمُهٗ ۚ وَ اَنْهٰرٌ مِّنْ خَمْرٍ لَّذَّةٍ لِّلشّٰرِبِیْنَ ۚ۬ وَ اَنْهٰرٌ مِّنْ عَسَلٍ مُّصَفًّى ؕ وَ لَهُمْ فِیْهَا مِنْ كُلِّ الثَّمَرٰتِ وَ مَغْفِرَةٌ مِّنْ رَّبِّهِمْ ؕ كَمَنْ هُوَ خَالِدٌ فِی النَّارِ وَ سُقُوْا مَآءً حَمِیْمًا فَقَطَّعَ اَمْعَآءَهُمْ ﴿۱۵﴾ (محمد:۱۵)

જે જન્નતનો પરહેઝગારોથી વાયદો કરવામાં આવે છે તેની સ્થિતિ એ છે કે તેમાં અનેક નહેરો એવા પાણીની છે, જે(ના કોઈ ગુણ)માં જરાએ તફાવત નહિ થાય અને ઘણી નહેરો દૂધની છે જેનો સ્વાદ સ્હેજ પણ બદલાયેલો હશે નહિ, અને ઘણી નહેરો શરાબની છે કે જે પીનારાઓ માટે અતિ સ્વાદિષ્ટ હશે, અને ઘણી નહેરો ચોખ્ખા મધની છે; અને તેમના માટે ત્યાં દરેક પ્રકારના ફળો હશે અને તેમના પરવરદિગાર તરફથી (ગુનાહોની) બખ્શિશ છે, (એવા લોકો શું) તેઓના બરાબર થઈ શકે છે ? જેઓ સદા જહન્નમમાં રહેશે અને તેઓને છઇરતું પાણી પિવડાવવામાં આવશે તો તે તેઓના આંતરડાં કાપી નાખશે. (૧૫)

જન્નતમાં જે પાણીની નહેર છે, તે મધથી મીઠું અને દૂધથી વધુ સફેદ છે અને તેના સ્વાદ કે રંગ અથવા વાસમાં કંઈ જ ફેર પડતો નથી. તેમજ ભવિષ્યમાં પણ કદી બદલાશે નહિ; જેમ કે દુનિયાના પાણીમાં વધારે થોભવાથી અથવા અન્ય વસ્તુ ભળી જવાથી બદલાઈ જાય છે, તેમજ દુનિયામાં દૂધ ખાટું થઈ જાય છે, ફાટી જાય છે તેવું ત્યાં નહિ થાય. દુનિયાની શરાબમાં કંઈ લઝઝત નહિ હોવા ઉપરાંત તેમાં અનેક ખરાબીઓ છે, પરંતુ ત્યાંની શરાબ અતિ સ્વાદિષ્ટ અને બહુ લઝઝતવાળી હોવા ઉપરાંત દરેક પ્રકારની ખરાબીઓ વિનાની છે. દુનિયામાં મધને ગાળવું પડે છે તેવું ત્યાં

નથી, બલ્કે મીણ અને મેલથી સ્વચ્છ છે. આ ચારે પ્રકારના ઉપયોગી અને લાભદાયી પીણાંની નહેરો દરકે જન્નતીના મકાનમાં હશે અને કેટલાકને ત્યાં વધારે પણ હશે.

સઘળી ભૂલો માફ કરી જન્નતમાં દાખલ કરશે. ત્યાં ગયા પછી તે ભૂલોનું નામ પણ લેવામાં આવશે નહિ કે જેથી દિલગીરી થાય તેમજ ભવિષ્યમાં કોઈ વાત પર પકડ નહિ થાય.

છછરતું પાણી જહન્નમીઓના પેટમાં જશે તો આંતરડાં કપાઈને નીચેથી નીકળી પડશે.

**જન્નતની નહેરો :**

જેનું વર્ણન એ છે કે, જે જન્નતનો પરહેઝગારોને વાયદો કરવામાં આવે છે, તેનું સ્વરૂપ એ છે કે તેમાં ઘણી બધી નહેરો તો એવા પાણીની છે, જેમાં જરાય ફેરફાર થશે નહીં (ન તો સ્વાદમાં, ન તો ગંધમાં અને ન જ રંગમાં). અને ઘણી બધી નહેરો દૂધની છે, જેનો સ્વાદ જરાય બદલાયેલો હશે નહીં અને ઘણી બધી નહેરો શરાબની છે, જે પીનારાને ઘણી સ્વાદિષ્ટ જણાશે અને ઘણી બધી નહેરો મધની છે, જે બિલકુલ (અશુદ્ધિથી પાક) સાફ હશે અને તેમના માટે ત્યાં દરેક પ્રકારના ફળ હશે (અને તેમાં દાખલ થતા પહેલાં) તેમના પરવરદિગાર તરફથી (ગુનાહોની) બખ્શિશ થશે. શું એવા લોકો તેમના જેવા હોઈ શકે છે જેઓ હંમેશા દોઝખમાં રહેશે ? અને ઉકળતું પાણી તેમને પીવા માટે આપવામાં આવશે, તો તે તેમના આંતરડાઓના ટૂકડે ટૂકડા કરી નાંખશે.

**મસ્અલા અને બોધપાઠ :**

દુનિયાનું પાણી ક્યારેક રંગમાં, ક્યારેક સ્વાદમાં અને ક્યારેક ગંધમાં બદલાતું હોય છે. એ જ પ્રમાણે દુનિયાનું દૂધ બગડી જાય છે અને એ જ પ્રમાણે દુનિયાની શરાબ સ્વાદમાં કડવી હોય છે. માત્ર અમુક ફાયદાઓ માટે તેને પીવામાં આવે છે. જેમકે તમાકુ કડવું હોવા છતાં તેને લોકો ખાય છે, પછી તેની ટેવ પડી જાય છે. જન્નતના પાણી, દૂધ અને શરાબ વિશે

બતાવવામાં આવ્યું કે તે બધા આવા ફેરફારો અને બેસ્વાદના લક્ષણોથી ખાલી છે અને જન્નતનું બીજા નુકસાનો તથા ગેરલાભોથી ખાલી હોવું સૂરએ સાફ્ફાતની આયતમાં આવ્યું છે : لَا فِيْهَا غَوْلٌ وَّلَا هُمْ عَنْهَا يُنْزَفُوْنَ એ જ પ્રમાણે દુનિયાના મધમાં મીણ અને મેલ અને અશુદ્ધિ મળેલી હોય છે. જન્નતની નહેરમાં મધનું શુદ્ધ અને સ્વચ્છ હોવું બતાવવામાં આવ્યું છે. સાચી વાત એ છે કે, જન્નતની નહેરોના ચારે પ્રકારો પાણી, દૂધ, શરાબ અને મધ પોતાના વાસ્તવિક અર્થમાં છે, વિના કારણે તેનો રૂપક સ્વરૂપે અર્થ લેવાની આવશ્યકતા નથી, અલબત્ત એ વાત જાહેર છે કે જન્નતની વસ્તુઓને દુનિયાની વસ્તુઓ ઉપર અનુમાનિત કરી શકાતી નથી, ત્યાંની દરેક વસ્તુના સ્વાદ અને મજા કંઈક અલગ પ્રકારના હશે, જેનો દુનિયામાં કોઈ દાખલો ઉપસ્થિત નથી.

## (૬૦) જિહાદનો હુકમ અને મુનાફિકોની ગભરામણનો દાખલો

وَيَقُوْلُ الَّذِيْنَ اٰمَنُوْا لَوْلَا نُزِّلَتْ سُوْرَةٌ ۚ فَاِذَآ اُنْزِلَتْ سُوْرَةٌ مُّحْكَمَةٌ وَّذُكِرَ فِيْهَا الْقِتَالُ ۙ رَاَيْتَ الَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ يَّنْظُرُوْنَ اِلَيْكَ نَظَرَ الْمَغْشِيِّ عَلَيْهِ مِنَ الْمَوْتِ ؕ فَاَوْلٰى لَهُمْ ﴿٢٠﴾ (محمد:٢٠)

અને ઈમાનવાળા કહે છે કે (લડાઇ વિશે) કોઈ સૂરત કેમ ન ઉતરી ? ફરી જ્યારે એક સ્પષ્ટ મતલબની સૂરત ઉતરી અને તેમાં લડાઈનું વર્ણન થયું તો જેઓના દિલોમાં (દંભનો) રોગ છે તેઓને આપ જુઓ છો કે, તેઓ આપના તરફ એવા માણસની માફક તાકી રહે છે જે મૃત્યુની મૂર્છામાં સપડાયો હોય. તો (હવે) તેઓની ખરાબી (આવી લાગી) છે. (૨૦)

*(સૂરહ મુહમ્મદ)*

મુસલમાનો એક સૂરત માંગતા હતા એટલે કાફિરોની સતામણીથી લાચાર થઈ એવું ઈચ્છતા હતા કે અલ્લાહ તઆલા જિહાદનો હુકમ આપે તો બની શકે તેટલું કરી નાખીએ, પણ જ્યારે જિહાદ (ધર્મયુદ્ધ)નો હુકમ

આવ્યો તો મુનાફિકોને તથા કેટલાક કાચા મુસલમાનોને ભારે લાગ્યું તો મરનાર માણસની પેઠે ફીકી પડી ગયેલી આંખોથી નબી (સલ.) તરફ જોતા હતા કે કદાચ આ હુકમથી અમને વિમુક્ત કરે તો કેવું સારું થાય ! અતિશય બીક વખતે પણ મૃત્યુ વેળાની માફક આંખો ફીકી પડી જાય છે.

હવે મુનાફિકોની દગાબાજી જાહેર થવા અને આફતમાં સપડાવાનો સમય આવી લાગ્યો છે.

તાબેદારી અને ભલી વાત કરવું (બહેતર) છે. ફરી જ્યારે (જિહાદના) કામની તાકીદ હોય ત્યારે જો અલ્લાહપાકના સમક્ષ સાચા રહે તો તેઓના માટે બેહતર છે. (૨૧)

એ લોકો જાહેરમાં ફરમાંબરદારીનો ડોળ કરી ઈસ્લામ તથા તેના હુકમોનો જો કે સ્વીકાર કરે છે, પણ મુદ્દો એ છે કે અલ્લાહપાક અને રસૂલ (સલ.)ના હુકમો પર દિલથી અમલ કરે અને યોગ્ય વાત કહે, પછી જિહાદ વગેરે બાબતોમાં કામની તાકીદ અને દબાણ આવે ત્યારે પણ અલ્લાહપાકની સમક્ષ તેઓ સાચા ઠરે તો એમાં જ તેઓનો લાભ છે. નહિ તો જાહેરમાં શરીઅતનો હુકમ નહિ માનવાથી તો માણસ કાફિર થઈ જાય છે. માટે દરેક રીતે માનવો જ જોઈએ. વળી, રસૂલ જાણે છે કે નામર્દોને લડાવવાથી શું લાભ ? પણ જ્યારે બહુ જ તાકીદ આવી પડે તો તે વખતે સૌને લડવું જરૂરી થશે, નહિ તો લડનારા ઘણા છે. એમાં ગભરાવાની શું જરૂર ?

ફરી શું તમારાથી એ પણ સંભવિત નથી કે જો તમને સત્તા મળી જાય તો દેશમાં ખરાબી નાખો, અને પોતાના સગપણના સંબંધો તોડી નાખો ? (૨૨)

પ્રાણથી તંગ આવીને અત્યારે તો જિહાદની અભિલાષા કરો છો ખરા, પણ જો અલ્લાહ તઆલા તમને ફતેહમંદ કરે તો પછી ફસાદ કરશો નહિ, કારણ કે સામાન્ય રીતે લોકો સત્તા અને સંપત્તિના નશામાં ન્યાય અને સદાચારને તિલાંજલી આપી દે છે. લોભ વધી જતા ગરજ સારવા માટે અનેક ઝઘડાઓ ઉત્પન્ન કરે છે, જેથી એક બીજાના સંબંધો તૂટી સામાન્ય ફિત્નો ફેલાય છે. તો તમે તેવું કરશો નહિ.

આ તે જ લોકો છે કે જેઓના ઉપર અલ્લાહે લઅ્નત કરી છે, પછી તેઓને બહેરા બનાવી દીધા; અને તેઓની આંખો આંધળી કરી નાખી. (૨૩)

સત્તાના ગર્વમાં અત્યાચાર કરવા લાગ્યા તો ફરી કોઈના સમજાવવાથી સમજ્યા નહિ તો અલ્લાહ તઆલાની ફિટકારે પાષણ હૃદયી બનાવી દીધા. એનું જ નામ આંધળા બહેરા થવું છે. એ બધું તેઓની જ ખરાબીથી થયું.

શું આ લોકો કુર્આનમાં વિચાર કરતા નથી અથવા તેઓના દિલો પર તાળાં લાગેલાં છે ? (૨૪)

તૌબા વિના ગુનાહ પર ગુનાહ કરતા રહેવાથી આખા દિલ પર અંધકાર છવાઈ જાય છે. ફરી નસીહત કામ નથી લાગતી. તેને જ તાળું ફરમાવ્યું છે, પરંતુ જો તેઓને તવફીક મળી હોત તો સહેલાઈથી સમજી લેત કે જિહાદમાં દીન-દુનિયાના બધા લાભ સમાયેલા છે.

## મુનાફિકો - જિહાદ :

અને જે લોકો ઈમાન લાવવાના છે તેઓ (તો હંમેશા એ વાતના ઉત્સાહી રહે છે કે અલ્લાહ તઆલાનું કલામ ઔર વધારે નાઝિલ થાય જેથી ઈમાન તાજું થાય અને નવા નવા હુકમો આવે તો તેનો સવાબ પણ પ્રાપ્ત કરે અને જો પાછલા હુકમોની તાકીદ હોય તો ઔર વધારે સાબિતીઓ મળે અને આ ઉત્સાહમાં) કહેતા રહે છે કે કોઈ (નવી) સૂરત કેમ નાઝિલ ન થઈ ? (જો નાઝિલ થાય તો ઈચ્છા પૂરી થાય) બસ, જે સમયે કોઈ સાફ સાફ (વિષયવાળી) સૂરત નાઝિલ થાય છે અને (સંજોગવસાત્) તેમાં જિહાદનું પણ (સ્પષ્ટ) વર્ણન હોય છે, તો જે લોકોના દિલોમાં (નિફાક-દોગલાપણાંની) બીમારી છે, તમે તે લોકોને જુઓ છો કે તેઓ આપના તરફ એ રીતે (ભયાનક નજરોથી) જુએ છે, જેમકે કોઈના ઉપર મોતની મૂર્છાવસ્થા છવાઈ હોય (એ રીતે જોવાનું કારણ ડર અને કાયરતા છે કે હવે આપણા ઈમાનના દા'વાઓને નિભાવવા માટે જિહાદમાં જવું પડ્યું અને મુસીબત આવી પડી અને તેઓ આ રીતે અલ્લાહ તઆલાના હુકમથી છટકબારીઓ શોધે છે) બસ, (મૂળ વાત એ છે કે) નજીકમાં જ તેમની કમ્બખ્તી આવવાની છે

(ભલે દુનિયામાં પણ કોઈ વબાલમાં સપડાય, નહિતર પછી આખિરતમાં તો અવશ્ય છે જ. અને ભલે તે ફુરસદમાં હોય તેઓ આજ્ઞાપાલનની અને ખુશામતની ઘણી વાતો બનાવ્યા કરે છે, પરંતુ) તેમની આજ્ઞાપાલન અને વાતચીત(ની હકીકત) ખબર છે (જે હવે યુદ્ધના હુકમના સમયે તેમની પરિસ્થિતિથી બધા ઉપર જાહેર થઈ ગયું) જ્યારે સમગ્ર કામ (અને યુદ્ધનો બધો સામાન) તૈયાર જ થઈ જાય છે તો (તે સમયે પણ) જો આ લોકો (અલ્લાહ ઉપર ઈમાનના દા'વામાં) અલ્લાહ સાથે સાચા રહ્યા હોત (એટલે કે ઈમાનના દા'વાના તકાદાઓ ઉપર અમલ કરતા હોત, જેમાં શરીઅતના બધા જ સામાન્ય હુકમો અને ખાસ જિહાદના હુકમો સામેલ છે. અને જો સાચા દિલથી જિહાદ કર્યો હોત) તો તેમના માટે ઘણું સારું થયું હોત. (એટલે કે ભલે શરૂઆતમાં મુનાફિક હતા અને અંતે આ નિફાકથી તવબહ કરી લીધી હોત, તો પણ તેમનું ઈમાન સ્વીકૃત બની ગયું હોત અને તેમનો અંત નિફાક ઉપર ન સમજવામાં આવ્યો હોત. કારણ કે મોતના સમય પહેલાં પહેલાં સાચા દિલની તવબહ સ્વીકૃતિ પ્રાપ્ત છે.

اَمْ حَسِبَ الَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ اَنْ لَّنْ يُّخْرِجَ اللّٰهُ اَضْغَانَهُمْ માં શબ્દ ''અદ્ગાન'' એ ''દગન''નું બહુવચન છે, જેનો અર્થ ગુપ્ત દુશ્મની, ઈર્ષ્યા અને મનમાં મેલ રાખવાનો થાય છે. મુનાફિકો જેઓ ઈસ્લામનો દાવો કરતા હતા તથા જાહેરમાં રસૂલે કરીમ (સલ.) સાથે મહોબ્બતનો દેખાડો અને ગુપ્તપણે દુશ્મનાવટ અને મનમાં મેલ રાખતા હતા, તેમના વિશે નાઝિલ થયું કે આ લોકો અલ્લાહ રબ્બુલ આલમીનને આલિમુલ ગય્બ (ગુપ્ત વાતોનો જાણકાર) જાણવા છતાં એ વાતથી કેમ નચિંત છે કે, અલ્લાહ તઆલા તેમના ગુપ્ત રહસ્યો અને ગુપ્ત અદાવતોને લોકો ઉપર જાહેર કરી આપે. ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ સૂરએ બરાઅતમાં તેમના આવા અમલો, પ્રવૃત્તિઓ અને હરકતોની જાણ કરી દીધી, જેનાથી મુનાફિકોના દોગલાપણાની જાણ થઈ જાય અને તેઓ ઓળખાય જાય. એટલા જ માટે સૂરએ બરાઅતને ''ફાઝિહહ'' પણ કહેવામાં

આવે છે. એટલે કે "અપમાનિત કરનાર" કારણ કે તેમાં મુનાફિકોની ખાસ ખાસ નિશાનીઓ જાહેર કરી દેવામાં આવી છે.

وَلَوْ نَشَآءُ لَاَرَيْنٰكَهُمْ فَلَعَرَفْتَهُمْ بِسِيْمٰهُمْ એટલે કે જો અમે ઈચ્છીએ તો તમને મુનાફિકો વીણી વીણીને બતાવી આપીએ અને તેમનો એવો વેશ બતાવીએ, જેનાથી તમે દરેક મુનાફિકને વ્યકિતગત રીતે ઓળખી લો. કુર્આને આ વિષયને "લવ" શબ્દ દ્વારા વર્ણન કર્યો છે, જેનો ઉપયોગ એવી શરત માટે થાય છે, જે ઉપસ્થિત ન થયું હોય. એટલા માટે આયતનો અર્થ એ થાય છે કે, જો અમે ઈચ્છયું હોત તો દરેક મુનાફિક તમને વ્યકિતગત રીતે નિશ્ચિત કરીને બતાવી આપ્યા હોત, પરંતુ અમે હિકમત અને હિત તથા પોતાના ધૈર્ય અને સહનશીલતાના કારણે તેમને એ રીતે અપમાનિત કરવાનું પસંદ કર્યું નહીં, જેથી નિયમ એ કાયમ રહે કે તેમની બધી જ પ્રવૃત્તિઓને તેમના જાહેર જીવન ઉપર લાગુ પાડવામાં આવે અને તેમની અંતરમનની પરિસ્થિતિ તથા દિલમાં છુપાવેલ ગુપ્ત બાબતોને માત્ર સર્વજ્ઞ અને બધી જ ખબર રાખનાર અલ્લાહ તઆલાને સોંપવામાં આવે. અલબત્ત તમને અમે એવી સમજણ આપી દીધી છે કે, તમે મુનાફિકને પોતે તેમની વાતચીતથી ઓળખી લો. وَلَتَعْرِفَنَّهُمْ فِيْ لَحْنِ الْقَوْلِ નો આ જ ભાવાર્થ છે. *(ઈબ્ને કષીર)*

હઝરત ઉસ્માન બિન અફ્ફાન (રદી.)એ ફરમાવ્યું કે, જે વ્યકિત કોઈ વસ્તુ પોતાના દિલમાં છુપાવે છે, અલ્લાહ તઆલા તેને તેના ચહેરાથી અને તેની ભાષાની ઢબથી જાહેર કરી આપે છે. એટલે કે વાતચીત દરમિયાન તેનાથી અમુક એવા વાકયો નીકળી જાય છે, જેનાથી તેના દિલનું રહસ્ય જાહેર થઈ જાય છે. એવી જ એક હદીષ શરીફમાં આવ્યું છે કે, જે વ્યકિત પોતાના દિલમાં કોઈ વાત છુપાવે છે, અલ્લાહ તઆલા તેના અસ્તિત્વ ઉપર તે વસ્તુની ચાદર ઓઢાડી દે છે. જો તે વસ્તુ કોઈ સારી ભલી છે, તો તે જાહેર થઈને રહે છે અને જો બુરી છે, તો તે પણ જાહેર થઈને રહે છે. અમુક હદીષની રિવાયતોમાં એવું પણ આવ્યું છે કે, મુનાફિકોની એક

જમાઅતની આપ (સલ.)ને વ્યકિતગત રીતે જાણકારી પણ આપી દેવામાં આવી હતી, જેમકે મુસ્નદે અહમદમાં ઉકબા બિન અમ્ર (રદી.)ની હદીષમાં છે કે, આપ (સલ.)એ એક ખુત્બામાં ખાસ ખાસ મુનાફિકોના નામ લઈને તેમને મજલિસમાંથી ઉઠાડી મૂકયા, તેમાં ૪૬ વ્યકિતઓના નામ ગણવામાં આવ્યા છે. *(ઈબ્ને કષીર)*

## (૬૧) ગીબત (કુથલી) કરનારનો અત્યંત ભૂંડો દાખલો

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اجْتَنِبُوْا كَثِيْرًا مِّنَ الظَّنِّ ؗ اِنَّ بَعْضَ الظَّنِّ اِثْمٌ وَّلَا تَجَسَّسُوْا وَلَا يَغْتَبْ بَّعْضُكُمْ بَعْضًا ؕ اَيُحِبُّ اَحَدُكُمْ اَنْ يَّاْكُلَ لَحْمَ اَخِيْهِ مَيْتًا فَكَرِهْتُمُوْهُ ؕ وَاتَّقُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ تَوَّابٌ رَّحِيْمٌ ⑫ (حجرات:۱۲)

હે ઈમાનવાળાઓ ! ઘણીખરી ધારણાઓથી દૂર રહો, કેમ કે કેટલીક ધારણાઓ પાપ હોય છે અને કોઇ(ના ઐબ)ની જાસૂસી ન કરો અને એક-બીજાની ગીબત (નિંદા) ન કરો. શું તમારામાંથી કોઈને આ (કૃત્ય) ગમે છે કે તે પોતાના મરેલા ભાઈનું માંસ ખાય ? એને તો તમે તિરસ્કાર પાત્ર ગણો છો અને અલ્લાહપાકથી ડરતા રહો. બેશક, અલ્લાહ તઆલા તૌબા કબૂલ કરનાર મહા દયાળુ છે. (૧૨) *(સૂરહ હુજરાત)*

કોઈના માટે બુરું ગુમાન કરવું તેમજ કોઈનો ભેદ જાણવા કોશિશ કરવી અને કોઈની નિંદા કરવી કદી કોઈ પણ ઠેકાણે દુરુસ્ત નથી; પરંતુ જેમાં દીનનો ફાયદો હોય અને પોતાનો અંગત હેતુ કંઈ જ ન હોય ત્યાં દુરુસ્ત છે. કોઈની વાત તેની ગેરહાજરીમાં એવી રીતે કરવી કે જો તે સાંભળે તો તેને ખરાબ લાગે એ જ ગીબત છે, પણ પેલા માણસમાં જે વાત ન હોય તે વિશે કહેવું એ તો ગીબત નહિ, બલકે બોહતાન છે, જે બહુ સખત ગુનોહ છે. ગીબત કરવાને મરેલા ભાઈનું માંસ ખાવા સમાન ફરમાવ્યું, કેમ કે મરેલા સાથે જે વર્તણૂક થાય છે, તેની તેને ખબર હોતી નથી; તે જ પ્રમાણે જેની નિંદા થઈ તે ગીબત કરનારને તેમજ શું શું નિંદા કરી તેને જાણતો નથી.

વળી, એથી એ પણ જણાયું કે માણસનું માંસ હરામ છે, તેવી જ રીતે કોઈની આબરૂ લેવી પણ હરામ છે. જે પ્રમાણે માંસ કાપવું જીવતા માણસને દુઃખદાયી છે તે જ પ્રમાણે તેની આબરૂ પર હાથ નાખવું પણ દુઃખદાયક છે. માટે એ મહાન ગુનાહથી અળગા રહેવું જોઈએ.

જેના દિલમાં અલ્લાહપાકનો ડર હોય તે જ ઉપરોક્ત ઉપદેશોને માન્ય રાખશે. માટે પ્રત્યેક મુસ્લિમે ખરેખર, અલ્લાહપાકથી ડરવું જોઈએ અને આ મનાઈ કરેલા આચરણોની પાસે પણ ન જવું જોઈએ અને તે પહેલાં જે કંઈ ભૂલો થઈ હોય તેની ખરા દિલથી તૌબા કરે તેમજ જેની ગીબત કરી હોય તેનાથી માફી માંગે અને જો માફી માંગવાનું અસંભવિત બની ગયું હોય તો તેના માટે ઈસ્તિગફાર કર્યા કરે તેમજ તૌબા પણ કરે તો આશા છે કે અલ્લાહ તઆલા માફ કરી દેશે.

### ગીબત - અખ્લાક :

હે ઈમાનવાળાઓ ! અમુક ધારણાઓથી બચ્યા કરો, કારણ કે અમુક પ્રકારની ધારણાઓ ગુનાહ હોય છે (એટલા માટે પૂર્વગ્રહ અને ધારણાઓ અને અનુમાનોના જેટલા પ્રકાર છે, તે બધા પ્રકારોના હુકમોની તહકીક કરી લો કે, કયું અનુમાન જાઈઝ છે અને કયું નાજાઈઝ ? પછી જાઈઝની મર્યાદામાં રહો) અને (કોઈની ખામીની) ખણખોદ ન કર્યા કરો અને કોઈની ગીબત પણ ન કર્યા કરો. (આગળ ગીબતની નીંદા છે કે) શું તમારામાં કોઈ એવી વાતને પસંદ કરે છે કે, પોતાના મૃત ભાઈનું માંસ ખાઈ લે ? તેને તો તમે (અવશ્ય) ખરાબ સમજો છો (તો સમજી લો કે કોઈ ભાઈની ગીબત પણ એ જ પ્રમાણે છે) અને અલ્લાહપાકથી ડરતા રહો (ગીબત છોડી દો, તવબહ કરી લો) બેશક ! અલ્લાહપાક તવબહ કબૂલ કરનારો ઘણો મહેરબાન છે.

### મસ્અલા અને બોધપાઠ :

આ આયત પણ પરસ્પરના હકો અને સામાજિક શિષ્ટાચાર વિશેના હુકમો ઉપર આધારિત છે. એમાં પણ ત્રણ વસ્તુઓને હરામ ઠરાવવામાં આવી છે. પ્રથમ પૂર્વગ્રહ જેની વિગત આગળ આવે છે, બીજું કોઈની ગુપ્ત

વાત જાણવા ખણખોદ કરવી, એટલે કે ગુપ્ત ખામીઓનો ભેદ જાણવા પ્રયત્ન કરવો. ત્રીજું ગીબત, એટલે કે કોઈ ગેરહાજર વ્યક્તિ વિશે કોઈ એવી વાત કહેવી કે જો તે સાંભળે તો તેને નાપસંદ પડે. પ્રથમ વસ્તુ એટલે કે ધારણાનો અર્થ ચોક્કસ બાંધી લીધેલું અનુમાન છે. તેના વિશે કુર્આને કરીમે પ્રથમ તો એ કહ્યું કે, ઘણા બધા અનુમાનોથી બચ્યા કરો. પછી તેનું કારણ એ બતાવ્યું કે અમુક ધારણાઓ ગુનાહ હોય છે, જેનાથી જાણ થઈ કે દરેક પ્રકારની ધારણાઓ ગુનોહ નથી, તો આ હુકમ સાંભળનારાઓ ઉપર એની તહકીક કરવી ફરજ થઈ ગઈ કે કઈ ધારણા ગુનોહ છે, જેથી તેનાથી બચે અને જ્યાં સુધી કોઈના વિશે બાંધી લીધેલી ધારણાનું જાઈઝ હોવાની જાણ ન થઈ જાય તેની પાસે પણ ન જાય. ઉલમા અને ફુક્હાએ એની વિગતો વર્ણન કરી છે. કુર્તુબીએ કહ્યું કે, ''ઝન''નો અર્થ ''તોહમત'' છે. એટલે કે કોઈ વ્યક્તિ ઉપર કોઈ મજબૂત દલીલ વિના કોઈ તોહમત અથવા ઐબ અથવા ગુનાહનો સંબંધ જોડવો ઈમામ અબૂબક્ર જસ્સાસ (રહ.)એ ''અહકામુલ કુર્આન''માં એક ઠોસ વિગત એ રીતે લખી છે કે, તેના ચાર પ્રકારો છે : એક હરામ છે, બીજી ફરજ છે, ત્રીજી મુસ્તહબ અને ચોથી મબાહ અને જાઈઝ છે. હરામ ધારણા એ છે કે, અલ્લાહ તઆલાની સાથે એવો પૂર્વગ્રહ બાંધી રાખે કે તે મને અઝાબ જ આપશે અથવા મુસીબતમાં જ રાખશે, એ રીતે કે અલ્લાહ તઆલાની મગફિરત અને રહમતથી જાણે કે હતાશ અને નિરાશ છે. હઝરત જાબીર (રદી.)થી રિવાયત છે કે, રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું : **"લા યમુતન્ન અહદુકુમ ઈલ્લા વહુવ યુહ્સીનુઝ ઝન્ન બિલ્લાહિ"** તમારામાંથી કોઈને ત્યાં સુધી મૌત ન આવવી જોઈએ કે તેની અલ્લાહ તઆલા સાથે સારી ધારણા હોય.

اَيُحِبُّ اَحَدُكُمْ اَنْ يَّاْكُلَ لَحْمَ اَخِيْهِ مَيْتًا આ આયતે કોઈ મુસલમાનની આબરૂ લેવાને, તેને અપમાનિત કરવાને અને તેને તુચ્છ સમજવાને તેનો માંસ ખાવા બરાબર ઠરાવવામાં આવ્યું છે. જો તેની સામે તે વ્યક્તિ હાજર હોય તો એવું છે, જે રીતે કે કોઈ જીવીત માનવીનો માંસ બચકા મારી મારીને ખાઈ જવો. એને કુર્આને કરીમમાં 'લમ્ઝ'થી ઓળખાવીને હરામ

ઠરાવવામાં આવ્યું છે. જેમકે હમણા ઉપર આવી ચૂક્યું لَا تَلْمِزُوْٓا اَنْفُسَكُمْ અને આગળ આવશે, وَيْلٌ لِّكُلِّ هُمَزَةٍ لُّمَزَةٍ અને તે વ્યક્તિ ગેરહાજર હોય તેની પાછળ તેના વિશે એવી વાત કહેવી જેનાથી તેની આબરૂનું નીલામ થાય અને તે નીચ સમજવામાં આવે એ એવું છે જેમકે મરેલા માણસનું માંસ ખાવામાં આવે કે જે રીતે મૃત વ્યક્તિનો માંસ ખાવાથી મરેલા વ્યક્તિને કોઈ શારીરિક ઈજા નથી થતી, એવું જ આ ગેરહાજર વ્યક્તિને જ્યાં સુધી ગીબતની ખબર નથી થતી, તેને પણ કોઈ તકલીફ નથી થતી. પરંતુ જેમ કોઈ મૃત મુસલમાનનો માંસ ખાવો હરામ અને ઘણી જુગુપ્સાપ્રેરક બાબત અને ધૃણાસ્પદ કામ છે, એ જ પ્રમાણે ગીબત હરામ પણ છે અને જુગુપ્સા-પ્રેરક તથા ધૃણાસ્પદ પણ છે. પીઠ પાછળ કોઈની બુરાઈ કરવી બહાદૂરીનું કામ નથી.

આ આયતમાં ખોટી ધારણા (પૂર્વગ્રહ) અને જાસૂસી તથા ગીબત ત્રણ વસ્તુઓ હરામ હોવાનું વર્ણન છે, પરંતુ ગીબત હરામ હોવાની વધારે કાળજી ફરમાવવામાં આવી કે તેને કોઈ મૃત મુસલમાનના માંસ ખાવા સાથે સરખાવી તેના હરામ હોવાનું તથા તે ખૂબ જ જુગુપ્સાપ્રેરક અને ધૃણાસ્પદ હોવાનું સ્પષ્ટ કરવામાં આવ્યું. એની હિકમત એ છે કે, કોઈની સામે તેની ખામીઓ જાહેર કરવી પણ જો કે કષ્ટ પહોંચાડવાની બીનાએ હરામ છે, પરંતુ તેનો બચાવ તે વ્યક્તિ પોતે પણ કરી શકે છે અને બચાવના ભયથી દરેકની હિંમત પણ નથી હોતી અને તે સ્વાભાવિક રીતે વધારે લાંબો સમય રહી પણ નથી શકતું. તેનાથી વિપરીત કે ત્યાં કોઈ બચાવ કરનાર પણ નથી. દરેક નાનાથી નાનો વ્યક્તિ મોટાથી મોટા માણસની ગીબત કરી શકે છે અને કારણ કે કોઈ બચાવ કરનાર નથી હોતો, એટલે આ સીલસીલો સામાન્ય રીતે લાંબો ચાલે છે અને એમાં સંડોવણી પણ વધારે થાય છે. એટલા માટે ગીબત હરામ હોવાનું સ્પષ્ટ કરવામાં આવ્યું અને સામાન્ય મુસલમાનો ઉપર ફરજ કરવામાં આવ્યું કે, જે સાંભળે તે પોતાના હાજર ન હોય એવા ભાઈ તરફથી પોતાની શક્તિ પ્રમાણે બચાવ કરે અને બચાવની શક્તિ ન હોય તો ઓછામાં ઓછું એને સાંભળવાથી બચે. કારણ કે ગીબતને ઈરાદાપૂર્વક અને સ્વેચ્છાએ

સાંભળવું પણ એવું જ છે, જેમકે પોતે ગીબત કરવી.

## (૬૨) સહાબાએ કિરામની ફઝીલતો અને વિશિષ્ઠતાના દાખલાઓ

مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ ؕ وَالَّذِيْنَ مَعَهٗٓ اَشِدَّآءُ عَلَى الْكُفَّارِ رُحَمَآءُ بَيْنَهُمْ تَرٰىهُمْ
رُكَّعًا سُجَّدًا يَّبْتَغُوْنَ فَضْلًا مِّنَ اللّٰهِ وَرِضْوَانًا ۫ سِيْمَاهُمْ فِيْ وُجُوْهِهِمْ مِّنْ
اَثَرِ السُّجُوْدِ ؕ ذٰلِكَ مَثَلُهُمْ فِي التَّوْرٰىةِ ۖۛ وَمَثَلُهُمْ فِي الْاِنْجِيْلِ ۛ كَزَرْعٍ
اَخْرَجَ شَطْـَٔهٗ فَاٰزَرَهٗ فَاسْتَغْلَظَ فَاسْتَوٰى عَلٰى سُوْقِهٖ يُعْجِبُ الزُّرَّاعَ
لِيَغِيْظَ بِهِمُ الْكُفَّارَ ؕ (فتح:٢٩)

મુહમ્મદ (સલ.) અલ્લાહ તઆલાના રસૂલ છે અને જે લોકો એમના સોબતી છે તેઓ કાફિરો પર ભારે હોઈ માંહોમાંહે દયાળુ છે, તેમને આપ રુકૂઅ–સિજદા કરતાં જોશો કે તેઓ અલ્લાહની કૃપા અને ખુશ્નુદી શોધતા રહે છે. તેમની ઓળખાણ સિજદાના અસરથી તેમના મુખો પર જ છે. તેમની એ જ મિસાલ તવરાતમાં (વર્ણન થઈ) છે, પણ ઈન્જીલમાં તેમની મિસાલ એ (વર્ણન કરી) છે કે જાણે ખેતીએ (તેના તુલે) પોતાની અણી કાઢી. ફરી તેણે (ખોરાક ચુસી) તેને પુષ્ટિ આપી. પછી તે વધુ જાડી થઈ. પછી તે પોતાના થડ પર સીધી ઊભી થઈ ગઈ, જે ખેડૂતોને અચરજ પમાડે છે (તો સહાબીઓને એમ જ ક્રમિક ચડતી આપી) કે જેથી તેઓ (મુઅમિનો) વડે કાફિરોને બળાપામાં નાખે.૨ જે લોકો ઈમાન લાવ્યા અને નેક કામ કરે છે તેમને અલ્લાહપાકે (આખિરતમાં) ક્ષમા અને મહાન સવાબનો વાયદો આપ્યો છે. (૨૯)

માણસમાં સખતી કે નરમીની જે ખસલત હોય તે દરેક ઠેકાણે સરખી જ જાહેર થાય છે, પરંતુ જે કોઇ ઈમાનની બરકતથી સુધરી જાય તે સખ્તી અને નરમી બન્નેનો પોતપોતાના સ્થળે જ ઉપયોગ કરે છે. સહાબા (રદિ.)નો પણ એ જ હાલ હતો કે માંહોમાંહે અતિ માયાળુ અને કાફિરોના મુકાબલામાં ઘણા સખત હતા. વળી, તહજ્જુદની નમાઝોના અસરથી તથા ભલી નિય્યતે

તેમના ચહેરાઓ પર એક પ્રકારનું નૂર હતું. તે નૂરથી જ લોકોમાં સહાબા (રદિ.) તરત ઓળખાઈ જતા હતા. તવરાતમાં સહાબા (રદિ.)ની નિશાની એ જ પ્રમાણે લખેલી હતી. ગેરમુસ્લિમો સાથે ઉપકાર–સદ્‌વર્તનની છૂટ છે, એ શરતે કે તેઓ તમને દીનમાં ઢીલા ન સમજે. ઈન્જીલમાં ઈસ્લામ અને મુસલમાનોની સ્થિતિ ખેતીના દૃષ્ટાંતરૂપે વર્ણન કરી છે. એટલે જે પ્રમાણે પ્રથમ ખેતીનો ફણગો ફૂટે ત્યારે તે કમજોર હોય છે, ફરી ધીમે ધીમે જોર પકડી છોડ કે ઝાડ થઈ જાય છે. તે જ પ્રમાણે પ્રથમ ઈસ્લામ પર એક જ માણસ હતો, ફરી બે થયા, પછી ધીમે ધીમે સંખ્યા વધી બળ વધતું ગયું. હુઝૂર (સલ.)ના આખરી વખતમાં અને ખલીફાઓના સમયમાં જેટલું બળ વધ્યું હતું તે કોઈથી છૂપું નથી. ઈમાનવાળા સત્કાર્યો કરનારાઓને આ વાયદો આપ્યો. હુઝૂર (સલ.)ના અસહાબી સૌ જ એવા નેક હતા, પરંતુ બંદો નિડર થવા પામે નહિ, તેથી અલ્લાહ તઆલા કોઈને સ્પષ્ટ ખુશખબરી આપતો નથી, છતાં માલિકના તરફથી એટલી શાબાશી કંઈ ઓછી નથી.

## આગલા આકાશી પુસ્તકોમાં સહાબાએ કિરામના શાનદાર ઉદાહરણો :

મુહમ્મદ (સલ.) અલ્લાહના રસૂલ છે (આ સ્થળે મુહમ્મદુર્રસૂલુલ્લાહનું આખું વાક્ય લાવવાથી એ તરફ ઈશારો છે કે હઠાગ્રહી અજ્ઞાનીઓએ તેમના નામની સાથે રસૂલુલ્લાહ લખવાનું પસંદ ન કર્યું હતું, તો એની શું પરવા કરવી ? અલ્લાહે આ કલિમહ આપના નામની સાથે લખી દીધો, જે કિયામત સુધી પઢવામાં આવશે. આગળ આપના અનુયાયી સહાબએ કિરામ (રદી.)ની શ્રેષ્ઠતા અને તેમના માટે ખુશખબરી પ્રસ્તુત છે કે) જે લોકો આપનો સંગાથ પામેલા છે (આ શબ્દમાં બધા જ સહાબએ કિરામ રદી. સામેલ છે. ભલે તેમને લાંબો સમય સંગાથનો પ્રાપ્ત થયો હોય અથવા ઓછો, જે સહાબા (રદી.) હુદૈબિય્યહમાં આપ (સલ.)ની સાથે હતા, તેઓ ખાસ કરીને તેના લક્ષ્ય સ્વરૂપે છે. ખુલાસો એ છે કે બધા જ સહાબએ કિરામ (રદી.)નું આ વિશિષ્ટ લક્ષણો સાથે વર્ણન કરવામાં આવ્યું છે કે)

તેઓ કાફિરોના મુકાબલામાં તેજ તર્રાર છે (અને) પરસ્પર રહમદિલ છે (અને) હે શ્રોતા ! તું એમને જોઈશ કે ક્યારેક રુકૂઅ્ કરી રહ્યા છે, ક્યારેક સિજ્દહ કરી રહ્યા છે (અને) અલ્લાહપાકની કૃપા અને તેનો રાજીપા (એટલે કે સવાબ અને તેની નિકટતા)ની શોધખોળમાં લાગેલા રહે છે. તેઓ(ની અબ્દિય્યત)ના ચિહ્નો (તેમના) સિજ્દહની અસરથી તેમના ચહેરાઓ ઉપર જાહેર છે. (ભાવાર્થ તે ખુશૂઅ્ અને ખુજૂઅ્ના નૂરની અસર છે, જે મુઅમિન મુત્તકીના ચહેરા ઉપર સામાન્ય રીતે અવલોકન કરી શકાય છે) આ તેમના (પ્રસ્તુત) લક્ષણો તવરાતમાં છે અને ઈન્જીલમાં તેમના આ લક્ષણ (ઉપસ્થિત) છે કે જેમકે ખેતી કે તેણે (પ્રથમ જમીનમાંથી) પોતાની અણી (કુંપળ) કાઢી, પછી (માટી, પાણી, હવા વગેરેથી ખોરાક પામી) તેને મજબૂત કરી (એટલે કે એ ખેતી મજબૂત થઈ ગઈ), પછી તે ખેતી વધારે જાડી થઈ અને પોતાના થડ ઉપર સીધી ઊભી થઈ ગઈ કે (પોતાના હર્યાભર્યા હોવાથી) ખેડૂતોને ભલી જણાવા લાગી, (એ જ પ્રમાણે સહાબા રદી.માં પ્રથમ કમજોરી હતી, પછી દરરોજ તેમની શક્તિ વધતી ગઈ અને અલ્લાહપાકે સહાબએ કિરામ (રદી.)ને આ દબદબો એટલા માટે આપ્યો) જેથી તેઓ(ની હાલત)થી કાફિરોને (ઈર્ષ્યાની અગ્નિમાં) સળગાવી દે (અને આખિરતમાં) તે લોકોને કે જેઓ ઈમાન લાવ્યા છે અને નેક કામ કરી રહ્યા છે (ગુનાહોની) માફી અને (આજ્ઞાપાલન ઉપર) મહાન સવાબનો વાયદો કરી રાખ્યો છે.

ذٰلِكَ مَثَلُهُمْ فِى التَّوْرٰىةِ ۖ وَمَثَلُهُمْ فِى الْاِنْجِيْلِ ۚ كَزَرْعٍ اَخْرَجَ شَطْـَٔهٗ સહાબએ કિરામ (રદી.)ની જે નિશાની ઉપર વર્ણન કરવામાં આવી છે "અને સિજદ્હ અને નમાઝોનું નૂર તેમની પેશાનીઓની નિશાની છે." આ આયતમાં ફરમાવ્યું કે તેમની આ જ મિસાલ તવરાતમાં વર્ણન કરવામાં આવી છે. પછી ફરમાવ્યું કે ઈન્જીલમાં તેમનું એક ઉદાહરણ એ આપવામાં આવ્યું છે કે તેઓ એવા છે, જેમકે કોઈ ખેડૂત જમીનમાં બીજ ઉગાડે તો પ્રથમ તે એક કમજોર કુંપળ સ્વરૂપે જાહેર થાય છે, પછી તેમાં ડાળીઓ નીકળે છે, પછી તે વધારે મજબૂત થાય છે, પછી તેનું મજબૂત થડ બની જાય છે. એ જ

પ્રમાણે નબીએ કરીમ (સલ.)ના સહાબાઓ શરૂઆતમાં ઘણા ઓછા હતા, એક સમય એવો હતો કે રસૂલે કરીમ (સલ.) સિવાય માત્ર ત્રણ મુસલમાનો હતા. પુરુષોમાં હઝરત સિદ્દીકે અકબર(રદી.), સ્ત્રીઓમાં હઝરત ખદીજા (રદી.) અને બાળકોમાં હઝરત અલી (રદી.). પછી ધીમે ધીમે તેમની શક્તિ વધતી રહી, એટલે સુધી કે હજ્જતુલ વદાઅ્‌ના પ્રસંગે રસૂલે કરીમ (સલ.)ની સાથે હજ્જમાં સામેલ થનારાઓની સંખ્યા દોઢ લાખ જેટલી બતાવવામાં આવી છે. આ આયતમાં ત્રણ સંભાવનાઓ છે : એક એ કે فِى التَّوْرٰىةِ ઉપર થોભવામાં આવે અને પાછલું ઉદાહરણ એટલે કે ચહેરાઓનું નૂરએ તવરાતની નિશાનીના હવાલાથી વર્ણન થયું. مَثَلُهُمْ فِى الْاِنْجِيْلِ ઉપર થોભવામાં ન આવે, બલ્કે મિલાવીને પઢે તો અર્થ એ થશે કે, સહાબાનું દષ્ટાંત ઇન્જીલમાં તે ખેતી અથવા ઝાડ જેવું છે, જે શરૂઆતમાં ખૂબ કમજોર હોય છે, પછી ધીમે ધીમે એ મજબૂત અને કદાવર થઈ જાય છે.

બીજી સંભાવના એ છે કે, فِى التَّوْرٰىةِ ઉપર થોભવામાં ન આવે, બલ્કે فِى الْاِنْجِيْلِ ઉપર થોભવામાં આવે, તો અર્થ એ થશે કે ઉપરોકત વર્ણન કરેલ નિશાનીઓ ચહેરાનું નૂર વગેરે તવરાતમાં પણ છે અને ઇન્જીલમાં પણ; તથા આગળ كَزَرْعٍ ના દષ્ટાંતને એક અલગ ઉદાહરણ ઠરાવવામાં આવે. ત્રીજી સંભાવના એ છે કે, فِى التَّوْرٰىةِ ઉપર વાત પૂર્ણ ન થાય, ન જ فِى الْاِنْجِيْلِ ઉપર; અને શબ્દ ذٰلِكَ (ઝાલિક)થી આગલા ઉદાહરણ તરફ ઈશારો હોય તો અર્થ એ થશે કે તવરાત અને ઇન્જીલ બંનેમાં સહાબા (રદી.)નું ઉદાહરણ زَرْعٍ એટલે કે ખેતી સ્વરૂપે આપવામાં આવ્યું છે. જો આ યુગમાં તવરાત અને ઇન્જીલ પોતાની અસલી હાલતમાં હોત તો તેમને જોઈને કુર્આનનો ભાવાર્થ નિશ્ચિત થઈ ગયો હોત, પરંતુ તેમાં હેરફેરનો ક્રમ ઘણો બધો રહયો છે. એટલા માટે કોઈ ચોક્કસ ફેંસલો થઈ શકતો નથી, પરંતુ તફસીરકારોએ આ જ સંભાવનાને અગ્રિમતા આપી છે. જેનાથી પ્રથમ ઉદાહરણ તવરાતમાં અને બીજું ઇન્જીલમાં હોવાનું જણાય છે. ઈમામ બગવી (રહ.)એ ફરમાવ્યું કે, સહાબએ કિરામ (રદી.)નું આ ઉદાહરણ ઇન્જીલમાં છે કે શરૂઆતમાં તેઓ થોડા હશે, પછી વધશે અને મજબૂત

